# પ્રેમસમાધિ.

( બુલબુલ ” નું અનુસંધાન )

અનુવાદક-


સાકરલાલ મગનલાલ કાપડિઆ (મધુકર)

અંધકારપર પ્રકાશ, લોહીનો વેપાર વિ. ના કર્ત્તા.

૩૧, અનંત વાડી—મુંબઈ નં ૨



પ્રકાશક.

ગોવિંદરાવ મહાદેવ જાગુટે

ત્રણદરવાજા,—અમદાવાદ

આવૃત્તિ ૧ લી  પ્રત. ૧૦૦૦

સને ૧૯૨૩

મૂલ્ય રૂ. ૩-૮-૦

| | | |
|---|---|---|
| પાતાળની ભેમણ—અદ્ભુત વાર્તા. | ૧॥ | ૦–૩ |
| આગ શયતાન—અથવા તલવારનું તુફાન કિ. | ૩) | ૦–૬ |
| બિલોરનો બુચ્ચ—આરસેન લુપીનનું છેલ્લું પરાક્રમ. | ૩) | ૦–૪ |
| ભેદી ભરમ—ભર્યો ડીટેકટીવ— | ૨) | ૦–૩ |
| બંગાળીભુત અથવા રહસ્યમય ખૂન— | ૦॥ | ૦–૧ |
| ભયંકર ભેદ—અદ્ભુત રસમય ડીટેકટીવ. | ૧) | ૦–૨ |
| ભયંકર ન્યાય—ડીટેકટીવ નવલકથા | ૬) | ૦–૨ |
| ભાગ્યચક્રનો મહામંત્ર—( સચિત્ર ) પાકું પુઠું | ૨॥ | ૦–૪ |
| ભામિની કે ભૈરવી !—ભેદી ત્રિશુળનો ચમત્કાર સચિત્ર. | ૨॥ | ૦–૫ |
| ભેદી ખજાનો—ડિટેકટીવોની ચાલાકી. પાકું પુઠું. | ૨॥ | ૦–૪ |
| ભેદક ખુન— | ૧। | ૦–૨ |
| ભેદીલાશ— | ૧॥ | ૦–૪ |
| ભેદીશાહજાદી—ભા. ૧ લો. | ૨। | ૦–૪ |
| ભેદીશાહજાદી—ભા. ૨ જો. | ૨॥ | ૦–૪ |
| વલ્લુવધ—યાને સ્ત્રીનું ખૂન. અદ્ભુત ચોકાવનારી વારતા. | ૩) | ૦–૮ |
| શયતાન સદન અથવા પાપપતન— | ૦॥ | ૦–૫ |
| શાહી ગુપ્ત ભંડાર—અજબ ડિટેકટીવ વાર્તા | ૨॥ | ૦–૪ |
| શિરહીનશબ—દસ દીનની દોડધામ. એક હાસ્યરસિક ડિટેકટીવ નવલકથા. | ૦॥ | ૦–૩ |
| શેરલોક હોમ્સનાં સાહસ કર્મો— | ૨) | ૦–૪ |
| સંદેહ ઠગ—કાળાજી કૃત. | ૨॥ | ૦–૩ |
| સનમિત્ર કે શયતાન ?—ડિટેકટીવ વારતા. | ૧। | ૦–૨ |
| સુવર્ણ પ્રતિમા—કિંમતી સોનાની મૂર્તિ. | ૨॥। | ૦–૪ |
| સુગુણ સુંદરી—રંકનો રાય અને રાયનો રંક. | ૧॥ | ૦–૪ |

મળવાનું સ્થળ:—**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

બુકસેલર, ત્રણદરવાજા—અમદાવાદ.

# ડાંટેક્ટીવ ( છુપી પોલીસ. ) નોવેલો.

| | |
|---|---|
| અદ્ભુતશાપ—હીરાની ચોરી. | ૧ાા ૦-૨ |
| અણધારી આફત—સત્યનો જય ડીટેક્ટિવ વારતા. | ૦ાા ૦-૨ |
| અમરસીંહ—અદ્ભુત ડીટેક્ટીવની વારતા. | ૧ા ૦-૨ |
| આપઘાત કે ખુન—ભેદક વારતા. | ૨ાા ૦-૪ |
| આશાનો ખજાનો—ડીટેક્ટીવ વારતા | ૨) ૦-૬ |
| અઠંગ ઉઠાવગીર—અથવા તરકટી ટોળી. | ૪) ૦-૮ |
| કલંકિત કુમારિકા—ખાસ વાંચવા લાયક છે. | ૨ાા ૦-૪ |
| કલંકિત કાઉન્ટેસ—યાને ખુની કોણ ? પાકું પુંઠું. | ૩) ૦-૬ |
| કામાંધ કામિની—આજેજ મંગાવી ખાત્રી કરો. | ૨ાા ૦-૪ |
| કામરૂ દેશની કુટિલ કામિની—( સચિત્ર ) | ૧ાાા ૦-૨ |
| કુતરો કે કાળ ?—ડિટેક્ટીવોની ચતુરાઇ. | ૨ાા ૦-૩ |
| ખુફીયા ખંજર— | ૧ા ૦-૨ |
| ગેબી ખુન—આજેજ મંગાવી વાંચો. | ૨ાા ૦-૪ |
| ચમત્કારી ખુન—અદ્ભુત ડીટેક્ટિવ નવલકથા. | ૨) ૦-૪ |
| ચાળીસ ચહેરાનો માણસ—ડિટેક્ટીવ વારતા. | ૨) ૦-૪ |
| ચંડાળ ચોકડી—અને શેરલોક હોમ્સનું નવું પરાક્રમ. | ૧) ૦-૨ |
| જાપાની જાસૂસ—જાપાની સ્ત્રી ડીટેક્ટીવો. | ૨) ૦-૪ |
| ઝેર કોણે આપ્યું—અદ્ભુત તેમજ રસિક છે. | ૨ા ૦-૩ |
| ડીટેક્ટીવ દેવેન્દ્ર—વખણાયેલી ડીટેક્ટીવ વારતા. | ૧ા ૦-૩ |
| ડૉક્ટર ફુલસાહેબ. ભાગ ૧ થી ૫ | ૩ાા ૦-૬ |
| તુર્કી સામે ઇટાલીયન કાવત્રું— | ૧ા ૦-૨ |
| દસલાખનો દલ્લો—અથવા રત્નકંકણ. | ૨ાા ૦-૪ |
| દરિયાની ડાકણ—એક રસમય ડીટેક્ટીવ નવલકથા. | ૨) ૦-૩ |
| નઝીર—ડીટેક્ટીવ વારતા. | ૧) ૦-૨ |
| પરાક્રમની પતાકા—પાકું પુઠું. | ૩) ૦-૫ |

ઢાલગરઓળમાં આવેલા " ધી 'દેસાઇ' પ્રિન્ટિંગ
પ્રેસમાં પટેલ દેસાઇભાઈ હીરાચંદે છાપી.
મુ.—અમદાવાદ.

# પ્રસ્તાવના.

સ્વર્ગસ્થ દક્ષીણ નવલ કથાકાર શ્રીયુત્ હરિનારાયણ આપટે વિરચિત " વજ્રાઘાત અથવા વિજય નગરનો વિનાશકાળ " નામની મરાઠી નવલકથા પરથી મેં બુલબુલ નામે જે ગુજરાતી ભાષાંતર ગુર્જર સાહીત્યને ચરણે રજુ કર્યું હતું તેનું આ અનુસંધાન " પ્રેમ સમાધિ " ને નામે આજે પ્રગટ થાય છે તેથી મને આનંદ થાય તે સ્વાભાવિક છે. મારી ખાત્રી છે કે " બુલબુલના " વાંચનારાઓ પણ " પ્રેમ સમાધિ " પ્રગટ થવાથી આનંદ પામશે.

દિલગીરીની બીના એ છે કે આ નવલકથાના મૂળ લેખક શ્રીયુત્ આપટે બુલબુલનું અનુસંધાન પ્રગટ થયલું જોવાને આજે હૈયાત નથી. તેમના તરફ આભારથી લળી પડતું મારૂં હૃદય તેમના અમર આત્માને શાંતિ ચાહ્યા વિના બીજું શું કરી શકે !

અનેક ઉપાધિઓને લીધે આ પુસ્તકમાં જોડણીની ભૂલો રહી ગઇ છે તે તરફ વાંચનાર ક્ષમાની નજરે જોશે એવી આશા રાખવી વધારા પડતી નહી ગણાય.

૩૧, અનંતવાડી }
મુંબાઇ. નં. ૨ }

મધુકર.



# અનુક્રમણિકા.

## આજ લેખકનાં બીજાં પુસ્તકો.

સામાજિક:

૧ કમનસિબ લીલા ભા ૧
૨ કમનસિબ લીલા ભા. ૨
૩ ગોરા ભા. ૧
૪ ગોરા ભા. ૨ છપાય છે.
૫ આનંદઝરણાં.
૬ મધુરમિલન.
૭ અંધકારપર પ્રકાશ.

ડિટેકટિવ:

૮ કલંકિત કાકન્ટેસ.

ઐતિહાસિક:

૯ સૌન્દર્ય વિજય ભા. ૧
૧૦ ,, ,, ,, ૨
૧૧ ,, ,, ,, ૩
૧૨ ,, ,, ,, ૪
૧૩ બુલબુલ.
૧૪ પ્રેમસમાધિ છપાય છે.
૧૫ પ્રિયંવદાનો પ્રેમ છપાય છે.

સા. મ. કાપડિયા
૩૧, અનંતવાડી
મુંબઈ નં. ૨

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
ત્રણ દરવાજા—અમદાવાદ.

## પ્રકરણ ૧ લું.

### કોનો વાંક?

રામરાજાની સ્થિતિ તદ્દન ભ્રાંતિષ્ટ જેવીજ થઇ ગઇ. તેને હવે સઘળી બાજુએ મેહેરજાન, માર્જીના અને ધનમલ્લજદ દ્રષ્ટિએ પડવા લાગ્યાં. ત્રીસ વર્ષ પૂર્વે કુંજવનમાં જે સુખનો તેણે ઉપભોગ કર્યો હતો તે હવે તેને નજર સામે જણાયું. પોતે તે સુખને લાત મારી-પણ ખરૂં સુખ તેજ હતું-એમ તેને લાગવા લાગ્યું. જે સુખ પર મોહ પામી તેણે તે સુખને લાત મારી હતી તે સુખની અને આ સુખની તે મનમાં તુલના કરવા લાગ્યો; પરંતુ મેહેરજાનને છોડયા પછીનું સુખ તે વસ્તુતઃ સુખજ ન્હોતું એમ તેને લાગ્યું. પોતે જે ફેંકી દીધું તેજ ખરૂં સુખ હતું. મહાત્વાકાંક્ષાથી જેની પાછળ પડયો હતો તે સુખ ન્હોતું એવું તેના મનને હમણાં લાગ્યું. મેહેરજાનને આપેલા વચન પ્રમાણે તેના પરજ એકનિષ્ઠ પ્રેમ રાખ્યો હોત તો કેવું સારૂં થાત? એવો પ્રશ્ન મનમાં ઉપસ્થિત થતાંજ તેને કંઇનું કંઇ થઈ ગયું. તે પ્રશ્નનો તેના મને જવાબ પણ આપ્યો અને તેથી તે થરથર કંપવા લાગ્યો. તેને રાજ જમાઈની પદવી ન મળી હોત. રાજાની ઈચ્છાને જો તેણે અનુમોદન ન આપ્યું હોત બધાની ઈતિ સમાપ્તિ થઇ જાત. તેનાપર રાજાનો અને લોકોનો પ્રેમ જામ્યો ન હોત! રાજાએ તેને કદાચ દરબારમાં આવતો બંધ કર્યો હોત. તે

રાજજમાઈ શા માટે થવા ના પાડે છે તેનું કારણ કદાચ રાજાની જાણમાં આવત તો કદાચ તેને દેશપાર થવાનો વખત પણ આવત. આજે પોતે વિજયનગરના સામ્રાજ્યનો અપ્રત્યક્ષ અધિપતિ હતો પણ જો તેણે રાજાની પુત્રી સ્વીકારી ન હોત તો આ રાજ્યનું આધિપત્ય તો શું પણ તે સામ્રાજ્યના નાગરિક તરિકે પણ રહેવાની તક તેને નહિ. મળત કોઈ પણ અજાણ્યા દેશમાં તેને ચાલી જવું પડયું હોત. ધારો કે "બહેતર છે વિજયનગરનું રાજ ભલે મને નહિ મળે પણ મેહેરજાનને તો હું નહિ છોડીશ કે એવો જવાબ તેણેઆપ્યો હોત તો હું કયાં જાત ? વિજયનગરના સામ્રાજ્યના રાજ્ય મંડળમાં તો આશ્રય મળવાનો સંભવ ન્હોતોજ. ઉત્તર હિંદુસ્થાનમાં એકાદ રજપૂત રાજા પાસે જાત તો આશ્રય મળતજ એવું કાંઇ નથી. મને કોઇક અગોચર જગ્યાએ—જ્યાં મારૂં કોઈ નામ પણ નહિ જાણતું હોય ત્યાં—પડી રહેવું પડત. આવી હાલહવાલ સ્થિતિ મેં નહિ આવવા દીધી તેમાં મારો વાંક શું ? મેહેરજાને થોડાંક વર્ષ અજ્ઞાતવાસ સ્વીકાર્યો હોત તો શું થઇ જાત ? મેં તેને કહ્યું હતું તે પ્રમાણે તે કરત તો તેથી તેને શું નુકશાન થવાનું હતું ? તેને પોતે શું કહ્યું હતું ? તેનો ત્યાગ કર્યો હતો કે ? આવી રીતે સ્ત્રીઓ રહેતી નથી કે ? એકથી વધુ સ્ત્રી રાજાઓને નથી હોતી ? તેવીજ રીતે બે પૈકી એક પત્નિ તરિકે મેહેરજાન ગુપચુપ થોડોક વખત રહેત તો શી હરકત હતી ? પોતે પણ તેને એજ કહ્યું હતું રાજાના જમાઇ થવા પછી થોડાક દિવસ તારી પાસે આવી શકાશે નહિ—તારૂં અસ્તિત્વ શુદ્ધાં ભૂલી જવું પડશે. પણ હું તને ખરેખર ભૂલી ગયો છું એમ માની બેસતી નહિ. તું તારૂં અસ્તિત્વ મને દેખાડવા આવતી નહિ. તારી ખબર રાખવાની—તને આજ સુધી ફૂલમાં રાખી તેમ રાખવાની—વ્યવસ્થા હું રાખીશ. વિગેરે વિગેરે વાર્તા વ્હાલથી, ખૂબીથી તેને કહેવી જોઇએ તેમજ પેલા પત્રમાં

લખી જણાવી ન્હોતી કે ? આટલું આટલું કહેવા છતાં પણ જો તે હઠ કરી ચાલી ગઈ–તેણે પોતાનું ઠામ ઠેકાણું પણ જાણવા ન દીધું તો તેમાં વાંક કોનો ? મારો તો ખચિતજ નહિ. પોતે જે કાંઇ કર્યું તે કરતાં વિશેષ કરવું પોતા માટે શકય ન્હોતું. પોતાની જગ્યાએ જો કોઈ બીજો હોત તો તેણે આટલું પણ ન કર્યું હોત તેનો તેણે વિચાર કરવો જોઈતો હતો, પણ તેમ ન કરતાં તેણે ફક્ત દુરાગ્રહથી પોતાના અને મારા સુખને ધુળમાં મેળવ્યું. તે ધીરજ ધરી ચાર દહાડા રહી હોત તો તેને જરાય દુ:ખ ન પડત. પોતે પુનઃ તેના પ્રેમપાશમાં બદ્ધ થઈ પડયો હોત. પોતાની મહત્વાકાંક્ષા પણ પાર પડત અને સ્વર્ગ સુખ પણ મળત અને તેને પણ અવ્યાહત સુખ મળત. પણ તે હઠીલી થઇ. તેણે જાણી જોઇને અમૃતના ધડાને લાત મારી તેમાંનું અમૃત પોતે પણ પીધું નહિ અને મને પણ પીવા દીધું નહિ. તેની જે દશા થઈ હશે તે તેણે પોતેજ જાણી જોઇને કરી હતી. તેની હાલહવાલી માટે પોતે રતિભાર પણ જવાબદાર નથી પોતે શકય તેટલું બધું કરવાને તૈયાર હતો પછી વાંક કોનો ?

મનુષ્ય પોતાનાં દુષ્કૃત્યોની જવાબદારી પોતાનાપર છે કે બીજાનાપર તેની મીમાંસા કરવા માંડે ત્યારે તેને પોતાનો દોષ દેખાતો નથી. તેમાં પણ રામરાજા જેવા મહત્વાકાંક્ષી માણસને તો પોતાના દોષ બીલકુલજ દેખાતા નથી. જાણે તે કૃત્ય પોતે કર્યુંજ નહિ હોય એવી મનની ખાત્રી કરીનેજ પછી તે વિચાર કરે છે એટલે તેને પોતાનો દોષ જણાતોજ નથી. એટલુંજ નહિ પણ વિચાર કર્યા પછી તે પોતાને સંતોષ થયલો પણ માને છે. પરંતુ હૃદયના ગૂઢાંતરમાં અથવા મનના ખરા ભાગમાં તેને જૂદીજ લાગણી થાય છે. બનેલા બનાવમાં પોતેજ કારણભૂત છે એવો વિચાર તે આંતર્ભાગમાં જાગૃત રહે છે. એ વિચાર તેને બાહ્ય સમાધાનનો ઉપભોગ કરવા દેતો નથી. એવીજ રામ રાજાની પણ સ્થિતિ હતી. મેહેરજા-

નને પોતે છોડી દીધી તે માટે તેને તેનું મન ડંખતું હતું. પણ પોતે તેને છોડીજ ન્હોતી. તે પોતેજ એકદમ નાસી ગઈ. તેણે જરાક ધીરજ ધરવી જોઇએ તેટલી ધરી નહિ, એ બધો વાંક તેનોજ એમ માની તે મન મનાવવાનો પ્રયત્ન કરતો હતો. એટલુંજ નહિ પણ એ પ્રયત્નમાં તેને યશ મળ્યો છે એવી માન્યતા પણ તેના મનમાં પ્રવેશી શકી હતી ઉપલા વિચારો કરતાં કરતાં તેને એક બીજા વિચારે અત્યંત અસ્વસ્થ કરી દીધો. તે વિચારથી આવેલી અશાંતિમાંજ તેનો આખો દિવસ ગયો. આખા દિવસમાં તેણે જે કામ કર્યાં કિંવા સામ્રાજ્યના અધિપતિ તરિકે તેને જે જે કામો કરવાં પડયાં તે બધાં તેણે યંત્રવત્ કર્યાં. તેનું ચિત્ત બીજી તરફ ગુંથાયલું અને જે આવે તેની સાથે વાત કરવી, તેને જવાબ આપવા અને બીજા અનેક હુકમો કરવા—એ બધું તેણે કર્યું. આહારાદિ સર્વ વિધિ થઇ પણ ઉંઘમાં કામ કરનારા પેઠેજ તેણે આ બધાં કામો કર્યાં.

એટલામાં સાયંકાળે તેને એવી ખબર મળી કે વિજાપુરની હીલચાલપર નજર રાખવા માટે પોતે નીમેલો એક જાસુસ આવ્યો છે. તે આવ્યો છે તે જાણતાંજ તેણે તેને પોતાની પાસે બોલાવ્યો અને તે શું ખબર લાવ્યો છે એમ પૂછયું ત્યારે તેણે એટલું જ કહ્યું કે વકીલ સાહેબ તે તરૂણીને વિજાપુર મુકી આવવા માટે ખાસ પોતે તેની સાથે ગયા છે.

આ વાત સાંભળતાં જ રામરાજાને અજાયબી ઉપજી. કેટલીક વાર સુઈ તેણે તે જાસુસને કાંઇપણ પ્રશ્ન પૂછ્યો નહિ. તે સ્તબ્ધ પણે બેસીને વિચાર કરતો હતો. પછી તે એકદમ વચમાં બોલ્યોઃ

" તેની સાથે બીજું કોણ કોણ હતું ? રસાલામાં કોણ હતું ? તેના પોતાના માણસો હતા કે ?"

" નહિ. તેમની માતુશ્રી વિગેરે અહિંજ છે. નૂરજહાન અને વકીલ સાહેબ તથા નોકરોજ સાથે હતા. " જાસુસે જવાબ આપ્યો.

પુનઃ રામરાજા સ્વસ્થ બેઠો. ત્યાર પછી તેણે જાસુસને પૂછયું.

"તું ત્યાં હોવા છતાં તારૂં કામ યોગ્ય કરતો હોય એમ લાગતું નથી. કાલે સ્હવારે હું ત્યાં આવ્યો ત્યારે એક કાળા પુરૂષની આસપાસ વકીલના માણસો ફરી વળ્યા હતા. તે કોણ, ક્યાંથી આવ્યો, ક્યારે આવ્યો, કેમ આવ્યો, તે વિષે તો તેં મને કંઇપણ ખબર આપી નથી. એ ખબર આપવાનું કામ તારૂં નથી કે?"

"સરકાર! આપ ત્યાં આવ્યા તેની એક બે ઘડી પૂર્વ તે ત્યાં આવ્યો હતો અને તેને પહેરેગીરો એજ સવાલ પૂછતા હતા પણ તે પૂર્ણ બહેરો અને મૂગો છે કે કોણ જાણે! તેના મ્હોં-માંથી એક શબ્દ પણ બહાર પડયો નહિ તેમ તેણે કોઇનો એક શબ્દ સાંભળ્યો હોય એવો ભાવ પણ તેના મુખપર જણાયો નહિ. તે વખતથી હું તેને લગતી ખબર મેળવવાને જોઇતી ખટપટ કરતો હતો પણ મને તેનો બીલકુલ પત્તો મળ્યો નહિ. ત્યાંના કોઇ માણ-સને પણ તેની ખબર નથી તો પછી મને શી ખબર હોય? તેની પાસે જઇ તામીલ, તેલગુ અને કાનડી ત્રણ ત્રણ ભાષામાં મેં તપાસ કરી જોઇ પણ કાંઇ પરિણામ આવ્યું નહિ. તેણે કંઇજ જવાબ આપ્યો નહિ. હમણાંના મારા બોલથી આ થાંભલાપર જેમ કાંઇ અસર થતી નથી તેમજ મારા બોલવાથી તેના મનપર કે મુખપર કાંઇપણ અસર થઇ નહિ. પછી હું આપની પાસે આ-વીને શું કહું? આપે પોતે તેને જોયો હતો એટલે આવા આવા દેખાવનો એક માણસ ત્યાં આવ્યો હતો એટલું જ કહેવાનું હતું તે મેં કહ્યું નહિ. તેને વિષે કંઇક અધિક ખબર મળે પછી કહીશ એવો વિચાર કરી હું ચૂપ રહ્યો હતો. તે દરમ્યાનમાં વકીલ સાહેબ વિજાપુર ગયા એ મહત્વની વાત હું આપને તુરતાતુરત જણાવવા આવ્યો ને તે વાત મેં આપને કહી સંભળાવી. હવે આગળ જે

વાત કરવાની છે તે કહું છું. તે માણુસ અને માસાહેબનો મેળાપ થયો. મેળાપ થયો એટલે એમ કે કુંજમાંથી માસાહેબ અને તે તરૂણ સ્ત્રી બન્ને પગથિયા ચઢી બંગલામાં જતાં હતાં એટલામાં પેલા માણુસની તેમના પર નજર પડતાં તે પહેરેગીરાની વચ્ચેથી તીર પેઠે ધસીને માસાહેબ પાસે દોડી ગયો. તેટલામાં તે વૃદ્ધ દાસી પણ ત્યાં આવી હતી અને તે બન્નેએ કંઇ મસલત કરી એટલામાં તે ત્યાં જઈ પહોંચ્યો અને પછી પેલી વૃદ્ધ દાસી તેને પોતાની સાથે લઇ ગઈ. તે બંગલામાં ગયો અને પુનઃ હું ત્યાંથી અહિં આવવા માટે નીકળ્યો ત્યાં સુધી તે મને જણાયો નહિઃ નોકર ચાકરોમાં કાંઈ ગપાટા ચાલ્યા તે પરથી માસાહેબને તેની સાથે કંઈ અગાઉની ઓળખાણ હશે એવો હેતુ સમજાતો હતો. પરંતુ ખરી વાત શું છે તેની કોઇને ખબર ન્હોતી......"

જાસુસ આ પ્રમાણે હકીકત કહેતો હતો અને રામરાજા તે સાંભળતો હતો. સાંભળતાં સાંભળતાં વચમાં જ જાસુસને અટકાવી તેણે તેને કહ્યું.

"રણુમસ્તખાન વિજાપુર કેમ ગયો તેની કાંઇ ખબર તને મળી છે? ફક્ત તે સ્ત્રીને પહોંચાડવા જ ગયો હોય તે સંભવીત નથી લાગતું તેથી પૂછું છું."

"હું લાચાર છું કે એ વિષે હું કંઈ જાણું છું એમ ખાત્રીથી કહી શકતો નથી. ત્યાંના લોકોની શું કલ્પના છે ને હું કહું છું. વકીલ જાય છે તેનું પરિણામ સારૂં આવવાનું નથી. થોડા જ વખતમાં વિજયનગર સાથે લડાઇ થશે એવી વાત બધા કરતા હતા અને આવો અર્થ તેમના ભાષણુનો મેં સાંભળ્યો તેથીજ એ બધી વાત મહારાજાને જણાવવાને હું અહિં આવ્યો."

પુનઃ રામરાજા વિચારમગ્ન થયો. પછી થોડીક વાર જવા દઇને તેણે પોતાના મનમાં જ "તે સિવાય બીજો રસ્તો જ નથી" એવા ઉદ્‌ગાર કાઢયા અને તરત તે જાસુસને કહ્યું.

" હું તારી સાથે સાત આઠ માણસો આપું છું. ગમેતે યુક્તિ કર. પરંતુ પેલા કાળા સીધી જેવા માણસને તે સીધી રીતે આવે તો તેમ નહિ તો ભૂલ થાપ આપીને મારી પાસે ઉંચકી લાવ. તે માટે વકીલના માણસને કંઈ લાલચ બતાવવી પડે તો તે બતાવો—નહિ લાંચ આપો—પરંતુ તેને ગમેને પ્રકારે અહિં લઇ આવો જો. આ કામ કરશો તો તમને પણ સારૂં ઇનામ મળશે. તે તમારી સાથે આવે અથવા તમે તેને લઈ આવો ત્યાં સુધી તેની હીલચાલપર નજર રાખો. એક પણ વાત મારા કાન પર આવ્યા વિના રહે નહિ તે ધ્યાનમાં રાખજો. તમને મહત્વની લાગે કે નહિ છતાં મને જ-ણાવી જજો. હવે હું સાથે મોકલવાના માણસો મોકલું છું. તેમની સાથે જે પત્ર આપવાનો છે તે પણ આપું છું. તમે જતાં વાર રણમસ્તખાન અહિં નથી એમ તમને કહેવામાં આવે તો પણ કામ ઘણું જરૂરી છે માટે તે પાછા આવે ત્યાં સુધી અમને અહિં રહેવા દો એમ કહી ત્યાં પગદંડો કરજો. ત્યાંથી કોઇ જગ્યાએ જતા નહિ. બીજું ત્રીજું કંઈ ધ્યાનમાં લેતા નહિ. રણમસ્તખાન વિજાપુર ગયો છે તે કંઈ આટલી વારમાં ત્યાંથી આવી પહોંચવાનો નથી. તે આવી પહોંચે એટલી વારમાં મેં કહેલું કામ કરી નાંખો. પહેલા ફક્ત તેને ગમે તે રીતે મળજો. મેં બોલાવ્યો છે એમ કહો. સીધી રીતે આવે તો ઠીક છે. પણ તેમ નહિ આવે તો બળજબરીથી પણ લઈ આવો."

આવો ખાસ હુકમ આપી તેણે જાસુસને મોકલી દીધા. તેની સાથે મોકલવાના માણસો પણ બોલાવ્યા અને તેમને જે કરવાનું હતું તેની સમજણ પણ આપી દીધી. બને તેટલી ઉતાવળથી તેને પકડી અહિં લઇ આવો એમ પોતાના માણસોને તેણે કેટલીવાર કહ્યું તેનો નેમજ રહ્યો નહિ. તેના મનની ખાત્રી હતી કે તે ધનમ-લજ હતો. અને તેને જો પકડી લાવે તો તે મેહેરજાન અહિંથી

ગયા પછી આજ સુધીની સર્વ હકીકત કહી દેશે. પોતે તેને હડધુત કરી કાઢી મૂક્યો તેથી તે ગુસ્સે થઈ તેની પાસે જઇ રહ્યો હશે. પણ તે આજ સુધી ક્યાં હતો ? હમણાંજ એકાએક તે ક્યાંથી અને કેવી રીતે આવ્યો ? એ પ્રશ્ન તે વારંવાર પોતાના મનને પૂછવા લાગ્યો. તેને પોતે મોકલેલા માણુસોપર ઘણો વિશ્વાસ હતો. તેઓ હવે તેને પકડી લાવશેજ એ વિષે તેને જરાપણ શંકા ન્હોતી; પણ ક્યારે તેને લઇ આવે એવું તેના મનમાં થઇ રહ્યું હતું. જે ધનમલ્લ છે એવું તેના મનને ખાત્રીપૂર્વક લાગતું હતું તેથી તેને પકડી લાવવા માટે આટલી તજવીજ તેણે કરી અને પોતાના માણુસો તેને પકડી લાવશે જ એમ તેને લાગ્યું શુધ્ધાં; છતાં તેટલાથી તેના મનને સંતોષ થયો નહિ જે સ્ત્રી પોતે જોઈ હતી એવો ભાસ થયો હતો તે સ્ત્રી મહેરજાન જ છે એવી તેને જલદી ખબર મળે એવી તેને ઉત્કટ ઇચ્છા થઈ હતી તેના મનમાં એવી જ ધુન લાગી હતી પણ એવી ધુન લાગે તેથી શું વળે ? તે વિષે ખાત્રી પૂર્વક ખબર મળવી જોઇએ. પણ ખાત્રી થયા પછી પણ શું થઇ શકે એમ છે એવું પણ તેના મનને લાગવા લાગ્યું. તેની અને પોતાની પુનરપિ મુલાકાત થાય તો તેને બધી વાત પુછું પણ પોતે જે કંઈ પૂછશે તેના તે શું જવાબ આપશે ? બનેલા બનાવનો-પોતાને છોડી જવાનો-તેને પશ્ચાતાપ થતો હશે કે ? પોતે ઉતાવળ કરી ચાલી ગઈ તે સારૂં કર્યું નહિ એમ તેને લાગ્યું હશે કે ? લાગતું હોય તો તેની સાથે મેળાપ થતાં પૂર્વસ્થિતિ કેમ પાછી ન આવે ? પોતે કોઈપણ પ્રકારે દોષિત નથી એમજ તેને લાગતું હતું. પોતે જે વર્તન કર્યું તે સિવાય તેને છૂટકો જ ન્હોતો, બીજું કંઇ થઇ શકે તેમ ન્હોતું એમ તેણે પોતાના મનને પૂર્ણપણે સમજાવી દીધું હતું. રણુમસ્તખાન માટે આજ સુધી તેને જે અગમ્ય ભાવ થયો હતો તે આજે પ્રેમવાત્સલ્યમાં બદલાઈ ગયો. પોતે પોતાના રાજ્યમાં

આટલા મુસલમાન સૈનિકો રાખ્યા છે તેમ એને પણ રાખું. એને મોટો અધિકારી બનાવું. અથવા સેનાધિપતિ નીમું. એણે શા માટે વિજાપુરના બાદશાહની નોકરી કરવી જોઇએ ? તેને ઉભયનો સંબંધ જણાશે તો કેવું લાગશે ? પોતાને માટે અભિમાન ઉપજશે કે તિરસ્કાર ઉત્પન્ન થશે ? તિરસ્કાર ઉપજવાનું કારણ નથી. અભિમાન જ ઉપજશે તે રાજ્યમાં અધિકાર મેળવે. હું તેને હમ્મેશાં મારી પાસે રાખીશ. મેહેરજાન કુંજવનમાંજ રહેશે અને બધું પૂર્વે હતું તેમજ ચાલશે. આમાં રામરાજાને જરાપણ અશક્યતા જણાઇ નહિ. પોતાનું મન જેવું હોય તેવીજ બાહ્ય સૃષ્ટિ પણ હોય એવી સર્વ મનુષ્યની ઇચ્છા હોય છે. અને તે ઇચ્છાને મનુષ્ય આધીન થાય છે. પોતાની ઇચ્છાને જેટલું અનુકુલ હોય તેટલું જ તેની દૃષ્ટિએ દેખાય છે. રામરાજાની હમણાં એવી જ સ્થિતિ થઈ હતી. તેના મનમાં જે ઇચ્છા ઉદ્‌ભવી હતી તે સફલ થવામાં તેને કોઈપણ પ્રકારની અડચણ જણાઇ નહિ. પરંતુ વસ્તુસ્થિતિ આગળ જતાં કેવી થઇ તે જાણવા માટે વાંચનાર ! તમારે આગલા પ્રકરણો વાંચવાનો શ્રમ ઉઠાવવો પડશે.



## પ્રકરણ ૨ જું.

### થોડોક પૂર્વ ઇતિહાસ.

રણુમસ્તખાન નૂરજહાનને લઇને વિજાપુર જવાને ઘણા દિવસ થઇ ગયા છતાં તે પાછો ફર્યો નહિ એટલે તેનું શું થયું તેની હવે આપણે ખબર કાઢીએ. નૂરજહાન માટે તેના દીલમાં વિલક્ષણ પ્રેમ જન્મ્યો હતો તે વાંચનાર જાણે છે. આ પ્રવાસમાં તેના પ્રેમમાં અત્યંત દ્દઢતા આવી પરંતુ નૂરજહાને જે પ્રતિજ્ઞા કરી હતી તે તેણે કંઈ કરતાંય છોડી નહિ. તેનું વચન એકજ હતું. તે કહેતી કે હવે હું સ્વતંત્ર થઈ છું. હવે હું તમારા સિવાય કોઇને વરવાની નથી. પરંતુ ભરદરબારમાં મારી જેણે લાજ લીધી તેનો નાશ કરો, તેના દરબારનો નાશ કરો એટલે હવે રણુમસ્તખાનના મગજમાં તેની પ્રણયાનીનું અપમાન કરનારનો તથા તેના રાજ્યનો નાશ શી રીતે કરી શકાય તેના અનેક વિચારો ઘોળાવા લાગ્યા. જેનો નાશ કરવા માટે સઘળાં બાહામની રાજ્યોના અધિકારીઓ આજે કેટલાય વર્ષોથી અનોકાટ પ્રયત્ન કર્યા કરતા હતા તે તેને હાથે શી રીતે થઈ શકશે એ વિચાર તેના હૃદયને અશાંત કરી નાખતો હતો; અને એ વિચારમાં ને વિચારમાંજ તે વિજાપુરની નજીક જઈ પહોંચ્યો.

વિજાપુર નજીક આવી પહોંચ્યું ત્યારે રણુમસ્તખાનને બહુ ખરાબ લાગ્યું. અત્યાર સુધી તેની પ્રિયતમાનું સાન્નિધ્ય તેને આનં-

દમાં રાખવાને કારણભૂત થયું હતું. પણ હવે તેનો અને પોતાનો વિરહ થશે એ વિચાર તેના મનને દુઃખ દેવા લાગ્યો. નૂરજહાન જેવી કુલીન કન્યા પોતાને શી રીતે મળશે? તેની માતા અથવા તેના સગા-વ્હાલા તેને પોતાને શી રીતે મળવા દેશે? આ અત્યંત દુઃખદ વિચાર તેના મનમાં ઘોળાવા લાગ્યો. અને તે વિચાર એવા પ્રકારનો હતો કે તે કોઇ પાસે—નૂરજહાન પાસે પણ—બોલી બતાવવા જેવો ન્હોતો. આજ પર્યંત તેના મનને જો કોઇપણ વિચારથી અત્યંત દુઃખ થયું હોત તો તે આજ વિચાર હતો.

તે ચોવીસ પચીસ વર્ષનો થયો ત્યાંસુધીનો તેના કુળનો ઇતિહાસ તે બીલકુલ જાણતો ન્હોતો. આગળ જતાં એક દિવસ તેને તે વિષે થોડીક ખબર મળી. એ ખબર કેવી રીતે મળી તે અત્રે કહી અમે અમારી કથા આગળ ચલાવીશું.

તેની માતા તથા તેની વૃદ્ધ દાસી લૈલી તેને સઘળી વાત કહેતી પણ તેના બાપની વાત નીકળતી કે ઉભય કંઇ બોલતી નહિ. લૈલીએ તો શરૂઆતમાં એક બે વાર "તું તારા બાપ વિષે મા-સાહેબને કદિપણ કંઇ પ્રશ્ન ન પૂછતો" એમ ખાસ કહ્યું હતું. પરંતુ તે સમજુ થયા પછી તેણે એક દિવસ જાણી જોઇને પોતાની માતાને પૂછ્યું:

"મા! મને આપણું મૂળ ગામ, મારા બાપાનું નામ કુલ વિગેરે કહો." આ સાંભળી મા સાહેબની આંખમાં પાણી આવ્યાં અને તેણે "લૈલીને પૂછ. તે તને બધું કહેશે" એવો જવાબ આપ્યો.

રણમસ્તખાને તે દિવસે મનમાં નિર્ધાર કર્યો હતો કે આ વાતમાં ચોકસ ખબર મેળવ્યા સિવાય રહેવું નહિ. તે તાબડતોબ લૈલીને મળ્યો અને તેને તેજ સવાલ પૂછ્યો. તે સાંભળતાંજ લૈલી મૂઝાઇ. તે આવા સવાલ માટે તૈયાર ન્હોતી એમ ન્હોતું આ પ્રશ્ન આજે નહિ તો કાલે પૂછાશેજ એવી તેની અને તેની શેઠાણીની

ખાત્રીજ હતી અને એવો પ્રસંગ આવે તો સામનો કરવાનો તેણે નિશ્ચય કરી રાખ્યો હતો. આ પ્રસંગ આજે આવ્યો. આજે રહુમસ્તખાન માની જાય એમ નથી એવું જોઈ હેલી બોલી:

"ખાન સાહેબ! આજે હું તમને બધું કહું છું પણ એક વાર સાંભળી લીધા પછી પુનઃ તમે આજે સાંભળેલી વાતનો લેશ માત્ર ઉલ્લેખ કરશો નહિ. તમારાં માતુશ્રીને તેથી અત્યંત દુઃખ થાય છે. આજ સુધી તેમણે તમારે માટે જે કષ્ટો વેઠયાં તેનો તમે જરા પણ બદલો આપવા માગતા હો તો આટલું કરીને આપજો. તેમને જે વાતનું સ્મરણ પણ હૃદયવિદારક થઈ પડે છે તેને પુનઃ એ વાત કદિપણ પૂછશો નહિ."

રહુમસ્તખાન તે સાંભળી કાંઇ બોલ્યો નહિ. હવે પોતાને પોતાના કુલશીલ સંબંધી શું સાંભળવું પડશે ને શું નહિ તેનો તેને અત્યંત ભય લાગવા માંડયો. આજ સુધી લોકોમાં તેને માટે કંઈ નીંદા થાય છે એવી વાત તેને કાને આવી હતી. કોઈ કુલશીલવંત શ્રીમંત સરદાર કે જાગીરદારને ત્યાં જયાફત કે મીજબાની થતી ત્યારે તેમાં તેને નિમંત્રણ થતું નહિ એ તેણે અનુભવ્યું હતું. ત્યારથી તેને કંઇક શંકા હતીજ. નાનપણમાં તેવી શંકા આવતાં તે તેની માને "આપણને અમુક જગ્યાએ કેમ બોલાવતા નથી? તું કોઇ જગ્યાએ કેમ નથી જતી?" એવો સવાલ પૂછતો ત્યારે તેની મા ગરિબીને આગળ લાવતી. તેથી તેના મનનું સમાધાન થતું પરંતુ ત્યાર પછી દરબારમાં તેને પદવી મળ્યા પછી પણ એવોજ વર્તાવ ચાલુ રહ્યો ત્યારે તેના મનને ગરિબીનાં કારણથી સંતોષ થયો નહિ. મૂળ ગરિબ પણ પોતાની ચાલાકી અને હુશિયારીથી પ્રસિદ્ધ થયલા સરદારો પ્રત્યેક મુસલમીન દરબારમાં જણાતા હતા, તેમને દરબારમાં જેવું માન મળતું તેવું પોતાને મળતું નથી, તે માટે તેને અધિકાધિક માઠું લાગવા માંડયું અને તેથી એકવાર પોતાના જન્મનો ઇતિહાસ

પૂરેપૂરો જાણી લેવો એવો તેણે નિશ્ચય કર્યો. તેની માતાપર તેનો અતોનાત પ્રેમ હતો. તેને માટે તેના હ્રદયમાં અત્યંત આદર–પૂજ્ય ભાવની લાગણી હતી. તેને આડોશી પાડોશી મહાસાધ્વીરૂપ ગણી માન આપતાં હતાં. તેની પરોપકારિતા માટે તો અત્યંત ખ્યાતિ હતી. તે જ્યાં જાય ત્યાં કોઇને કોઇને સહાયરૂપ થઈ પડતી. તે સર્વને પોતાના ગણી મદદ કરતી અને તેથી લોકો તેને માન આપતા. તે અત્યંત સત્યનિષ્ઠ, અત્યંત પાપભીરૂ, અત્યંત સહન-શીલ, અત્યંત પરોપકારી હતી. તેણે ઉત્તમ શિક્ષણ લીધું હતું. તેનાં આચરણ અનુકરણીય હતા. આવી લોકોમાં વાત થતી. આવી મા-તાનો પોતે પુત્ર છે તે માટે તેને ઘણું અભિમાન ઉપજતું. પરંતુ "ગામ હોય ત્યાં ઢેડવાડો" પણ હોય. તેમ તે જ્યાં જતો ત્યાં દુષ્ટ અને નિંદાખોર લોકો પણ તેને મળતા. મનુષ્ય સ્વભાવ–સામાન્ય મનુષ્ય સ્વભાવજ એવો છે કે તેને કોઈ પણ જગ્યાએ તદ્દન નિષ્કલંકતા શકય જણાતી નથી કોઇ જગ્યાએ નિષ્કલંકતા જણાઇ કે તે નિષ્કલંકતાના કેંદ્રમાં કે નિષ્કલંકતાના ભૂતકાળમાં–ગમે ત્યાં કલંક હોવુંજ જોઇએ એમ તેમને લાગવા માંડે છે અને તે કલંક શોધી કાઢવા માટે ધાંધલ કરી મૂકે છે. તે ધાંધલમાં યશ મળે નહિ, શોધમાં સફલતા મળે નહિ, તો પછી કલ્પનાની શરૂઆત થાય છે. અને કલ્પનાને મૂર્ત સ્વરૂપ આપી કાલ્પનિક કલંક અ-સ્તિત્વમાં લાવવામાં આવે છે. ઉપરથી દેખાતી નિષ્કલંકતા સકલંક છે એવા નિશ્ચિત વિધાન બંધાઇ જાય છે. ઐકાંતિક સ્વચ્છતામાં અસ્વચ્છતા, શુદ્ધતામાં અશુદ્ધતા, શુભ્રતામાં કૃષ્ણતા જણાવા માંડે છે. સુંદર અને નિર્મળ સોનામાં ડાઘ અને ભેળ પણ જણાય છે. નહિ જણાય, નહિ મળે તો તે હોવી જોઇએ એવી લોક વાયકા ચાલે છે. 'હશેજ' એ શંકાનું સ્વરૂપ 'છે' એ નિશ્ચયમાં પરિણત થાય છે. અને પછી તે પ્રવાદ કાયમનો લોકાપવાદ બની જાય છે.

પછી પુનઃ એજ નીંદાખોર લોકો ઉદારતા બતાવવાની શરૂઆત કરે છે. "પૂર્વે ગમે તેમ હોય પણ હમણાં આપણને જે જણાય છે તે નિષ્કલંક છે માટે ભૂતકાલનો વિચાર ન કરો." એવું લોકો બોલવા માંડે છે. "સૂર્યપર ડાઘ છે, ચંદ્રને કલંક છે. પરંતુ એજ સૂર્ય આપણને અત્યંત તેજસ્વી પ્રકાશ આપે છે. તે સૃષ્ટિને જીવન અર્પે છે. ચંદ્ર ચંદની રાતે સર્વ જગતને આનંદિત કરી મૂકે છે. તોપછી તેના કલંક તરફ શા માટે લક્ષ આપવું?" એવા ઉદ્ગાર કાઢી તે પ્રકાશનો અને ચંદ્રિકાનો ઉપયોગ કરવામાં જ લોકોને આનંદ મળે છે. પોતે દોષજ જોતા નથી, ગુણોજ જુએ છે, એવું પોતાને માટે બીજાને જણાવવામાં જગતના લોકોને હર્ષ થાય છે!

આવીજ સ્થિતિ માસાહેબ સંબંધી થઇ; અને તે જ્યાં જ્યાં ગઇ ત્યાં ત્યાં કાળાંતરે એમજ થયું. તેમાં પણ દરેક સ્થળે નિંદાખોર દુષ્ટ મનુષ્યો પ્રત્યક્ષ નહિ તો અપ્રત્યક્ષ પણ માંહો માંહે તેની નીંદા કરતા. કોઇને ખરી વાતની ખબર ન્હોતી અને તેવી ખરી માહિતી મળવી શક્ય પણ ન્હોતી. કંઇ માહિતી મળી શકે એમ છે કે નહિ તે પણ નક્કી ન્હોતું. પણ આવું અનિશ્ચિતપણું જ લોક વિવાદમાં કારણ રૂપ બને છે. અને રણમસ્તખાનને કાને પણ અનેક ઠેકાણે અનેક પ્રકારે કૈં કૈં વાત આવી. આથી ઉપર કહ્યા પ્રમાણે પોતાના કુળની સત્ય હકિકત જાણવાનો નિશ્ચય કરી તેણે પોતાની માતાને પ્રશ્ન પૂછ્યો અને તેણે તેને લૈલી પાસે મોકલ્યો એટલે લૈલી તેને એક બાજુ લઇ જઇ બોલીઃ

"તારા પિતા અને માતા બન્ને સારા ઉચ્ચા કુળનાં છે. તારા પિતાએ એક ભયંકર સંકટમાંથી મા સાહેબનો પ્રાણ બચાવ્યો હતો. તે વેળાનું તેમનું શૌર્ય જોઇ મા સાહેબને તેમના પર પ્રેમ ઉત્પન્ન થયો. પરંતુ બન્ને કુળોમાં વૈર હોવાને લીધે તારાં માતામહ તરફથી તારી માતા અને તારા પિતાના લગ્નમાં અનુમતિ મળે એ

સંભવનીય ન્હોતું તેથી મા સાહેબે તેમની અનુમતિ ન લેતાં તારા પિતા સાથે ગુપ્ત રીતે લગ્ન કર્યાં. તેથી તારા દાદા ઘણા ગુસ્સે થયા. બીજી બાજુએ તારા પિતાએ પણ જો પોતાના છૂપા લગ્નની દુનિયાને ખબર મળશે તો પોતાને ઘરબહાર નીકળવું પડશે, પોતાની જાગીર પોતાને મળશે નહિ, એવા ભયથી આ છૂપા લગ્ન ગુપ્તજ રાખવાની તજવીજ કરી. એક ગુપ્ત ઠેકાણે તારા માતપિતા આનંદમાં રહેવા લાગ્યાં. તારા પિતા કેટલેક દિવસે તે ગુપ્ત બાગમાં આવતા. પછી આઠ દિવસે એકવાર આવતા અને છેવટે એક દિવસ માસાહેબ ગાઢ નીદ્રામાં હતાં ત્યારે એક પત્ર લખીને ચાલી ગયા. ત્યારપછી આજ સુધી તેણે માસાહેબની જરા પણ ખબર લીધી નહિ, તે કોણ છે તે આજે તું મને કે માસાહેબને પૂછતો નહિ. તેને તેનું નામ કાઢતાં અત્યંત સંતાપ થાય છે, ઘણું માઠું લાગે છે અને શોક ઉપજે છે. આ હકીકત આજ સુધી અમારા બે સિવાય બીજું કોઇ જાણતું ન્હોતું તે આજે મેં તને કહી. તેમાં ખરાબ લગાડવા જેવું કે શરમાવા જેવું કંઇ નથીઃ પરંતુ જ્યાં સુધી તારા પિતા પોતાની મરજીથી તમો બન્નેને પોતાની પાસે બોલાવે નહિ, તમારી પૂછપરછ કરાવે નહિ ત્યાં સુધી આપણી તેમને ખબર પડવા દેવી નથી. જે દિવસે એ ખબર તેમને આપીશું તે દિવસે તે એવી રીતે આપવાની છે કે, જેથી તારા શૌર્યનો તેમના-પર પ્રભાવ પડે. માસાહેબે પહેલેજ દિવસે આવી પ્રતિજ્ઞા કરી છે અને આજસુધી આટલાં વર્ષ સંકટો વેઠી તારૂં લાલન પાલન કરી તને સારૂં શિક્ષણ મળે એવી મહા મહેનતે વ્યવસ્થા કરી [illegible] માસાહેબે તને મોટો કર્યો. તું પણ જાણે છે કે એમણે તને કેટલા વ્હાલથી ઉછેર્યો છે—તારાપર કેટલી બધી મમતા છે. માટે એમને દુઃખ થાય એવું ત્હારે કંઇપણ બોલવું નહિ. તું સમજુ છે. તને વધારે શું કહું!... ..."

એમ કહી લૈલી એકદમ રડવા લાગી. ઉપર જે ભાષણ આપ્યું છે તે તે વૃદ્ધ બાઈ સામટું બોલી ગઇ ન્હોતી. તે પ્રેમાળ હૃદયની હતી અને વાત વાતમાં કૈં કૈં પ્રસંગ આવવાથી તે ગદ્‌ગદ્ થઇ જતી. ધીમેધીમે રોઇ પડતી. વચમાં વચમાં રણુમસ્તખાનના ઓવારણા લેતી. વચમાં તેની બાલલીલા યાદ કરી અત્યંત વ્હાલથી—વત્સલતાથી તેની બાલચેષ્ટાનું વર્ણન કરતી અને આવા સુંદર બાળકને તથા તેની માતાને છોડી જનારા નિર્દય બાપને ગાળો દેતી. “તે દ્રવ્યપર લોભાયા. તે મોટાઈપર મરી પડયા. પ્રેમની તેને કંઇ કિમ્મત જણાઇ નહિ. તેણે જતી વખતે સોનામહોરોથી ભરેલી થેલી આપી હતી પણ માસાહેબે તેને સ્પર્શ સુદ્ધાં કર્યો ન્હોતો. તે સઘળી મ્હોરો, સઘળા દાગીના માતાજીએ ત્યાંને ત્યાંજ ફેંકી દીધા. માતુશ્રીએ તેણે આપેલાં સઘળાં વસ્ત્રો શુદ્ધાં ફેંકી દીધાં. ત્યાર પછી અમે જે જે હાલઅપેષ્ટા વેઠી છે, તે તને શું કહું? એ વાત પણ કોઇ દહાડો તને કહીશ.” આવી રીતે ઘડીમાં આ તો ઘડીમાં બીજી એવી રીતે તેણે થોડીક હકીકત જે કહ્યા જેવી હતી તે રણુમસ્તખાનને કહી.

આ હકીકત લૈલી પોતાની રીતે કહી જતી હતી તે રણુમસ્તખાન ચુપચુપ સાંભળતો બેસી રહ્યો હતો. પોતાના બાપે પોતાની માતાનો કેવી રીતે ત્યાગ કર્યો એ વાત જ્યારે તેણે જાણી ત્યારે એક બે વાર તેને ખૂબ ક્રોધ ઉપજ્યો: “એવો તે તે કોણ છે. મને તે કહે તો ખરી. હું તેનાપર વૈર. લઇશ વેર.” એવા શબ્દો પણ તેની જીભપર આવ્યા પણ તે શબ્દો બહાર પડવા દીધા નહિ. લૈલીએ કહેલી હકીકત સ્વસ્થપણે સાંભળી લેવી તેજ ડહાપણનું કામ છે એવો તેણે મનમાં વિચાર કર્યો. લૈલી વાત કરતાં કરતાં છેવટે ગંભીર થઈ ગદ્‌ગદ થઈ અંતે છૂટે મ્હોડે રડી પડી ત્યારે તો તેને કંઈનું કંઈ થઈ ગયું. શું બોલવું તે તેને સૂઝયું નહિ. લૈલીનું રડવાનું જરાક ઓછું થયું, એટલે પુનઃ તે બોલી:

" ભાઇ ! તારી મા ઘણી ઉદાર, સાધવી અને પવિત્ર છે. તેના જેવી પતિવ્રતા શોધી પણ મળે એમ નથી. પોતાના વડીલની અનુમતિ સિવાય લગ્ન કર્યાં તે માટે અલ્લાએ પોતાને આવી સજા કરી એમ માની તેની હમ્મેશાં ભજનમાં ચૂર રહે છે. તેને હવે બેજ આકાંક્ષા છે. એક તને તારા બાપની પદવી જેવી ઉંચી પદવીએ ચઢેલો જોવો અને બીજી પરમેશ્વરની કૃપા મેળવવી. હવે તને મેં બધી વાત કહી દીધી. એ વિષે ફરીથી માજીને કંઇ પૂછતો નહિ. તું આ વાત કાઢશે તો તેને અત્યંત દુઃખ થશે."

રણમસ્તખાન તેને વચમાંજ બોલતી અટકાવીને બોલ્યો: " પણ મને મારા પિતા કોણ છે તે નહિજ કહો કે ?"

" નહિ એમ કોણ કહે છે ? કહીશું–જરૂર કહીશું. માસાહેબ પોતે તે તને કહેશે. પણ વખત આવશે ત્યારે કહેશે—એટલુંજ નહિ પણ પ્રત્યક્ષ બતાવશે."

"વખત આવશે ત્યારે ?" રણમસ્તખાન મનમાંજ પટપટયો.

" વખત કયારે આવશે ? એ વખત કદિ આવશે ખરો ?"

તેનો તે લવારો લૈલીએ સાંભળ્યો અને તે બોલી:

" પરવારદીગાર ઘણો ન્યાયી છે. તે એ સમય લાવ્યા સિવાય રહેશે નહિ. એવો વખત ઇશ્વર લાવશે કે જ્યારે તારો બાપ તને ચરણે પડતો આવશે. મને એ વાતપર પૂર્ણ વિશ્વાસ છે. તારી માને પણ વિશ્વાસ છે. તું પણ વિશ્વાસ રાખ: બોલ હવે આ બાબતમાં પુનઃ તેને કદિ કંઇ પૂછશે કે ?"

" નહિ—નહિ. હું એક શબ્દથી તો શું પણ કોઇ ચિન્હથી પણ માસાહેબને આ વાતનું સ્મરણ કરાવીશ નહિ. મારી માજ પ્રત્યક્ષ ઇશ્વરી છે એમ હું આજ સુધી માનતો આવ્યો છું અને ભવિષ્યમાં એમજ માનતો રહીશ. મારામાં જો યોગ્યતા હશે તો તે યોગ્યતાથી,

મરદાઇથી અને માજીના આશિર્વાદથી હું મોટાપણું મેળવીશ. હવે હું તેની પાસે જઈ તેને પગે લાગી આજે પૂછેલા પ્રશ્ન માટે તેની ક્ષમા માગું છું. આજ કેટલા દિવસથી પૂછું પૂછું કરતો હતો ને આજે હિમ્મત કરી. ગમે ત્યારે પણ આ વાત હું જાણુતજ." એમ કહી તે પોતાની મા પાસે જવા નીકળ્યો.

આ બાજુ તેની મા એકંતમાં બેસી અવિશ્રાંત આંસુ સારતી હતી. તેને પાછલો ઇતિહાસ યાદ આવવાથી અતોનાત શોક થયો —પશ્ચાતાપ થયો. લૈલી હવે કેવી રીતે સઘળી હકીકત કહેશે અને પોતાના પુત્રના મનપર તેની કેવી અસર થશે તે વિષે તેને અનેક જાતના તર્ક વિતર્ક થવા લાગ્યા. તે તે સાંભળી એકદમ ગુસ્સે થઇ મને મારવા આવશે, મને ધિક્કારશે અને આવી મા પાસે રહેવા કરતાં ગમે ત્યાં જઈ જીવ દઇ દેવો સારો એમ કહેશે! શું બોલશે, શું કરશે, તે માટે તેને અતોનાત ભીતિ લાગવા માંડી અને પોતાનો છોકરો જો તેને છોડી જશે તો તેની કેવી હાલત થશે? પોતે અત્યાર સુધી જેમ તેમ દહાડા કાઢયા તે ફક્ત તેને માટે અને તેજ જો છોડી જાય તો પછી જગતમાં પોતાનું કોણ રહ્યું? આવો વિચાર મનમાં આવતાં જ તે અત્યંત વિહ્વળ થઈ. આ ભયંકર પ્રસંગે પોતાનો પુત્ર તેના જન્મની હકીકત તેને પૂછશે તો શું જવાબ આપીશ એવો ભય તેને લાગતો જ હતો. એ સિવાય તેને બીજો કશોપણ ભય રહ્યો ન્હોતો. આ પ્રસંગજ પ્રભુ કૃપાએ ન આવે—આવે તો જેમ તેમ પસાર થઇ જાય—તેનો પુત્ર—તેના જીવનનો એક માત્ર આશાતંતુ પોતાની પાસે જ હમેશને માટે રહે—એવી તેના હૃદયની તીવ્ર ઇચ્છા હતી. તે પ્રમાણે થશે કે નહિ એનો તેને ભય હતો અને એ ભયને લીધે તે આકુળ બની હતી—પરમેશ્વરની દયા યાચતી—માનતા માનતી હતી. તેવામાં પોતાનો પુત્ર પોતાની પાસે આવે છે કે કેમ તે જાણવા માટે તે ચારે તરફ નજર રાખતી

હતી. તે ગુસ્સે થઇ આવશે તો તેના પગલાંનો અવાજ નીરાળો જ હશે, શાંતપણે આવશે તો ધીમે પગલે આવશે એ તે જાણતી હતી અને તેથી તે કેવાં પગલાંનો અવાજ સંભળાય છે તે જાણવાને કાન માંડી રહી હતી. તેનું મન અને શરીર ઉભય કમ્પી રહ્યાં હતાં, અને થરથરાટમાં તે અનન્ય ભાવે મનમાં જ "હે પ્રભુ! મને પુરેપુરી સજા થઈ છે—મને તેં ભયંકર સજા કરી છે; પણ બધા કરતાં ભયંકર એવી આ સજા મને કરીશ નહિ. એ સિવાય તારી પાસે હું બીજું કંઈજ માગતી નથી." એમ કરૂણ સ્વરે પ્રાર્થના કરવા લાગી, રણુમસ્તખાન આવ્યો અને એકદમ તેને પગે લાગ્યો: તે જોઈ તે ચમકી. તેને ખબર પણ ન પડી. તે અચાનક અંદર આવ્યો. તેની આંખોમાં આંસુ હતાં. મનમાં ભય હતો. તે રણુમસ્તખાનને ગુપચુપ પોતાને પગે પડેલો જોઇ મુઝાઇ ગઇ. તેના આંતર તેમજ બાહ્ય ચક્ષુને કાંઈ સુઝયું નહિ. તે મુઝાયલી ગભરાયલી ઉભી રહી અને રણુમસ્તખાન તેના પગ પર માથું મૂકી બેઠો. તેનાં આંસુ તેના મસ્તકપર અને તેના પગ પર અવિશ્રાંત પડયાં જતાં હતાં. આ છોકરો પોતાની મા પાસે જઈ શું કરે છે, શું બોલે છે, તે જાણવા માટે બ્હીતી બ્હીતી બારણા પાસે આવી સેલી અંદર ડોકીયું કરી જુએ છે તો ઉપલો કરૂણ દેખાવ નજરે પડતાં તેના કરચલીવાળા ગાલો પરથી આંસુની ધારા વહેવા લાગી. ત્રણેના હૃદયોની વિચિત્ર અને કરૂણાજનક હાલત થઈ હતી. રણુમસ્તખાન કેટલીવાર સુધી કાંઇ બોલ્યો નહિ. ત્રણેય તદ્દન સ્તબ્ધપણે—પત્થરની પ્રતિમા પેઠે—સ્વસ્થ અને નિશ્ચલ રહ્યાં. છેવટે મા સાહેબે રણુમસ્તખાનને ઉભો કર્યો અને જોસથી છાતી સરસો દાબી દીધો. ઉભયમાંથી કોઈએ એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. ઘણીવાર સુધી આવી સ્થિતિ રહી. છેવટે રણુમસ્તખાને શાંતપણે પોતાની માતાને કહ્યું:

" માજી ! લૈલીએ મને બધી વાત કહી છે. હવે હું આ વાતનો તમારી પાસે ઉલ્લેખ શુદ્ધાં કરીશ નહિ. હું તમારા ચરણુ પર હાથ મૂકી સોગન ખાઉંછું. તમારા પ્રેમાળ આશીર્વાદથી મારૂં કલ્યાણુ જ થશે. કદિ પણુ અકલ્યાણુ થવાનું નથી. તમારો સંતોષ તેજ મારૂં સુખ. હવે હું બે ઘડી બહાર જઇ આવું. "

એટલું કહી તે ત્યાંથી ચાલી ગયો. લૈલી તેને રસ્તો આપવા માટે બારણુા આગળથી દૂર ખસી. પછી અંદર આવી. મા સાહેબ અને તે એકમેક તરફ કેટલીય વાર સુધી શૂન્ય દૃષ્ટિએ જોઇ રહી. જે પ્રસંગ—જે અતિ ભયંકર પ્રસંગ—ની આગાહી તેમને લાંબા સમયથી ભયપ્રદ જણાતી હતી તે આમ શાંતિમાં વહી જાય તે ઉભયને જાણે સત્યજ લાગતું ન્હોતું. થયું. તે દિવસ પછી વાતનો ઉલ્લેખ તો શું પણ કોઇએ ઇશારો શુદ્ધાં કર્યો નહિ.

રણુમસ્તખાન વિજાપુર તરફથી વિજય નગરના દરબારમાં એલચી તરિકે આવ્યો તે પહેલાં કેટલાંક વર્ષો પૂર્વે આ બનાવ બન્યો હતો. તેની ચારેક વર્ષ પૂર્વે મા સાહેબ લૈલી અને રણુમસ્તખાન વિજાપુર આવી વસ્યાં હતાં. મા સાહેબના પરોપકારી સ્વભાવ તથા સાધુ વૃત્તિથી તેમની કીર્તિ નગરમાં પ્રસરવા લાગી અને ધીમે ધીમે ઠેઠ બાદશાહના કાનપર તેની વાત ગઈ. બાદશાહને તેના દર્શન કરવાની ઉત્કટ ઇચ્છા થઇ. તે મા સાહેબના દર્શને આવ્યો. તે દિવસથી બાદશાહને તેને માટે પૂજ્ય ભાવ ઉત્પન્ન થયો અને રણુમસ્તખાનને દરબારમાં આગળ વધારવો એવો નિશ્ચય કર્યો. એક બે વર્ષ ગયા પછી મા સાહેબને એમ જણાઈ આવ્યું કે બાદશાહની વિશેષ કૃપા થવાને લીધે પોતાના પુત્ર પર બીજા સરદારોના મનમાં ઇર્ષ્યા ઉત્પન્ન થવા લાગી છે. તેઓ આ કોણુ, ક્યાંથી આવ્યો, તેની તપાસ કરશેઃ અને આ શંકા થોડી ઘણી ખરી પણુ પડી. હવે અહિં રહેવાથી શું શું વાત થશે અને લોકોમાં કેવી કેવી

આફવાઓ ફેલાશે તેનો નિયમ નહિ. માટે હવે એવી જગ્યાએ જવું કે જ્યાં તેઓ સ્વતંત્ર રીતે રહી શકે. તેવામાં લોકોની જીજ્ઞાસાને લીધે પોતાના પુત્રની જીજ્ઞાસા વધવાથી તેણે પોતાનો પૂર્વ ઇતિહાસ પૂછ્યો એ પણ તે સ્હમજી. તેણે બાદશાહને પોતાના પુત્રને વિજય નગરનો વકીલ નીમવાની આગ્રહપૂર્વક વિનંતિ કરી. બાદશાહે પ્રથમ તો "એ તરૂણ છે એટલે શું કરૂં?" એવો વિચાર કર્યો પણ છેવટે તેણે મા સાહેબની વિનંતિને માન આપી રણમસ્તખાનને વિજયનગર મોકલ્યો. ત્યાર પછી શું થયું તે અત્યાર સુધીમાં વાંચનારની જાણમાં આવી ચૂકયું છે.



# પ્રકરણ ૩ જું.

## રણુમસ્તખાન પાછો આવ્યો.

રણુમસ્તખાન વિજાપુર જઇ પહોંચ્યો. તે નૂરજહાનને તેના આપ્તજનોને ઘેર લઇ ગયો. રસ્તામાં તેને અને નુરજહાનને એક બે વાર બોલવાનું થયું હતું. તેમાં બેજ વાત મુખ્ય હતી. એક તો એ કે નૂરજહાને જે પ્રતિજ્ઞા લીધી હતી તે તે ગમે તેમ થશે તોપણુ પાળશેજ અને બીજી એ કે તેને જો તેના સગાંવ્હાલાં રજા આપશે તો ઠીક છે. પણુ રજા નહિ આપે તોપણુ તે તેમની રજા શિવાય પુનઃ વિજયનગર આવી માસાહેબ પાસે રહેશે. માસાહેબ જો તેને રહેવા નહિજ દે તો તે દરબારમાં આવીને રહેશે. આ બન્ને પ્રતિજ્ઞાઓ રણુમસ્તખાનને રૂચી. તે તેને ગમે એવીજ હતી. નૂરજહાનપર તેનો એટલો બધો પ્રેમ હતો કે તેની પ્રાપ્તિ માટે તો શું પણુ તેના ફક્ત સાન્નિધ્ય માટે તેણે જોઇએ તે કામ કર્યું હોત. એટલે તેણે તેની પ્રથમ પ્રતિજ્ઞાને વળગી રહેવાના તેના નિશ્ચયને ટેકો આપ્યો; અને જે કાર્ય કર્યા પછી તે પોતાનું કૌમારવ્રત છોડવાની હતી તે કાર્ય પાર પાડવાની પોતે પ્રતિજ્ઞા કરી. આ પ્રતિજ્ઞા પાર કેમ પાડવી તેનીજ ચિન્તા તેને પડી હતી.

વિજાપુરમાં ગયા પછી તેણે બાદશાહની એકવાર મુલાકાત લીધી અને તેને બનેલી બીના કહી સંભળાવી. તે સાંભળતાંજ બાદશાહના અંગમાં આગ લાગી. એ આગનો ભડકો થયો અને આજ

આખું સૈન્ય લઈ જઈ વિજયનગરની સરહદમાં ઘુસી લડાઇ શરૂ કરવી એવું બાદશાહને થઇ ગયું. વિજયનગરપર પૂર્વે એકવાર આવો પ્રસંગ ફિરોઝશાહે આપ્યો હતો. ઇ. સ. ૧૪૦૬ એટલે હીજરી ૮૦૯ માં વિજયનગરના રાજા બીજા દેવરાયે બાદશાહી અમલ નીચે રહેતી એક તરૂણ મુસલમાન સુંદરીપર નજર બગાડી હતી ત્યારે ગુલબર્ગાના બાદશાહ ફીરોઝશાહે તેનાપર ચઢાઈ કરી તેની ખોડ ભૂલાવી દીધી હતી. તે એટલે સુધી કે દેવરાયના રાજકુટુંબની એક કન્યાને પોતાની પત્નિ બનાવી તેને પોતાના ઝનાનામાં રાખી હતી. તેવો પ્રસંગ પુનઃ વિજયનગરપર લાવવો, રામદેવરાયની ખોડ ભૂલાવી દેવી, એવો મુદ્દો પહેલે સપાટે નીકળ્યો. અને તે સંબંધી વિચાર કરવા માટે મુખ્ય મુખ્ય મુત્સદ્દીઓની સલાહ લેવાને ગુપ્ત દરબાર ભરવાનો ઠરાવ થયો. તરતજ દરબાર ભરાયો. કોઇને પણ તેની ખબર પડવા દીધી નહિ. લોકોને જે ખબર પડી તે એટલીજ કે વિજયનગરપર વેર લેવા માટે કંઇને કંઈ ગુપ્ત કારસ્થાનો અને ખટપટો થાય છે. અલ્પ સમયમાં લશ્કર લઈ વિજયનગરપર ધસી જવાના હુકમો છૂટશે એવી સઘળાઓએ કલ્પના કરી. સરદારી કુટુંબની એક કુલીન કન્યાનો આવી રીતે ઉપમર્દ થયો તે બાદશાહ કદિપણ સાંખશે નહિ એવો સઘળાનો નિશ્ચય હતો અને હવે જરૂર લડાઇ થવાની એવી માન્યતા પ્રસરવાથી વિજાપુરના દરેક માણસને શૌર્યનું સ્ફુરણ થવા લાગ્યું. લોકો ઘેર ઘેર તથા મશિદમાં એમજ પ્રતિપાદન કરવા લાગ્યા કે બાદશાહ આ વખતે ગમ ખાઈ જાય તે કામનું નહિ. વિજયનગરપર સવારી કરવા માટે તેમના હાથ ચળવળી રહ્યા. જે તે કંઇ ને કંઈ બડબડવા લાગ્યા. વિજયનગરમાં અલોટ સંપત્તિ ભરેલી છે એવી સાર્વત્રિક માન્યતા હતી. તે માન્યતાથી જેને તેને એમ લાગવા માંડયું કે આપણે પણ લડાઇપર જઈ લૂંટ કરી દ્રવ્ય લઇ આવીએ. લશ્કરમાં ભરતી કરવામાં આવશે એમ માની દરેક મુસલમાન વીર

સૈન્યમાં જોડાવાની આશા રાખવા લાગ્યો. લશ્કરમાં ભરતી ક્યારે કરશે તેની ખબર મેળવવા માટે તેઓ ખટપટ કરવા મંડી ગયા. આવો પ્રકાર વિજાપુરમાં ચાલ્યો હતો. બીજી બાજુ બાદશાહ અને મુત્સદ્દીઓની ગુપ્ત બેઠકો થતી અને તેઓ કંઈ કંઇ વિચાર કરી રહ્યા હતા. પરંતુ તે સર્વ વિચારોનું પર્યવસાન ભળતી રીતેજ થયું. એક વેળા મોટો દરબાર ભરાયો હતો. તે દરબારમાં રણમસ્ત-ખાનને બાદશાહે હુકમ કર્યો કે તું નૂરજહાન સંબંધી રામદેવરાયે ચલાવેલા અપમાનકારક વર્તનની સવિસ્તર હકિકત કહે. રણમસ્ત-ખાને પોતાની હતી–ન હતી તે સઘળી શક્તિ ભેગી કરી એક આવેશ-પૂર્ણ ભાષણ કર્યું. તે સાંભળી સઘળા દરબારીઓ ઉશ્કેરાઇ ગયા. હમણાને હમણા લશ્કર લઇ રામદેવરાજાનું પારિપત્ય કરવા માટે વિજયનગરપર હલ્લો લઇ જવો એવો ધ્વનિ ચારે બાજુથી આવવા લાગ્યો. બાદશાહ તદ્દન શાંત હતો. તેણે સર્વને–જેને જે બોલવાનું હોય તે–મુક્ત મને બોલવા દીધા અને અંતે એવો હુકમ કર્યો કે રણમસ્તખાને જે હકીકત કહી છે તે તો ઠીકજ છે. પણ એટલી વાતપરથી એકદમ મારામારીપર આવી જવાનું કાંઇ પ્રયોજન નથી. રામદેવરાયનું કહેવું શું છે તે સાંભળી લેવું અને પછી શું કરવું તેનો વિચાર કરવો. તે સાંભળી દરબારીઓ ઘણા નિરાશ થયા. બાદશાહ આવું બોલશે એવી કોઇને કલ્પના પણ ન્હોતી. સઘળા ખિન્ન અને ચકિત થયા. તેઓ બાદશાહને આવેશમાં લાવવાને કહેવા લાગ્યા કે આપણા પોતાના એલચી દરબારમાં હાજર હોવા છતાં રામરાજાએ તેના નિષેધની પરવા ન કરતાં એક મોટા મુસલમાન ઉમરાવ કુળની કન્યાનો બુરખો ટ્હાવી તેનું અપમાન કર્યું. એ શું ન્હાની શુની વાત છે ? પછી બાકી શું રહ્યું ? રામદેવરાજાને હવે શું પૂછવાનું હતું ? કાંઈ પૂછવા પરછવાની જરૂર નથી. એકદમ લશ્કર મોકલી ચઢાઇ કરો અને પછી બહુ થાય તો—તે નાક ઘસતો કે માફી માગતો

આવે તો—મોટી ખંડણી લઇ તેના રાજકુલની એક કન્યાને બાદશાહી જનાનામાં મોકલવાની માગણી કરો. લોકો આવેશમાં આવે અને પોતાનામાં અત્યંત શૌર્ય છે એમ તેમને દઢતાપૂર્વક જણાય પછી તેઓ એવી એવી ધમકી આપે છે, એવા ભય બતાવે છે, કે જેનું નામ ! બાદશાહના દરબારમાં સ્થિતિ આવીજ થઇ ગઇ. આવેશ વધી ગયો અને સર્વ જેમ ફાવે તેમ બોલવા લાગ્યા. કોઇના બોલવાનો ધડો રહ્યો નહિ. કેટલાક બાદશાહને ઉદ્દેશીને, કોઇ દરબારી સરદારને અને કોઇ તો પોતાના મનનેજ ઉદ્દેશીને બોલતા હતા.

પરંતુ આ સમયે બાદશાહે બહુજ શાંતતા બતાવીને પોતાનો મત છોડયો નહિ. રામદેવરાયનું કહેવું શું છે તે સાંભળ્યા શિવાય બીજું કંઇજ કરવું નથી એમ તેણે ભાર મૂકી નિશ્ચયપૂર્વક કહ્યું. તે જોતાંજ સર્વને અત્યંત આશ્ચર્ય ઉપજ્યું. આજ સુધી આવી બાબતનો વિચાર મોટા દરબારમાં કદિપણ થયો ન્હોતો. બાદશાહ ફક્ત પોતાની ઇચ્છા પ્રમાણે અથવા બહુ થાય તો પોતાના અત્યંત વિશ્વાસનીય બે ચાર મંત્રીઓને મેળવી તેમની સાથે મંત્રણા કરી એક બે પ્રહરમાં જે તે નીકાલ કરી નાખતો. તેમ ન કરતાં આજ સુધી ચાલતી આવેલી રૂઢી છોડીને બાદશાહે દરબાર બોલાવ્યો ત્યારે તેની બુદ્ધિમાં બગાડ થયો—તેના મનમાં બ્હીક પેઠી—આવા ડરપોકપણાથી રામદેવ રાજા વધુ મસ્તાન થશે એમ ઘણાને લાગવા લાગ્યું અને આવા કામથી બાદશાહની આબરૂ ઓછી થશે એમ પણ તેઓ બોલવા લાગ્યા. જે બાદશાહના વિશ્વાસપાત્ર હતા તેમને કેટલાકોએ એવી સૂચના કરી કે બાદશાહને બે બોલ કહી સમજાવી નાંખો; નહિ તો બધી આબરૂપર પાણી ફરી વળશે. પણ તેઓ પણ "બાદશાહનો વિચાર અચળ છે. તે આ બાબતમાં કોઇનું સાંભળે એમ નથી" એવોજ ઉત્તર આપવા લાગ્યા. અંતે બાદશાહે પોતાના મત પ્રમાણેનો પત્ર લખી તૈયાર કર્યો અને તે રણમસ્તખાને રામ-

દેવ રાજાને આપવો એવો હુકમ કર્યો. રણમસ્તખાને પોતે આવો પત્ર લઈ જાય તે અત્યંત અપમાનાસ્પદ છે માટે બાદશાહે તેને મોકલવો નહિ એવી વિનવણી કરી. છેવટે બાદશાહે એક બીજા સરદારે એ પત્ર લઈ જવો એવો હુકમ થયો અને પોતાનો હુકમ નહિ માનવા માટે તેણે રણમસ્તખાનને કેટલાક દિવસ સુધી દરબાર બંધીની સજા કરી.

બાદશાહનું આ કૃત્ય તો અતિ વિચિત્ર જ થયું એ વિષે સર્વની એકવાક્યતા થઇ. રણમસ્તખાને જેવું વર્તન કર્યું તેવું જ કરવું તેને માટે વાજબી હતું. તેણે રામરાજાને ભર દરબારમાં ધમકાવ્યો હતો. રામરાજાના દરબારમાં જે બનાવ બન્યો હતો તે તેની નજર સમક્ષ બન્યો હતો એટલે હવે પત્ર લખીને કંઈ પૂછવાની જરૂર જ હોતી: પણ કાંઇ ખુલાસો મેળવવાની જ બાદશાહને જરૂર જણાઇ તો તે પત્ર લઈ રણમસ્તખાનને 'જા' કહેવું એ અયોગ્ય અને અન્યાયી હતું; તે વિષે સર્વ એકમત થયા. તેમાં પણ રણમસ્તખાનપર બાદશાહની નારાજી થઇ અને તેનો મુજરો બંધ કરવામાં આવ્યો તેથી સઘળાને ઘણું ખરાબ લાગે તે તદ્દન સાહજિક હતું. હશે, પણ બાદશાહના હૂકમ અને તેની મરજી આગળ બીજા કોઇનું શું ચાલે ? સર્વ પોતપોતાની જગ્યાએ અત્યંત ખિન્ન થઇ બેસી રહ્યા.

આ બાજુ બાદશાહે મોકલેલો સરદાર પત્ર લઇ વિજયનગર ગયો. તેણે રામરાજાને તે પત્ર આપ્યો. પત્રમાંનો મજકુર જોઇને રામરાજાને મનમાં ને મનમાં ઘણો સંતોષ થયો. રણમસ્તખાનની ઠીક ફજેતી થઇ તે તેના સંતોષનું કારણ હતું. તેના જાસુસે પણ બાદશાહના દરબારમાં શું થયું અને રણમસ્તખાનને દરબાર બંધી થઇ વિગેરે બાતમીથી તેને પરિચિત કર્યો હતો. તે જાસુસની ગુપ્ત બાતમીઓથી પણ રામરાજાની પૂરતી ખાત્રી થઇ કે વિજાપુરનો બાદશાહ તેનાથી બહુ ડરે છે. તે પત્ર લાવનારા સરદાર આગળ

તેણે રણુમસ્તખાનની અત્યંત નીંદા કરી. બાદશાહે કોઇ પુખ્ત સરદારને એલચી નીમેલો હોત તો વાત આટલી વધત નહિ. મેં જેવું વર્તન રાખ્યું તેવું કોઇએ પણ ન રાખ્યું હોત. મને જે સંશય ઉપજ્યો તે તોડવા માટે મેં જે કર્યું તે અયોગ્ય ન હતું. હાલમાં કેટલાક લોકોનું વર્તન ખરેખર જ શંકા ઉપજે તેવું હોય છે. વિજાપુરના બાદશાહ અમારી સાથે મૈત્રી ભાવથી વર્તે છે પણ ગુલબર્ગાનું તેમ નથી. અહમદનગરનો બાદશાહ અમારો મિત્ર નથી. તેઓ અનેક પ્રકારના કારસ્થાનો કરી અમારા રાજ્યમાં પુષ્કળ રીતે પોતાના જાસુસો મોકલે છે, તેથી આમ કરવાનો સમય આવ્યો. વિજાપુરના બાદશાહના હેતુ માટે અમને કદિપણ શંકા આવી નથી. પરંતુ આ બીજા બે બાદશાહોમાંથી કોઈ કાવત્રું નથી કરતું એમ કેમ કહેવાય ? એવી શંકા આવવાથી મેં જે યોગ્ય લાગ્યું તે કર્યું. તેમાં કંઇ ખોટું કર્યું નથી એવો રામરાજાએ રાજાના પ્રતિનિધિ આગળ બચાવ કર્યો.

તે સાંભળી તે વકીલે કહ્યું: " અલબત, આપ સત્ય કહો છો. આપ કહોછો એવો વિચાર કરીને જ બાદશાહે મને આપની પાસે મોકલ્યો. આપ હવે જે કહો છો તે પરથી આપને દોષ દઈ શકાય એમ નથી. આપના જેવી સ્થિતિમાં અમારા બાદશાહે અથવા બીજા કોઇએ પણ એમજ કર્યું હોત. રણુમસ્તખાન જેવા ગરમ લોહીના માણસને એલચી નીમવાથી સારૂં પરિણામ આવે ખરૂં ? પણ અંદરખાનેના લાગવગ તથા વસીલાથી તેની નીમણુક થઇ હતી. થયું તે થયું; પણ બાદશાહને હવે તેની કિમ્મત જણાઈ આવી છે. આપ કહોછો તે સઘળી વાત હું બાદશાહ સલામતની સેવામાં રજુ કરીશ. આપ પણ પત્રમાં સવિસ્તર ખુલાસો કરશો જ. કૃપા કરી પત્ર લખી આપી મને આવતી કાલે રવાના કરો. "

રામરાજાને તે સાંભળી ઘણો સંતોષ થયો અને તેણે તે વકીલની પરોણાગત કરવામાં વિશેષ ઉદારતા બતાવવા માંડી. તરતજ પત્રનો જવાબ આપવાની પણ વ્યવસ્થા કરી. એ પત્રમાં રણમસ્તખાન તરૂણ છે, તેની ઉછૃંખલ વૃત્તિપર આપ અંકૂશ મૂકો. હવેથી જે એલચીને મોકલો તે પુખ્ત વિચારનો, શાંત અને સ્હમજુ હોય એવો મોકલવાનું ધ્યાનમાં રાખજો. વિગેરે વાત લખી હતી. તે પત્ર લઇ વકીલ વિજાપુર પાછો આવ્યો. અને બાદશાહને તેણે પ્રત્યુત્તર આપ્યો. બાદશાહે તે એકાંતમાં વાંચ્યો. તેમાંના મજકૂરનો સાર નીચે પ્રમાણે હતો:—

"તે તરૂણ કુમારિકાની લાજ લેવાનો અમારો ઇરાદો ન્હોતો. અમને એવી શંકા ઉપજી હતી કે અમારી વિરૂદ્ધ કાંઇ કાવત્રાં ચાલે છે અને ગુલબર્ગાથી અહમદનગર તરફ કોઇ જાસુસ કાંઇ કાગળપત્રો લઇ જાય છે. આવાં કારસ્થાનો ચાલવા બદલ અમારા તે ઠેકાણાના માણસોએ પણ ખબર આપેલી એટલે અમારી ખાત્રી કરવા માટે યોગ્ય કરવાની જરૂર હતી. આપ અથવા બીજું કોઇપણ અમારી જગ્યાએ હોત તો તે એમજ કરત. અમારી અને આપની વચ્ચે જે સ્નેહભાવ છે તે તોડવાની અમારી લેશ માત્ર પણ ઇચ્છા નથી. પરંતુ તેથી ફક્ત આપનું નામ દઈ જો કોઇ અમને દમ ભરાવે તો તે દમદાટીથી બ્હીી જઇ અમે કાવત્રાં ચાલવા દઇએ એવું આપ પણ નહિ કહો એ વિષે અમારી પૂરતી ખાત્રી છે. આ પ્રમાણે મેં આપના તરૂણ વકીલને નાના પ્રકારે કહ્યું. પણ તેણે અમારૂં કહેવું બીલકુલ સાંભળ્યું નહિ. ભર દરબારમાં—અમારા દરબારમાં અમારી સમક્ષ તેણે અમારી નિર્ભર્ત્સના કરી. અમે તેને તેજ વખતે કેદમાં નાંખી દીધો

હોત. પણ આપની શરમે તેમ કર્યું નહિ. તેણે આપના નામે અમને અનેક ધમકીઓ પણ આપી. કાલે હું બાદશાહને જઇ બધી વાત કરીશ ને પરમ દહાડે તમારાપર હલ્લો કરાવું છું એમ કહી અમને ગભરાવવાનો તેણે પ્રયત્ન શુદ્ધાં કર્યો. પરંતુ અમને જે યોગ્ય લાગ્યું તે અમે કર્યું અને અમારો સંશય મટયા પછી અમે પોતે તે છોકરીને તથા તેના માણસોને તમારા વકીલનેજ સ્વાધીન કરી દીધાં. વિજાપુર સુધી પહોંચાડવાની વ્યવસ્થા કરી આપું એમ પણ કહ્યું; એટલુંજ નહિ પણ બીજે દિવસે સ્હવારે હું પોતે આપના વકીલની છાવણીપર ગયો અને તેનું સમાધાન કર્યું. મારા બોલથી તેનું સમાધાન શુદ્ધાં થયું હતું. છતાં પાછળથી કોણ જાણે તેના મનમાં શું આવ્યું કે તે એકદમ આપની પાસે દોડી આવ્યો. આપે શાંતિથી વિચાર કરી કામ લીધું તે બહુ સારૂં કર્યું: નહિ તો વિનાકારણ બન્ને પક્ષોની ભયંકર પ્રાણહાનિ થઈ હોત. ફરીથી આપ જે વકીલ મોકલો તે પુખ્ત વયનો, ગંભીર વિચારનો હોય એવોજ મોકલવાની તજવીજ કરશો. ઈ૦ ઈ૦ ઈ૦ —"

આટલું લખ્યા પછી પત્રના અંતમાં તેણે વિનોદમાં લખ્યું હતું કે:—

"આ સઘળી કામદેવની લીલા છે. આપ આપના વકિલના તે કુમારિકા સાથે વિવાહ કરી આપો. એટલે તેનો અમારાપરનો ગુસ્સો શમી જશે. તેમનો વિવાહ વધુવરને ઉભયને ઇષ્ટ થઈ પડશે એવું તેના અત્રેના વર્તનપરથી મને ખાત્રી પૂર્વક જણાયું છે. તેમના લગ્ન સમયે અમને આમંત્રણ મોકલશો તો અમે મોટા આનંદથી આવીશું અને આશિર્વાદ

ઇચ્છું. અમારો આપના વકીલપર ઘણો પ્રેમ છે. તેનામાં તારૂણ્યને લીધે તીખાપણું ઘણું છે એટલોજ દોષ તેનામાં ભારી છે પણ વખત જતાં તે નીકળી જશે. તેનાપર આપની ઇતરાજી થઈ હોય એવું મેં સાંભળ્યું છે; આ વાત ખરી હોય તો તેમ ન કરતાં તેની આજસુધીની નોકરીના બદલામાં તેને પત્તિ આપી તેની પદવી વધારજો. તેને સરદારી આપજો એવી હું અંતઃકરણપૂર્વક શીફારસ કરૂં છું. જો તે અમારી સેવામાં હોત અને આવો પ્રસંગ બન્યો હોત તો અમે તેને સરદારપદ જરૂર આપ્યું હોત."

આ છેવટનું વાક્ય મશ્કરીમાં લખ્યું હતું. તે વાંચતાં વારજ બાદશાહને હસવું આવ્યું અને તેણે રણમસ્તખાનને બોલાવી મંગાવી તે વંચાવ્યું. ત્યાર પછી પુનઃ સરદારો સાથે મસલત કરી અને દરબાર ભરી ભરદરબારમાં જાહેર કર્યું કેઃ—

"રામરાજાનો જવાબ આવ્યો છે તેપરથી બાદશાહનું સમાધાન થયું છે. હવે એ બાબતમાં કંઇ કરવાનું નથી. રણમસ્તખાનની નકામી ઉતાવળનુંજ આ પરિણામ છે માટે તેણે આ ઉપરથી ધડો લેવો. તેનેજ હું ફરીથી વકીલ તરીકે મોકલું છું પણ હવે તેના એકલાપર મને વિશ્વાસ નથી, તેથી એક બીજા સરદાર ખાનખાનાન મહમુદખાનને તેની સાથે મોકલું છું. ખાનખાનાનજ મુખ્ય એલચી. રણમસ્તખાને તેમના હાથ નીચે કામ કરવું."

આવું જાહેર થવાથી લોકોમાં—ખાસ કરીને તરૂણોમાં ઘણી નિરાશા ફેલાઇ. બાદશાહના આ કૃત્યથી વિજાપુરની બાદશાહીની જ નહિ પણ અખિલ મહમ્મદી બાદશાહીની આબરૂ ઓછી થઈ. હવે રામરાજા જમીનપર અઘર ફરશે ને ફાવે તેમ વર્તશે એવો મત તેઓ ઊચ્ચારવા લાગ્યા. વાસ્તવિક બાદશાહ આવી મંત્રણા કદિપણ દરબારમાં કરતો નહિ. તે મરજીમાં આવે તેમ વર્તે; પરંતુ આ

બાબતની મસલત તેણે દરબારમાં કરી એ ઠીક કર્યું નહિ. રણુમસ્તખાનને પદવીહીન કરવો હતો તો તે ગુપ્ત રીતે કરવો હતો. હવે તેને પુનઃ તેનાપર બીજો ઉપરી સરદાર આપી વિજયનગર મોકલવામાં આવ્યો તે પણ યોગ્ય થયું નહિ એવો લોકમત હતો. કેટલાક વૃદ્ધ અને પુખ્ત વિચારક હતા તેમને આ ઠીક લાગ્યું. બાદશાહે વિના કારણે બન્ને રિયાસતોપર આફત લાવવાનું કાંઇજ કેયોજન ન્હોતું. અનુભવી અને પુખ્ત સરદારને મોકલ્યો એ પણ ઠીક થયું એવો તેમનો મત હતો.

ખુદ રણુમસ્ખાનને બાદશાહનું આ કૃત્ય પસંદ પડયું નહિ. આપ મારી આટલી બધી ફજેતી ન કરો. મને હવે પુનઃ ત્યાં ન મોકલો. વિજાપુરમાંજ આપની સેવામાં રાખો એવી તેણે વિનવણી કરી પરંતુ બાદશાહે તે સાંભળી નહિ. મારો હુકમ માનવોજ જોઇએ એવો તેણે સખ્ત હુકમ કર્યો. તેણે મૂગામૂગા તે કબૂલ કર્યો. તેની સાથે ખાનખાનાન મહમૂદખાંને પણ મોકલ્યો અને રણુમસ્તખાન મોટી લાચારીથી પાછો વિજયનગરની પોતાની છાવણીમાં આવ્યો. શું કરે બિચારો ? આવતી વખતે તેને નૂરજહાનનું મુખકમળ જોવાની પણ તક માળી નહિ. પણ તે પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે જરૂર આવશે એવો તેના મનમાં વિશ્વાસ હતો. વિજાપુર આવ્યા પછી તેની સાથે બોલવાની વાત તો બાજુ રહી પણ તેને પત્ર વિગેરે લખવાની પણ તક તેને મળી નહિ.

રણુમસ્તખાન પાછો ગયો ત્યાં સુધીમાં લગભગ એક મહિનો થઈ ગયો. તે દરમિયાન તેની માતુશ્રીના પત્રો તેને મળ્યા હતા અને તેણે પણ પત્રો લખ્યા હતા. રણુમસ્તખાન વિજયનગર પાછો ગયો કે સૌથી પહેલા પોતાની માતાને મળી તેને ચરણે પડયો અને તેને વિજાપુરની સઘળી વાત સવિસ્તર કહી સંભળાવી. પોતાનું ભારે અપમાન થયું, હવે રામરાજા તેને ગણકારશે નહિ, વિગેરે તે ક્રોધ અને નિરાશાની લાગણીઓ સાથે બોલ્યો.

# પ્રકરણ ૪ થું

## વિજાપુરથી પાછા આવ્યા પછી.

બાદશાહે મોકલેલા આ બન્ને વકીલોને રહેવાને કુંજવનમાં પૂરતી જગ્યા ન્હોતી તેથી રામરાજા પાસેથી ખાનખાનાન મહમુદખાંએ પોતાને માટે બીજી જગ્યા માગી લીધી હતી. કુંજવનમાં રણમસ્તખાન અને તેના માણસોજ રહેતા હતા; ત્યારે રણમસ્તખાનને કોઈ જાતની હરકત વેઠવી પડતી ન્હોતી. પરંતુ તે વિજાપુરથી આવ્યા પછી તેની વૃત્તિજ એકદમ બદલાઈ ગયલી જેવી થઇ ગઇ હતી. રામરાજાએ તે પાછો આવતાંજ તેને આમંત્રણ દઈ બોલાવ્યો અને તેની એકાંતમાં મુલાકાત લઈ તેને કહ્યું:

"જે વાત બની ગઈ તે માટે મારા મનમાં જરાપણ રોષ હવે નથી. તમારી ઉમ્મરના માણસોને હાથે એવી ભૂલ થાયજ: માટે જેમ હું બધું ભૂલી ગયો છું તેમ તમે પણ ભૂલી જાઓ. તમારે વિષે મારો મત કેવો છે તે મેં બાદશાહને લખી જણાવ્યો હતો તે પ્રમાણે તમારા વિવાહ કરી તમને ઉચ્ચ સેનાની પદે નીમવાને બદલે તેણે તેમને અત્રેજ પાછા મોકલ્યા તેથી મને અજાયબી લાગે છે. તમે જો મારી નોકરીમાં હોત તો મેં જરૂર તમને ઉચ્ચ પદવીપર નીમી તમારા લગ્ન કરી આપ્યા હોત. કારણ કે રાજકારણની દૃષ્ટિએ જો કે તમારૂં વર્તન પુખ્ત ન્હોતું તોપણ રાજ્યની આબરૂ વધારનારૂં તો તે હતુંજ. તમને વધુ સાવધતાથી કામ કરવાની સૂચના આપવા કરતાં કાંઇપણ વધારે કરવાની આવશ્યકતા ન્હોતી. તમે એવી રીતે વર્ત્યા તેમાં તમને કાંઇ નવાઇ લાગતી નથી.

ઉલટો તમારાપર ભાવ ઉપજે છે અને આજ સુધી મેં તમને કહ્યું ન્હોતું તોપણ મારા વર્તનપરથી તમે સમજી શકયા હશો કે તમારે માટે મારો અંગત મત ઘણો સારો છે. હું તમારા જેવડો હતો ત્યારે મારી વૃત્તિ પણ એવીજ હતી. માટે તમે ખિન્ન થશો નહિ. તમારા જેવો તરૂણ, ઉત્સાહી ગૃહસ્થ મારી પાસે હોત તો મેં તેને સેનાની બનાવ્યો હોત. તમારૂં શૌર્ય અને તેજ હું જાણું છું. તમારી એકંદર વૃત્તિ જોતાં મને મારી યુવાની યાદ આવે છે અને જાણે હમણા આયનામાં મારી યુવાનીનું પ્રતિબિમ્બજ જોતો હોઉંની એવું મને લાગે છે."

રામરાજાએ આવી વાત તેની સાથે ઘણીવાર સુધી બેસીને કરી. તેમાં તેણે રણમસ્તખાનને વારંવાર એકજ વાત સમજાવવાનો પ્રયત્ન કર્યો અને તે એ કે "તમારાપર મને જરાપણ ગુસ્સો નથી. જે થોડો ઘણો ગુસ્સો ઉપજ્યો હતો તે પણ હવે તો નષ્ટ થઇ ગયો છે. ઉલટો તમારે માટે પ્રેમ ઉપજ્યો છે. માટે તમે હવે ગઇગુજરી ભૂલી જાઓ."

રણમસ્તખાનને આ સાંભળી વિષાદ ઉપજ્યો–ક્રોધ આવ્યો કે સંતોષ થયો તે કહેવું કઠીન છે. તેના મુખપર કોઇપણ જાતની વિકૃતિ જણાઇજ નહિ. એટલુંજ ફક્ત જણાયું કે તેને બાદશાહ તરફથી જેવું વર્તન મળ્યું હતું તેથી તેનું મન ઉદાસ હતું. રામરાજાના બોલવાનો તેણે જવાબ આપ્યો નહિ. માથું હલાવીનેજ તેણે પોતાનો ભાવ વ્યક્ત કર્યો. અંતે તે ત્યાંથી કુંજવનમાં ગયો.

એટલું તો ચોકસ હતું કે તે વિજાપુરથી આવ્યા પછી તેની ચિત્તવૃત્તિમાં ઘણો ફરક પડયો હતો. અને અંતરવૃતિમાં પરિવર્તન થાય કે તેનું પ્રતિબિમ્બ બાહ્ય વૃત્તિમાં પડેજ. તે પ્રમાણે તેનો બાહ્ય દેખાવ પણ તે જાણે ઘણો ઉદાસીન હોય તેવો દેખાવા લાગ્યો. તે હવે ઘણું ખરૂં કોઇ સાથે વધારે બોલતો નહિ. પોતાની માતુશ્રી

સાથે પણ બોલતો નહિ. તે તેને ખાસ બોલાવીને કંઈ પૂછતી ત્યારે જ જવાબ દેતો. પહેલાં જે કાંઈ મનમાં આવતું તે પોતાની માતુશ્રીને જણાવ્યા સિવાય ચાલેજ નહિ, તેની સલાહ લીધા વિના કાંઇજ કરવું નહિ, એવો જે તેનો સ્વભાવ હતો તે હવે રહ્યો નહિ. હવે તે ઘણો વખત એકાંતમાંજ કાઢતો. કલાકના કલાક—નહિ—પહોરના પહોર તે કુંજવનમાં અગર પુષ્કરિણિની આસપાસ ફરવામાં ગુમાવતો. તેથી વિજાપુરમાં થયલું અપમાન તેને અત્યંત દુઃસહ થઇ પડયું છે એવો ઘણાઓએ વિચાર કર્યો. લૈલી અને તેની માતાએ જુદીજ કલ્પના કરી. તેમનો અભિપ્રાય એવો હતો કે નૂરજહાનપર તેનો ઘણોજ પ્રેમ છે અને તે પ્રાપ્ત થવાની હવે આશા નથી. તેથી આવી સ્થિતિ થઈ છે. તેમાં બાદશાહના અપમાનથી તેનો શોક વધ્યો. એટલુંજ. પણ ખરો પ્રકાર શું છે તે કોઇને સમજાય તેમ ન્હોતું. માસાહેબે લૈલી દ્વારા તેને એક એવાર પૂછાવ્યું અને લૈલીએ અત્યંત પ્રેમાળભાવે તેને પૂછયું પણ: પરંતુ ખેદયુક્ત હાસ્ય સિવાય કંઇપણ જવાબ મળ્યો નહિ. તે કોઇવાર ગંભીરપણે તેને પૂછતી—કોઇવાર નૂરજહાનનું નામ દઇ તેની જરા મજાક ઉડાવતી—કોઇવાર 'ગઇ તો ગઇ—એવી છપ્પનહજાર લાવી દઇશ' એમ કહી તેનું સમાધાન કરવાનો પ્રયત્ન કરતી. પરંતુ રણમસ્તખાન તરફથી કાંઇપણ જવાબ મળતો નહિ. તેના ઉદાસીન વદનપર ક્વચિત સ્મિતની છટા દેખાતી એટલુંજ !

પરંતુ તેટલા પરથીજ પોતાનો તર્ક ખરો છે એમ માની લૈલીએ એકવાર તેને એમ કહ્યું:

" હું તેની પાસે જઈ તેના મનમાં શું છે, તેના મનમાં તારે માટે પ્રેમ છે કે નહિ તે જાણી આવું ? વિજાપુર જઇને તેને મળી આવું ને ? તેને પુનઃ અહિં લાવવાની ખટપટ કરૂં કે ? હું જઇશ તો એટલું તો જરૂર કરી આવીશ. તેના મનમાં પણ માસાહેબ પાસે રહેવાની ઉત્કટ ઇચ્છા છે એટલે તે જરૂર આવશે. " આવું પણ લૈલીએ તેને અનેકવાર કહ્યું. તે સાંભળી રણમસ્તખાન માત્ર

હસ્યો પણ "જા અથવા ન જા" એવું કંઈજ બોલ્યો નહિ. તેણે પોતાનું મૌન તોડયું નહિ.

તેના મનમાં શું છે તે કઢાવવાનું કામ ઘણું મુશ્કેલ છે એમ લેલીએ પણ છેવટે માસાહેબને કહ્યું. ત્યારે માસાહેબને ઘણું દુઃખ થયું અને તેણે એકવાર પોતાના પુત્ર સાથે એ વિષે વાત કરવાનો વિચાર કર્યો. પણ હવે તેની પણ તેને પૂછવાની હિમ્મત ચાલી નહિ. આજ સુધી પોતે કાંઇ પૂછયું હોય અને તેના પુત્રે તેનો જવાબ નહિ આપ્યો હોય એવો બનાવ કદિ પણ બન્યો ન્હોતો. પણ તે સ્થિતિ એકાએક બદલાઇ ગઇ. તે પોતે તો પોતાની મેળે કંઇ કહેવા આવતો નથી પણ પૂછતાં પણ પોતાનું હૃદય ખુલ્લું કરીને કહેવાનો નથી એમજ તેને ખાત્રીપૂર્વક લાગવા લાગ્યું. પણ માનુ હૃદય ! શી રીતે ચૂપ રહી શકે ? જગતમાં સર્વ કાંઇ મળી શકે છે, સર્વ કોમળભાવની જોડી પણ મળી શકે છે, પત્નિ ગુમાવતાં બીજી તરૂણી તે જગ્યા લઇ શકે છે, પરંતુ માનું હૃદય ! વ્હાલી બાની લાગણી ! જગતમાં એકવાર ગુમાવ્યા પછી કદિપણ મળતી નથી. ગમે તેવા દુરાચારી પુત્રને પણ મા ચાહે છે. દુરાચારી પતિને પત્નિ ધિક્કારે નહિ—પતિવ્રતા હોય તો કંઇક અંશે ચાહે પણ ખરી—પરંતુ એક કપૂતને મા જેટલો વ્હાલો ગણે, તેની આફતે મા તેને જે દિલાસો દે તે પત્નિ દઇ શકતી નથી. પ્રિયતમા ગમે તેટલી સ્નેહાલ હોય છતાંય તેનામાં સ્વાર્થનો કંઇક અંશ હોય છે. પણ મા તે માજ ! કવિ સાચુંજ કહે છે કેઃ

અહો મા તે મા !
બીજા વનના વા !
કાલી ઘેલી મા !
અહો મા તે મા !*

* સ. લલિત.

મા સાહેબને રણમસ્તખાનની ઉદાસીનતા તીવ્ર ભાલા કરતાં પણ વધારે દુઃખકારક લાગવા લાગી. શી રીતે દીકરાને આનંદી બનાવું ? બે ચાર દહાડા પછી એને પાસે બોલાવી વ્હાલથી સ્હમજાવટથી, એનું દુઃખ હળવું શી રીતે થાય તે પૂછીશ તો તે જરૂર મને જવાબ આપશે અને પોતાની ભરેલી છાતી હલકી કરશે એમ તેને લાગતું હતું. તેથી ચાર આઠ દિવસ જવા દઇ તેણે એકવાર તેને બોલાવી "તારી વૃત્તિ આવી કેમ થઇ છે ? તારા મનમાં શું છે તે તું મને ક્હેતો કેમ નથી ?" એમ પૂછ્યું. તેણે ઘણીવાર સુધી તેનો કંઇ જવાબજ આપ્યો નહિ. છેવટે જ્યારે મા સાહેબે આંખમાં આંસુ લાવી પૂછ્યું અને " તારી આવી મુગ્ધ અને ઉદાસીન વૃત્તિને લીધે મને ખાવાનું ભાવતું નથી. પરમેશ્વરપર પણ ચિત્ત ચ્હોટતું નથી" એમ કહ્યું ત્યારે તે એકદમ બોલ્યો.

"માજી ! ખરેખર કહેવા જેવું કંઇ નથી એટલે શું કહું ? જે થયું તે બધું તમે જાણોછોજ. બાદશાહે મારૂં જે અપમાન કર્યું છે તે મને દુઃસહ થઇ પડયું છે. એ સિવાય બીજું કંઈ નથી. હું હિમ્મતથી આમ તેમ ઉડતો હતો પણ બાદશાહે મારી પાંખજ કાપી નાખી. મારી મહત્વાકાંક્ષા કેવી હતી અને આ થયું શું તે મનમાં આવતાં મને ઘણો ખેદ થાય છે. બીજું કંઇ નહિ. હવે આ રાજ્યમાં નોકરી કરવી નહિ, બીજા રાજ્યમાં જઇ નસિબ અજમાવી જોવું એવું પણ મારા મનમાં આવે છે. ગરૂડપક્ષીના બાળકની પાંખ તોડી નાખી તેને પીંજરામાં કેદ કરી રાખવાથી તેને જેવું લાગે તેવી મારી સ્થિતિ થયેલી છે અને શું કરવું, કયાં જવું તે કાંઇ સુઝતું નથી. કોઇવાર તો અતિ વિલક્ષણ વિચાર મનમાં આવે છે. મારા મનમાં જે હતું તે મેં બધું તમને હવે કહી દીધું છે. હવે તમે મને કઈ પણ ફરીથી પૂછશો નહિ. તમે પૂછશો તો મને દુઃખ થશે."

એમ કહી તે ત્વરાથી ત્યાંથી ચાલી ગયો. તેની મા શું બોલે છે તે સાંભળવા પણ તે ઉભો રહ્યો નહિ.

તેના આ જવાબથી તથા તેના વર્તનથી માસાહેબ ચકિત થઇ નહિ કારણ કે રણમસ્તખાન એમજ બોલશે એવીજ તેની કલ્પના હતી. વિશેષ કંઇ તે કહે એમ તેને લાગતું ન્હોતું પણ તે આટલી સ્પષ્ટતાથી બોલશે એમ તેને લાગતું ન્હોતું. તે જે કહે-વાનું હતું તે કહી ચટ પોતાની પાસેથી ચાલી ગયો તેથી ફક્ત તેને જરા ૨ જાયબી લાગી. તોપણ તે જોકે આવેશને લીધે ચાલી ગયો પણ પુનઃ તેને બોલાવીને શિખામણ દઇશ એવો વિચાર મનમાં યોજીને ત્યાં સ્વસ્થ બેઠી.

રણમસ્તખાનની વૃત્તિ દિવસાનુદિવસ અધિકાધિક ઉદાસીન અને અબોલ થતી જતી હતી. તેનું અંતઃકરણ અત્યંત સ્વસ્થ થયું હતું એ તો તદ્દન સ્પષ્ટજ હતું. તે એકજ જગ્યાએ વધુ વાર બેસતો શુદ્ધાં નહિ. હમ્મેશાં પવનની પેઠે આમથી તેમ ફર્યા કરતો. જાણે ગાંડો હોયની તેમ આમથી તેમ આંટા માર્યા કરતો. તેની સાથે રહેનારા નોકર ચાકરોએ એવો વિચાર કર્યો કે વિજાપુરમાં તેના થયલા અપમાનથીજ રાજેન્દ્રની ચિત્તવૃત્તિ અતિ ઉદાસીન, ખિન્ન અને બેલગામ થઈ ગઈ છે. શું કરવું તે સુઝતું નહિ, અહિં રહેવું નહિ એમ પણ લાગતું અને જવું કેમ તે સમજાતું નહિ. મા સાહેબે પુનઃ તેને બોલાવી તેની સાથે વાત કરવાનો પ્રસંગ ઉપ-સ્થિત કર્યો નહિ. તેણે એવો વિચાર કર્યો કે કેટલાક દિવસ જવા દીધા સિવાય પોતાની શિખામણની તેનાપર અસર થશે નહિ. પણ ચમત્કાર એ હતો કે જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ તેની ચિત્તવૃત્તિ અધિકજ ચમત્કારિક અને ઉદાસ થતી ગઇ. તેની ઉંઘ ઉડી ગઇ. તે દિવસે જેમ અહિંથી તહીં ફરતો તેમ રાત્રે પણ આંટા મારવા લાગ્યો. ત્યારેજ માસાહેબની તેને માટેની ચિંતા વધી

થઈ. હવે કંઇ પણ ઉપાય કર્યા વિના બેસી રહેવું ઇષ્ટ નથી એમ માની હવે શું કરવું તેના વિચારમાંજ તેણે અને લૈલીએ સાથે મળી પુષ્કળ વિચાર કર્યો. બન્નેની પક્કી ખાત્રી હતી કે એકલા અપમાનથી આવી હાલત ન્હોતી થઈ. એમાં નૂરજહાનના પ્રેમનોજ સંબંધ છે. નૂરજહાન સાથે પણ કંઇ થયું હોવું જોઇએ તેની સાથે શું થયું હતું તેની ખબર રણુમસ્તખાન પાસેથી મળે એ શકય ન્હોતું માટે એકવાર વિજાપુર જઇને ખબર કાઢવાની જરૂર છે. આપણે બન્નેએ વિજાપુર જઇ નૂરજહાનનું પ્રકરણ ઉકેલવું જોઇએ. ત્યાં જઇશું તો બધો ખુલાસો થશે એવો તેમણે વિચાર કર્યો.

માસાહેબ પોતાના પુત્રને મૂકીને એકલી કયાંય પણ ગઈ ન્હોતી પરંતુ આજે તેને તેની આવશ્યકતા અનિવાર્ય જણાઈ. હવે જો પોતે કંઇ નહિ કરે તો છોકરો હાથમાંથી જશે એવું તેના કોમળ હૃદયને લાગ્યું. અને તે વિલક્ષણ નિશ્ચયવાળી સ્ત્રી હોવાથી તેણે તેમ કરવાનો પણ નિશ્ચય કર્યો. પોતે લૈલીને લઇને વિજાપુર જાય છે અને કાંઈ પણ નક્કી કરી આવે છે એમ તેણે તરતજ રણુમસ્તખાનને કહ્યું. રણુમસ્તખાનને તેનાથી કંઈ થશે એમ લાગ્યું નહિ. તેણે તેને કહ્યું: " તમે ત્યાં જઇને શું કરશો ? બાદશાહ પોતાનો હૂકમ કદિ ફેરવવાના નથી અને હવે ફેરવે તો પણ તેની કંઈ અસર નથી. વળી મારૂં હવે અહિં રહેવાનું મન પણ નથી. "

પણ " હું વિજાપુર જઇ પાછી આવું ત્યાં સુધી તું સ્વસ્થ રહે. કંઈ નહિ થાય તો પછી શું કરવું તેનો આપણે બન્ને મળીને વિચાર કરીશું " એમ અનેક રીતે તેને સમજાવી મા સાહેબે વિજાપુર જવામાં તેની અનુમતિ મેળવી અને તેની અજાયબી વચ્ચે તેણે એવી અનુમતિ આપી. એટલુંજ નહિ પણ એ વિચાર ઠીક છે એવું તેને લાગતું હોય એમ પણ મા સાહેબને લાગ્યું. તે ના—ના કહે છે, શંકા પ્રતિ શંકા બતાવે છે; પણ તે ઉપર ઉપરની છે એવું તેણે

મનમાં માન્યું. તે જશે તો નૂરજહાનનું મન મનાવશે એવીજ આશા તેને હશે અને તેથી તેણે અનુમતિ આપી હશે એમ પણ મા સાહેબને લાગ્યું અને તેનો વિચાર દૃઢ થયો. પોતાની સાથે જરૂર જેટલો સામાન લઇ તે વિજાપુર જવા નીકળી ગઇ.

તે ગયા પછી રણુમસ્તખાનની વૃત્તિ ઘણીજ અશાંત થઇ ગઈ. તેમાં એક બીજો પ્રસંગ બન્યો. તેથી તેની વૃત્તિને ચમત્કારિક વલણ મળ્યું.

અગાઉ એકવાર જે રીતે રામરાજા મળશકામાંજ કુંજવનમાં રણુમસ્તખાન પાસે આવ્યો હતો તે પ્રમાણેજ એક દિવસ—મા સાહેબ અને લૈલી વિજાપુર ગયા પછી ત્રીજે અથવા ચોથે દિવસે તે કુંજવનમાં આવ્યો. તેની સાથે ફક્ત એકજ માણસ હતો. તે આવતાંવાર તેના આગમનની ખબર રણુમસ્તખાનને મળી. રણુમસ્તખાન તેને મળવાને સામો ગયો. આગતાસ્વાગતા થઈ—ખબર અંતર પૂછાઇ. રામરાજાએ આ વેળાએ પણ કહ્યું કે ગઇ વખતે તમે કુંજવનમાં ફરવાની પરવાનગી આપી હતી તે પ્રમાણે આજે હું ફરવા આવ્યો છું. જે જગ્યાએ મારા જીવનના અત્યંત આનંદી દિવસો ગયા હતા તે જગ્યાના વારંવાર દર્શન કરવાની ઇચ્છા થાય છે માટે મને પુષ્કરિણી કિનારે જવાની રજા આપો.

રણુમસ્તખાને અત્યંત નમ્ર ભાવ બતાવી કહ્યું:

"જગ્યા તમારી, કુંજવન તમારૂં, પછી મારી પરવાનગી કેમ માગો છો ? તમે ખુશીથી જાઓ. તેમાંય આજે તો કંઈજ હરકત નથી." આજે તો કંઇજ હરકત નથી એનો અર્થ શું ? તે રામરાજાના લક્ષમાં આવ્યું નહિ. પણ તે માટે તેણે વિશેષ પુછપરછ કરી નહિ, તેણે તેને એટલુંજ કહ્યું:

"તમે પણ મારી સાથે ચાલો. કુંજવન અને પુષ્કરિણિના દર્શન કરવાનો તો મારો હેતુ છેજ પણ આજે અહિં આવવામાં

બીજો પણ ઉદ્દેશ છે. મારે તમારી સાથે કાંઈ વાત કરવાની છે. કુંજવન ઘણી સુંદર જગ્યા છે. ત્યાં ફરતા ફરતા આપણે વાત કરીશું "

આને મારી સાથે શી વાત કરવાની હશે ? એવું મનમાં આવવાથી રણમસ્તખાને કિંચિત વિચાર કર્યો અને કહ્યું:

" ઠીક છે. આવું છું. તમે કહોછો તેમ એ સ્થળ ઘણું સુંદર છે. મને પણ એ ઉપવનમાં ફરવાનું ઘણું ગમે છે અને કોઇ કોઇ વાર નૌકામાં બેસી પુષ્કરિણિમાં પણ ચક્કર મારી આવું છું. નૌકામાં બેસીને ફરતી વખતે તો કુંજની શોભા અતિ ઉત્કૃષ્ટ જણાય છે. "

આ સાંભળી રામરાજાના મ્હોમાંથી તેને અનુમોદન આપનારા શબ્દો નીકળવા જોઇતા હતા પણ તેવા શબ્દો નીકળ્યા નહિ એટલું જ નહિ પણ તેને રોમંચ થયો હોય તેમ તે એકવાર ધ્રુજ્યા જેવો જણાયો. તેના કપાળપર પરસેવો વળ્યો. પણ તે મનોભાવ છુપાવી હસીને બોલ્યો:

" બરાબર. હું તમારા જેવડો હતો ત્યારે કેટલીએ વાર હું તેમાં ફર્યો હતો. એ બહાર ઔરજ છે. "

એમ કહી બન્ને નીકળ્યા. તેમને એકમેકની સાથે ચાલતા જોઇ ત્યાંના નોકરોને ઘણી અજાયબી ઉપજી: અધઃ ચકિત થઈ પ્રથમ તેમના તરફ અને પછી માંહોમાંહે એક બીજા તરફ જોવા લાગ્યા. થોડી જ વારમાં બન્ને કુંજમાં દાખલ થયા. ત્યાર પછી નોકરો આપસ આપસમાં ચર્ચા કરવા લાગ્યા. પણ તેમના લવારા તરફ લક્ષ આપવાનું કંઇ કારણ નથી. આપણે તો રામરાજા અને રણમસ્તખાન પર ધ્યાન આપવાનું છે.

કુંજમાં દાખલ થયા પછી દરેક ખૂણા ખાંચામાંથી. પણ ફરવાનો જ જાણે રામરાજાએ નિશ્ચય કર્યો હોયની ! તે મ્હોડેથી

કંઈ બોલતો ન્હોતો. તે તદ્દન મૂગો મૂગો ચાલતો હતો. તેની સાથે રણમસ્તખાન પણ ચાલતો હતો.

એટલામાં રામરાજાના મનમાં કોણ જાણે શું આવ્યું તે તે અચાનક વચમાંજ અટક્યો અને રણમસ્તખાનની ખાંધ પર હાથ મૂકી બોલ્યોઃ

"જેમ હોય તેમ પણ તમને જોયા તે દિવસથી જ તમારે માટે મારા મનમાં આદર અને પ્રેમ ઉત્પન્ન થયાં છે. તમને અમારા રાજ્ય પર નજર રાખવા માટે અમારા કટ્ટા શત્રુએ અત્રે રાખેલા છે તે જાણવા છતાં પણ તમારે મારેનું મારૂં માન કાયમ રહ્યું છે. તમે તે દિવસે પેલી છોકરી માટે જે શૂરોચિત વર્તન કર્યું તે જોઇને તો મારા પ્રેમમાં જાણે ભરતી જ આવી છે. અને તેને લીધે જ હું બીજે દિવસે અહિં આવ્યો હતો. તમે વિજાપુર ગયા, ત્યાં શું બનાવ બન્યો અને તમે કેવી દશામાં પાછા આવ્યા તે જાણીને મને ઘણો જ ખેદ થયો છે. મેં તમારે માટે શું લખ્યું હતું તે બાદશાહે તમને કહ્યું કે નહિ તે કોણ જાણે, પણ મે એમજ લખ્યું હતું કે તમારા તે સ્વરૂપવતી કન્યા સાથે લગ્ન કરી આપી તમને આજ પદવી પર પાછા મોકલવા. એવી સુન્દર કન્યા સાથે આ સુન્દર કુંજમાં રહેવાનું મળે તો પછી શું જોઇએ? પણ તમારો બાદશાહ અતિશય અરસિક લાગે છે. તેણે તેમ નહિ કરતાં તમારૂં અપમાન કરી તમારા પર બીજો જ કોઇ આધિકારી નીમી અત્રે મોકલ્યો તે સાંભળ્યા પછી મને તમારે માટે ઘણો ઉભળકો આવ્યો અને તમને કંઇ પૂછી જોવું એવું મનમાં આવ્યું. પણ તે પૂછું તો તમે શું કહેશો ને શું નહિ તેનો નિશ્ચય થયો નહિ એટલે ચાર દિવસ થોભ્યો. છતાં મને રાત્રે ચેન પડયું નહિ ત્યારે તમને બોલાવી તમને જે કહેવાનું છે તે કહું એમ થયું. પુનઃ એમ લાગ્યું કે વારંવાર હું તમને બોલાવું તો તમારા ઉપરીના મનમાં

કંઈ શંકા આવે એવો વિચાર કરી મેંજ આવવાનો નિશ્ચય કર્યો. અહિં સુધી તો બધું સરળતાથી થયું પણ હવે આગળ કેમ વધવું તેની પંચાત થઈ પડી છે ... ... ”

આટલું લાંબુંલચ ભાષણ કરી રામરાજા થોભ્યો. રણમસ્તખાન શું બોલે છે તે જવા માટે જ થોભ્યો. તે અટકયો એટલે રણમસ્તખાન તેના તરફ જોવા લાગ્યો. પોતાના જવાબની તે અપેક્ષા રાખે છે એવું તેના ધ્યાનમાં આવ્યું નહિ. પોતાના તરફ તે નકામોજ જોઈ રહ્યો છે એવું જોઇ રામરાજા હસ્યો અને બોલ્યો:

“ હું આટલું બધું બોલી ગયો અને તમે કંઇજ બોલતા નથી ? મને શાની પંચાત પડી તે પૂછો અથવા પંચાત જેવું કંઇ નથી એમ બોલો—”

રણમસ્તખાન પણ તે સાંભળી હસ્યો.

તે બોલ્યો:

“ બોલો—બોલો—એમાં પંચાત શાની ? તમારા બોલવામાં વચ્ચે શા માટે બોલવું એમ ધારી હું બોલ્યો નહિ. બાકી તમે જે બોલો તે સાંભળવાને હું આતુર છું. ”

“ ઠીક ત્યારે તમને જે કહેવાનું છે તે કહ્યા પહેલાં એક બે સવાલ પૂછું છું તેના જવાબ મોકળા મને આપશો ? ”

“ હા. જવાબ આપવા જેવા હશે તો આપીશ; નહિ તો એનો જવાબ હું આપી શકતો નથી. તમે એવો પ્રશ્ન પૂછો નહિ એમ કહી દઈશ. ”

“ તમારી સરળતા અને સ્પષ્ટતા માટે મને જરાય શંકા નથી. તેનો મને પૂરતો અનુભવ છે. ચાલો ત્યારે હવે પૂછી લઉં. તમારા જેવાએ તમારૂં શૌર્ય આ એલચીપણાની નોકરીમાં શા માટે કરમાવી નાખવું જોઇએ ? જ્યાં તેની કદર થતી નથી ત્યાં તમે શા માટે રહો છો ? ગરૂડે આકાશમાં નિર્મળ હવામાં નિરંકુશ રીતે ઉડ-

વાને બદલે, સ્વતંત્ર રીતે મહાલવાને બદલે પીંજરામાં પડેલા પંખીની માફક તમે શા માટે રહો છો? તમારો દરજ્જો, તમારૂં શૌર્ય, તમારી કર્તવ્યપરાયણતા એવાં છે કે તમે કોઈ પણ સ્થળે મોટા સૈન્યના સેનાપતિ થઇ શકો. બોલો, હું કહું છું તે તમને સાચું લાગે છે ને? નાહક વિવેકને ખાતર કંઇ ભળતુંજ બોલી વખત ગુમાવતા નહિ હું જે કહું છું તે સત્ય છે એમ તમારા વદનપરથીજ મને જણાઇ આવે છે. તે શબ્દદ્વારા વ્યક્ત કરવાની જરૂર નથી,"

રણુમસ્તખાન કંઇજ બોલ્યો નહિ

રામરાજાએ આગળ બોલવા માંડયું.

"તમારા જેવો શૂરવીર સૈનિક અમને મળે તો હું તેને માનથી મોટી પદવી આપી તેનો દરજ્જો વધારૂં. મારા સૈન્યમાં અનેક પઠાણ સીપાઇઓ છે, બીજી જાતિના મુસલમાનો પણ છે. હું તેમના શૌર્યની—તેમના ગુણની કદર કરૂં છું. તેમનાપર જો એક યોગ્ય સેનાપતિ મળી જાય તો બહુ સારૂં થાય. મારા બોલવાથી જો તમને ગુસ્સો આવતો હોય તો હું કંઇ બોલુંજ નહિ; પણ મારા મનમાં તમારે માટે કેટલું બધું માન છે તે બતાવવાની ઇચ્છા થવાથીજ આટલું કહું છું."

રામરાજાનું ભાષણ ચાલતુંજ હતું તેવામાં રણુમસ્તખાન ચકિત થઇ રહ્યો હતો તે જોઇ રામરાજાએ. અંતીમ ઉદ્દગારો કાઢયા. રણુમસ્તખાન કાંઇ બોલ્યો નહિ. ફક્ત તેના તરફ જોઇજ રહ્યો. પણ રામરાજા માનસ શાસ્ત્રનો અભ્યાસી હતો. તેને તે નજરમાં વિશેષ અર્થ નથી એમ લાગ્યું. ઉલટું તેને પોતાનું ભાષણ રૂચે છે એમ લાગ્યું. એટલે જેમ એકાદ સેનાપતિ હમણા હલ્લો કરવાનો લાગ છે—હલ્લો કરીશું તો વિજય મળશે—એવું જોતાંજ આક્રમણ શરૂ કરે છે તેમ રામરાજાએ પણ આવેલો દાવ જવા નહિ દેવાનો નિશ્ચય કર્યો. તે થોડીકવાર થોભ્યા પછી બોલ્યો:

"તમે તમારા મનમાંજ વિચાર કરો. હું કહું છું તેમાં કાંઇ વાંધો છે ? અમારા હિંદુ સિપાઇઓ મુસલમાન બાદશાહના લસ્કરમાં નોકરી કરે છે. રજપૂત સરદારો પણ બાદશાહની ફોજમાં છે. થોડા હશે; પણ છે તો ખરા. તેમ તમે એક અમારા સૈન્યમાં આવો. હું તમારો દરજ્જો વધારીશ. તમને માનવંત પદવી આપીશ. તમને કોઇ વાતે ઓછું આવવા દઈશ નહિ. અમારા સરદારની બરોબરીની પદવીપર તમને રાખીશ. હમ્મેશાં તમને મારી પાસેજ રાખીશ. કેમ ? તમે કંઈ બોલતા નથી ? મારા બોલવામાં મને કાંઇ ગેરવાજબી હોય એવું તો જણાતું નથી. તમને તેવું કંઈ જણાય છે ?"

રણમસ્તખાન કપાળપર કરચલી ચઢાવી રામરાજા તરફ જોઈ રહ્યો પણ કાંઇ બોલ્યો નહિ.



## પ્રકરણ ૫ મું.

### રામરાજા અને રણુમસ્તખાન.

રામરાજાએ ચાલુ બોલ્યાજ કર્યું. તે એકની એક વાત નાના પ્રકારે કહેતો હતો. પોતે આવી રીતે સ્પષ્ટવાત કરે છે છતાં રણુમસ્તખાન કંઈ બોલતો નથી એટલે તેને પોતાનું બોલવું ખરેખર રૂચે છે એમ તેને લાગ્યું અને તેને પોતાની વાત કરવામાં ઉત્તેજન મળ્યું. તેને જ્યારે રણુમસ્તખાનને પોતાની નોકરીમાં રાખવાનો વિચાર સ્ફૂર્યો હતો ત્યારે તેને એ બાબતમાં આટલો યશ મળશે એમ લાગ્યું ન્હોતું. તે વાત કાઢતાંજ ગુસ્સે થશે, પોતાના શરીરપર ધસી આવશે, એમજ લાગ્યું હતું. પણ ગમે તેમ કરીને તેનું મન મારા તરફ વાળીશ—એક વારમાં નહિ તો વારંવાર સમજાવીને મારા મતમાં ભેળવીશ. તેનું અનપેક્ષિતપણે અપમાન થયું છે, તેને તેના પ્રેમમાં પણ નિરાશા મળી છે, એટલે તેની અસ્થિર મનઃસ્થિતિથી લાભ થવો અસંભવનીય નથી એવો તેણે તર્ક કર્યો.

બીજી વાત એ હતી કે રામરાજાને રણુમસ્તખાનપર કાંઇક અગોચર કારણસર ખાસ મોહ ઉત્પન્ન થયો હતો. એ મોહ ઉત્પન્ન થવાનું કારણ તે જાણે અથવા પ્રભુ જાણે. પણ આ તરૂણ મારા સાન્નિધ્યમાં હોય, તેની ને મારી વારંવાર મુલાકાત થાય, તેની સાથે વાત કરવાના અસંખ્ય પ્રસંગ મળે, એવી ઇચ્છા તેના

મનમાં બળવત્તર થતી જતી હતી. અને આજે તે રણુમસ્તખાન પાસે કુંજવનમાં આવ્યો હતો તે એ અનિર્વાચ્ય મોહના આવેશમાંજ આવી પહોંચ્યો હતો. તેમ કરવામાં બીજું પણ કારણ હતું; ન્હોતું એમ નહિ. પણ તે કારણ એટલું બધું પ્રબળ ન્હોતું. રણુમસ્તખાન પોતાને અનુકૂળ થાય એજ મુખ્ય ઇચ્છા હતી. તે ઇચ્છા જો સાધ્ય થાય તો બીજું જે કાંઇ પોતાના મનમાં છે તેનો કુદરતી રીતેજ ખુલાસો થઈ જશે એમ પણ તેને લાગતું હતું. આવા વિચારથી તેણે આજે કુંજવનમાં પગ મૂક્યો અને રણુમસ્તખાનને કુંજવનમાં એકાંતમાં લઇ જઇ તેની સાથે વાત કરવા માંડી. ઘણી વાર સુધી અનેક પ્રકારે વાત કર્યા પછી હવે જૂદીજ રીતે રણુમસ્તખાનના મનપર હલ્લો કરવાનો વિચાર કરી તે બોલ્યો:

" આમ જુઓ. આટલીવાર હું અતિશય મોકળા મને તમારી સાથે બોલ્યો પણ તમે હા—કે ના—એટલું પણ બોલ્યા નહિ. એટલે મારે શું સમજવું ? હવે તમે કાંઇ પણ બોલો નહિ ત્યાં સુધી હું આગળ એક અક્ષર પણ બોલવાનો નથી. વળી ખરૂં પૂછો તો તમને બીજું કંઇ કહેવા જેવું પણ મારી પાસે હવે બાકી રહ્યું નથી. હવે તમે તદન સ્પષ્ટપણે બોલો. તમને મારૂં કહેવું પસંદ ન હોય તો તેમ પણ ચોકખું કહી દો. તેમાં મને જરાપણ ખોટું લાગવાનું નથી. હું તમારી પાસે આવ્યો છું તે તમને આ વાત કહેવી એટલા માટેજ ફક્ત આવ્યો નથી. આ સ્થળપરનો મારો પ્રેમ મને વારંવાર અત્રે ખેંચી લાવે છે. પણ જે હેતુને લીધે મારા મનમાંની વાત મેં તમને સ્પષ્ટ પણે કહી દીધી છે તેનો કાંઈપણ નીકાલ હવે થવો જોઇએ. બીજું કંઈ નહિ. બોલો. તમારા મનમાં જે હોય તે જરા પણ સંકોચ રાખ્યા વિના બોલો. "

રણુમસ્તખાન તે સાંભળીને પ્રથમની માફક જ મૂકસ્તંભ જેવો ઉભો રહ્યો. પણ આખરે તેણે મૌન તોડયું:

"મને તમારૂં એકંદર ભાષણ સાંભળી ઘણી અજાયબી લાગે છે. હું મારા સ્વામી સાથે નીમકહરામી કરૂં એવું તમે મને કહો અને હું તરત હા પાડી દઇશ એવું તમારા મનમાં પણ કેમ આવી શકે છે?"

"નિમક હરામી! સ્વામી સાથે નિમકહરામી!" રામરાજા એકદમ વચમાંજ બોલી ઉઠયો.

"સ્વામી સાથે નિમકહરામી કરો એવું તમને કોણે કહ્યું? તેને તમારી નોકરી પસંદ નથી. તમે જે ઇમાન ઇતબારથી તેની નોકરી કરી તેના બદલામાં તેણે તમારૂં અપમાન કર્યું અને તમારી ફજેતી કરી. હું તમને માનપૂર્વક નોકરીમાં રાખવા માગું છું. તમે તેની નોકરી છોડીને મારી નોકરી લો તેમાં બેઇમાની શી? તમે હમણાં બાદશાહના નોકર છો પણ પ્રથમ તેની નોકરીજ પહેલી છોડવી તેમાં બેઇમાનપણું અને નિમકહરામી ક્યાંથી આવી? સાહેબ! મેં જો તમને એમ કહ્યું હોત કે તમે એનીજ નોકરીમાં રહો. પણ અંદરખાનેથી અમને લાભકર્તા થાઓ, એ બાજું કેવાં કારસ્થાનો ચાલે છે તેની બાતમી અમને ગુપ્તપણે આપતા રહો તો તમારૂં કહેવું બરાબર ગણાત. પણ એવો નીચતાપૂર્ણ ઉપદેશ કરનારો હું નથી. હું તમને જે કહેવા માગું છું તે તદ્દન સરળ છે. તમે આ નોકરી છોડી દો અને ઉઘાડપણે મારી પાસે આવો. મારા પુષ્કળ પઠાણ સૈનિકો છે તેમના હું તમને મુખ્ય ઉપરી બનાવું છું. બીજું મારા ખાસ નોકર–મારા શરીરના સંરક્ષણ માટે પણ હું તમારી નીમણુક કરૂં છું. તમે તમારા બાદશાહને ખુશાલ લખી જણાવો કે હું આજથી તમારી નોકરી છોડી બીજી લઉં છું; કારણ કે મારી નોકરીની તમારે ત્યાં કદર થવાની આશા નથી એવી મારી પૂરતી ખાત્રી થઇ ચૂકી છે. એમ લખવામાં શી હરકત

છે ? મને તો કંઇ હરકત જણાતી નથી. એક નોકરી છોડી બીજી લઉં ? એમ સ્પષ્ટ કહી બીજી નોકરી પર જવામાં શાની હરકત હોય ભલા ?"

એકની એકજ વાત પુનઃ પુનઃ બોલવામાં રામરાજાને કદાચ કંટાળો નહિ આવ્યો હોય-અને તે ન્હોતોજ કંટાળ્યો એમ સ્પષ્ટ જણાતું હતું-તોપણ જેને ઉદ્દેશીને તે બોલે છે તેને કંટાળો આવવાનો સંભવ છે એ તેણે જાણવું જોઇતું હતું. કદાચિત તે તેના લક્ષમાં પણ હશે. અને જાણી જોઇને પણ મુદ્દામ પોતાનું બોલવું ચાલુ રાખવામાં તેનો કાંઇપણ વિશિષ્ટ ઉદ્દેશ હશે. ગમે તે હો. એટલી વાત ખરી હતી કે તેના બોલવાનો રણુમસ્તખાનને ઘણો કંટાળો આવ્યો અને તે છેવટે બોલ્યોઃ

"તમારૂં સઘળું કહેવું મેં અત્યાર સુધી લક્ષપૂર્વક સાંભળી લીધું. હવે કાંઇજ કહેવાની જરૂર જણાતી નથી. મારે જે વિચાર કરવાનો છે તે કરીશ. પુનઃ તમે મને આ વાત પૂછશોજ નહિ"

તેના આ શબ્દોમાં થોડોક ક્રોધ હતો તે તેના સ્વરપરથી તથા તેના બોલવાના ઢંગ પરથી રામરાજાના લક્ષમાં આવ્યું; પરંતુ તે જોઇને પણ પોતાનું બોલવું તેને જરૂર રૂચ્યું હશે, અને તે બીજા રોપણુથી ફક્ત વૃક્ષજ ઉગશે નહિ પણ તેપર ફળ પણ લાગશે એમ તેના મને માન્યું. તે મનમાં આનંદિત થયો પણ બહારથી સહેજ ખિન્નતા બતાવી તેણે રણુમસ્તખાનને કહ્યું:

" તમને મારા બોલવાથી ગુસ્સો આવ્યો હોય એમ જણાય છે, પણ ખરેખર ગુસ્સે થવાનું કંઇપણ કારણ નથી. તમને ગુસ્સે કરવાનો મારો ઉદ્દેશ પણ ન્હોતો અને તમે ગુસ્સે થશો એવી મને કલ્પના પણ ન્હોતી. ખરૂં પુછો તો મારી એવી માન્યતા છે કે તમે બાદશાહની નોકરીથી કંટાળેલા છો. તે કંટાળામાંથી તમને છૂટવાની ઇચ્છા હોય તો તમને માર્ગ બતાવવાની મને ઇચ્છા થઇ.

બાકી અમારી પાસે સેનાપતિ છે. બીજી બધી વ્યવસ્થા પણ સુન્દર છે, પણ બાદશાહી સૈન્યથી પરિચિત શૂરવીર મળે તો અમને તેની જરૂર છે એટલે મેં તમારી પાસે એ વાત કાઢી. તમે કબૂલ નહિ કરો તો બીજો કોઈ આવશે. તેમાં શું છે ? હશે. પણ તમે જો હમણા નાજ પાડતા હો તો એ વાતજ તદ્દન છોડી દઉં. અમને સેનાપતિ કરતાં પણ જાસુસનું કામ કરનાર માણુસની વધારે જરૂર છે. અમારા જાસુસો છેજ પણ દુશ્મન દળમાંથી જો કોઇ ફીતુરી અમારો જાસુસ થાય તો કામ ઘણું સહેલાઈથી પાર પડે. જ્યાં સુધી ત્રણે મુસલમાની શહેનશાહતો હિંદુસ્થાનમાં એકમેક સાથે સારો સંબંધ રાખતી નથી ત્યાં સુધી અમારે ચિંતા કરવાની જરાયે જરૂર નથી. ચિંતા એ ત્રણે એક થાય ત્યારેજ: તેમ થવા દેવાની મારી ઇચ્છા નથી. ત્રણે એક થાય એવા પ્રયત્ન થવાની અમને ખબર મળી છે. તમારા બાદશાહ તેમાં વિશેષ ખટપટ કરે છે તે હું જાણું છું પણ હું તે ખટપટ યશસ્વી થવા દેવાનો નથી. એક એકને પકડી પકડીને મારીશ. આજ સુધી માર્યા પણ છે. અને એકને મદદ કરી બીજાના હાડકા પાંસળાં નરમ કરી નાખીશ. આજ સુધી શું કર્યું હતું? એમજ. હજુ તમે રાજકિય કારસ્થાનમાં નવાજ છો. એટલે તમારા ધ્યાનમાં આ વાત બરાબર ઉતરે એમ નથી. પણ આ હું શું બકી રહ્યો છું ? જે વાત કરવાની તમે મને ના પાડી તે નહિતો બીજી વાત કાઢી બેઠો. પણ એ પણ તેમાંનીજ: હજુ તમે કંઈ બોલતા નથી. હવે બીજીજ વાત કાઢું. અમારૂં આ કુંજવન તમને ઘણું પસંદ છે, નહિ ! તે ખરેખર ચિત્તરંજન જ છે. જે ઠેકાણે મેં મારૂં તારૂણ્ય ગુમાવ્યું હતું—જુવાનીનો અત્યંત સુખદ કાળ જ્યાં ગાળ્યો હતો તે સ્થળ જન્મભર સુખ આપે છે. નહિ ! હા. સુખ આપે છે અને દુઃખ પણ આપે છે. તમને હજુ એ વાતનો અનુભવ નથી થયો. પણ એ અનુભવને માર્ગે તો તમે જઇ ચઢ્યા છો. જગદીશ એનો

અનુભવ થશે. કદાચ થવા પણ લાગ્યો હશે. મારૂં જો સાંભળો તો તમે સ્વસ્થ બેસી ન રહો તમારી ઇચ્છા પાર પાડવાનો અત્યંત સહેલો ઉપાય છે. તે પાર પાડવામાં શાની ખોટી છે? સાહસ વિના શું વળવાનું છે? અને જુવાનીમાં સાહસ નહિ કરશો તો ક્યારે કરશો? તમારા મનમાં કેવી ઉત્કંઠા છે તે હું ક્યારનો જાણું છું. અને એવી ઉત્કંઠા હોવા છતાં તમે સ્વસ્થ બેઠા છો તે માટે મને બહુ નવાઇ લાગે છે. તમારી ઇચ્છા પરિપૂર્ણ કરવામાં હું તમને સહાય કરવાને તૈયાર છું. આ વાત તમને કહેવા માટે હું અહિં આવ્યો છું-ખાસ આજે એટલા માટેજ આવ્યો છું સમજ્યા! પણ હું કેવો ગાંડો છું? હુંજ એક સરખો બડબડાટ કર્યા કરૂં છું. તમે તો એક બોલ પણ બોલતા નથી. હવે એવો કયો વિષય કાઢું કે તમે બોલવા માંડો!"

ગમે તેમ હો પણ રામરાજા આજે ગાંડા જેવુંજ કરતો હતો. એકાદ માણસને શું કરૂં ને શું નહિ, અથવા શું બોલું ને શું ન બોલું એમ થઇ જવાથી જેવી તેની સ્થિતિ થાય તેવી તેની હાલત થઈ હતી તે સ્પષ્ટ જણાઇ આવતું હતું.



## પ્રકરણ ૬ મું.

### રામરાજા ચકિત થયો.

રણુમસ્તખાન ઘણીવાર સુધી મૌન રહ્યો; રામરાજા સાથે ફક્ત તેણે ચાલ્યા કર્યું. રામરાજાએ આ કુંજમાંથી પેલી કુંજમાં ને પેલી કુંજમાંથી ત્રીજીમાં ફેરા માર્યા. પુષ્કરિણિ પરથી તો તેણે બે વાર ચક્કર લીધું. પુષ્કરિણિપર ફરતી વખતે તે ઠેક ઠેકાણે ઉભો રહી આજુબાજુની કુંજો તરફ દૂર સુધી નજર ફેંકતો. જાણે કોઈ વિવક્ષિત દેખાવ અગર વ્યક્તિ પોતાની નજરે પડે તેને જોવા માટેજ તે ત્યાં આવ્યો હોયની એવું તેનું વર્તન જણાયું. પુષ્કરિણિ પર ફરવાનું પૂરૂં કરી તે પુનઃ કુંજમાં ઘૂસ્યો ત્યારે કુંજના દૂર દૂરના ભાગમાં પણ તિક્ષ્ણ નજરે જોતો. એક બે વાર તો તે અત્યંત વિવક્ષિત સ્થાને ઉભો રહી લાંબે સુધી સૂક્ષ્મ દૃષ્ટિએ જોતો ઉભો રહ્યો. તેજ સ્થાને ગઇ વખતે તે ઉભો રહ્યો હતો અને તે વેળા તેની નજરે કોઇ વ્યક્તિ પડી હતી કે કાંઇક દેખાવ તેને જણાયો હતો તેથી તે કેટલીક વાર અત્યંત ચક્તિ અને તટસ્થ વૃત્તિથી ઉભો રહી એ ફ્રીટસે તે તરફજ જોઇ રહ્યો હતો. પછી તેણે એક દીર્ઘ નીસાસો નાખ્યો હતો અને પછી તે ત્યાંથી પાછો ફર્યો હતો તેજ વાતની તે પુનરાવૃત્તિ કરતો હતો. હવે તે રણુમસ્તખાન સાથે એક શબ્દ પણ બોલતો ન્હોતો. તેના મનમાં શા વિચાર ચાલતા હતા તે જાણે.

તે જે બાજુ તરફ દૂર નજર ફેંકી જોતો હતો તે તરફ નિબિડ કુંજ સિવાય બીજું કાંઇપણ જણાતું ન્હોતું. આ અહિં જુએ છે શું? એવો વિચાર આવવાથી તેને તેવો પ્રશ્ન પૂછવાનું રણમસ્તખાનના મનમાં આવ્યું. તેના મનમાં જૂદાજ વિચાર ચાલતા હતા પણ તે બાજુએ રહી આ વિચાર આવ્યો અને તે એકદમ તેને ઉદ્દેશીને કંઇ બોલવાના બેતમાં હતો. એટલામાં કૈંક વૃત્તિ બદલાવાથી રામરાજાજ તેના તરફ વળી તેના ખભાપર હાથ મૂકી બોલ્યો:

" આ કુંજપર મારો કેટલો બધો પ્રેમ છે તે તમે જોયું ને! કોઇપણ રાજા જે કદિપણ નહિ કરે તે મેં બેવાર કર્યું. હું તદ્દન એકલો આવી અહિં ફરૂં છું. તમારા મનમાં અથવા કોઇ બીજાના મનમાં મારૂં ખૂન કરવાનો વિચાર આવે તો અહિં શું વાર લાગે? કારણ કે હું એકલો છું અને એવી જગાએ આવ્યો છું કે અહિં મારૂં ખૂન થાય તોપણ કોઇને ખબર પડે તેમ નથી. કોઈપણ રાજાએ આવી મૂર્ખતા-શત્રુના નિવાસમાં જઇ પહોરના પહોર એકાંતમાં ફરવાની મૂર્ખતા કરી નહિ હોય. પણ-પણ-તમે આ કુંજમાં રહેવા આવ્યા ત્યારથી મારૂં મન નિરંતર આ કુંજમાં જ રમ્યા કરે છે. અહિં આવી ફર્યા કરૂં એમજ થયા કરે છે. તમને અજાયબી લાગશે; પણ મને તમારા રહેવાના બંગલામાં પણ એકવાર ફરી આવવાની રજા આપશો! એવું તમને પૂછવાની અતોનાત ઉત્કંઠા મને થઇ હતી પણ તમને શું લાગશે એમ ધારી હું ચૂપ બેઠો હતો. મેં સાંભળ્યું છે કે તમારા માતુશ્રી અત્યંત પવિત્ર અને વંદ્ય હોઇ નિરંતર પરોપકારમાં ને ઇશ્વર ચિંતનમાં પોતાનો કાલ ક્રમણ કરે છે. તે એક ભાગમાં રહે છે તે ભાગ બંધ હશે. કંઈ હરકત નહિ તમે મને કુંજમાં ફરવા દીધો તે માટે હું તમારો ઘણો ઋણી છું. તમે સાચા ગૃહસ્થ છો, ખાનદાન છો, તમારામાં કપટ બુદ્ધિ નથી એવી મારી ખાત્રી હોવાથીજ મેં આવું સાહસ કર્યું; અને તમારા વર્ત-

નથી મારા મનમાંના પ્રેમ તથા આદર પણ ઘણાં વધ્યાં છે તે પણ હવે હું તમારાથી છૂપાવવા માગતો નથી. કોઇવાર તમારા બંગલામાં જનાના મંડળ નહિ હોય ત્યારે મને એકવાર અંદર ફેરો મારવાની રજા આપશો તો મોટી કૃપા થશે, નહિ આમ ચકિત ન થાઓ. આ બંગલામાં મારા જીવનમાં એવાજ કાંઇક ચમત્કારિક બનાવો બન્યા હતા તેથી કહું છું. તેવો બનાવ તમે અનુભવશો ત્યારે મારા વર્તનનું રહસ્ય તમને સમજાશે. જો મારી કલ્પના સાચી હોય તો આ કુંજ માટે પ્રેમ ઉત્પન્ન થાય એવો પ્રસંગ તમારા જીવનમાં પણ આવેલો છે. ખરૂં કે નહિ ?"

એમ કહી રામરાજા ઉત્સુક દૃષ્ટિએ તેના તરફ જોવા લાગ્યો. રણુમસ્તખાનના મનમાં તે વેળા શા વિચાર ચાલતા હતા તે તે જાણે. તેણે એકદમ રામરાજાને કહ્યું:

"તમે મને અગાઉ પૂછેલા પ્રશ્નોનો જવાબ આપવા હું હવે તૈયાર છું. પણ અહિં આ કુંજમાં નહિ. તમે મારા બંગલામાં ચાલો ત્યાં એકાંતમાં બેસી હું જવાબ આપીશ"

તે કેવા પ્રકારનો જવાબ આપશે તે જાણી જવા માટે અથવા અન્ય કારણે રામરાજાએ સુક્ષ્મ નજરે તેના તરફ જોયું. અને એ નજરથી તેને જે સમજાયું તેથી તેને સંતોષ થયો. તેણે તરતજ "ઠીક છે. બંગલામાં ચાલો–" એમ કહ્યું. પછી તે બન્ને કુંજમાંથી બંગલા તરફ ચાલ્યા. રામરાજા અને રણુમસ્તખાન એક મેક સાથે અત્યંત ગાઢ મિત્રતાથી વર્તે છે, બહુ સરળતાથી વાતચીત કરે છે, એવું જોઇ રણુમસ્તખાનના માણસોને અત્યંત આશ્ચર્ય ઉપજ્યું. તેઓ આપસઆપસમાં આનો અર્થ શો, તે માટે તર્ક વિતર્ક કુતર્ક ચલાવતા કંઇ કંઈ કુજબુજ કરી રહ્યા હતા. કેટલાક તો સ્પષ્ટ પણે એમ બોલતા કે રામરાજા આમ અનાયાસે હાથમાં આવ્યો છે

તો તેને પૂરો શા માટે ન કરી નાખવો ? બીજો માણસ તેનો નિ-ષેધ કરતો. કેટલાકોને એમ કરવું નીતિ દૃષ્ટિથી નિષિદ્ધ તો કેટલા-કોને રાજનીતિ દૃષ્ટિએ નિરૂપયોગી લાગતું. પણ તે બધા માંહોમાંહે ધીમે સ્વરે આવા ગપ્પા મારતા હતા. આજે એ ચર્ચા જરા વધુ ચાલી. પણ રણમસ્તખાન તથા રામરાજાને તો તે વિષે ઝાંખું સ્વ-પ્નું શુદ્ધ આવ્યું ન્હોતું. બન્ને બંગલા તરફ ગયા. રણમસ્તખાનના બેઠક ખાનામાં ગયા. ત્યાં જઈ તદ્દન એકાંતમાં બેઠા; ત્યાર પછી રણમસ્તખાને રામરાજાને કહ્યું;

" મેં હમણાંજ તમને કહ્યું કે તમારા બોલવાપર વિચાર કરી મારા મનમાં એક નિશ્ચય થયો છે. મારી નોકરીની બાદશાહ પાસે કદર થતી નથી એ વાત તો સાચીજ છે. બાદશાહે મારી સાથે જેવી વર્તણુક ચલાવી છે તે માટે તેનાપર વેર લેવું એવી બુદ્ધિ મારા મનમાં ઉત્પન્ન થવા લાગી છે. તેથી હું તમારી નોકરી સ્વીકારૂં છું પણ હમણાં તદ્દન ગુપ્ત પણે સ્વીકારૂં છું. આજે હું બાદશાહને ત-મારી નોકરીમાં રહેવા નથી માગતો એમ સ્પષ્ટ રીતે કહેવા ઇચ્છતો નથી. હું બહારથી તેનો પણ ગુપ્ત રીતે તમારો નોકર થવાને તૈયાર છું. મને લાગે છે કે હું ડબલ બાજી રમીશ તેથીજ તમને ફાયદો થશે એટલે ઉઘાડ રીતે તમારી નોકરી સ્વીકારી શકું એમ મને લાગતું નથી. નહિ તેમ નહિજ બનશે. માટે હું કહું તેમ કરો. હું બહારથી તેનો વકીલ ગણાઇશ એટલે જે ધારીશ તે કરીશ અને તેથી ફાયદો થશે. તમને લાભ કરી આપવાનો મેં નિશ્ચય કર્યો છે. બાદશાહ કેવાં કાવત્રાં કરે છે તે તમારી જાણમાં આવે તોજ તમને ફાયદો થાયને ? તે હું બાદશાહનો વકીલ હોઉં તોજ જાણી શકુંને ? તમારા રાજ્યનો નાશ કરી આખું રાજ્ય આપણે આપણા તાબામાં લઈ લઇએ એવા પ્રપંચ ત્રણે રાજ્યોમાં ચાલુ છે. આજ સુધી ત્રણે બાદશાહો માંહોમાંહે લડતા હોવાથી તમારી મદદની એકને નહિ

તો બીજાને જરૂર પડતી અને તેથી તેમનું કંઈ ચાલતું નહિ. પરંતુ હવે ત્રણેએ એક થઇ તમને મારવા એવો બેત કર્યો છે. અને તમને જે પ્રકારનો શક છે તેવી જાતના કાવત્રાંઓ તેમના તરફથી ગુપ્ત રીતે થવા ચાલુ છે. એ કાવત્રાંની મને જેમ જેમ ખબર મળશે તેમ તેમ હું તેની તમને ખબર આપતો રહીશ અને તમને સદા સાવધાન રાખીશ. વળી બીજી પણ કોઇ રીતે તમને મદદ થઇ શકે એમ હશે તો તમને મદદ કરીશ."

એટલું કહી રણમસ્તખાન થોભ્યો અને અત્યંત ગૂઢ વિચારમાં નિમગ્ન થઈ ગયો હોય તેમ મૌન બેઠો.

તે આવા શબ્દો બોલશે એમ રામરાજાને લાગતું ન્હોતું. જરા દાવ નાખી જોવાના ઇરાદાથી તેણે ગયા પ્રકરણમાં કહેલી વાત કરી હતી પણ રણમસ્તખાનનું હમણાંનું ભાષણ સાંભળીને તો તે અત્યંત ચકિત થઇ ગયો; તેને આનંદ થયો તે કહેવાની જરૂરજ નથી. તે તેનું બોલવું સાંભળી એકદમ સ્તબ્ધ બની ગયો. રણમસ્તખાન કપટ કરવાને તૈયાર થશે એમ તેને લાગતું ન્હોતું. તે કબૂલ થશે તો સ્પષ્ટ રીતે પોતાની નોકરી કરવા તૈયાર થશે એમ તે માનતો હતો.

રામરાજાના મનમાં કેવા વિચાર ઘોળાતા હતા.તે જાણે પોતે જાણી ગયો હોય તેમ રણમસ્તખાન તરતજ બોલ્યોઃ

"મારા બોલવાથી તમે ચકિત થયા છો તેથી મને જરા પણ નવાઇ લાગતી નથી. પણ હું છડે ચોક તમારી નોકરી કરવા આવું તો મારૂં કયારે ખૂન કરી નાખવામાં આવે તેનો કાંઇ નિયમ નથી. મને ઘણી ખાનગી વાતોની ખબર છે એટલે હું તમારી નોકરી લઇશ તો તે બધી તમારી પાસે કહી દઇશ એવું અમારા બાદશાહના મનમાં આવશેજ અને તેથી તે મારો જીવ લેવાના કાવત્રાં કર્યા વિના જંપશે નહિ તેથી તેમ કરવું ઇષ્ટ નથી. વળી મારા જેવો

જાસુસ મળવાથી તમને જે ફાયદો થશે તે હું તમારો નોકર થઇશ તેથી મળવાનો નથી એ પણ ઉઘડજ છે માટે એવીજ ગોઠવણ કરવી એજ ઉત્તમ છે. મારૂં વિના કારણ અપમાન કરવા માટે મારાથી વેર લઇ શકાશે. મારે જે બીજું કામ કરવાનું છે તે પણ મારાથી થશે. અને અણીને વખતે હું છડે ચોક તમારી પાસે આવીશ તો તે બદમાસને જબર જસ્ત ફટકો પડશે. હું જે કહું છું તે લક્ષપૂર્વક સાંભળો. મારૂં વિજાપુરમાં અત્યંત અપમાન થયું છે. તેનું વેર લેવા માટે મને આ યુક્તિ સિવાય બીજી યુક્તિ જણાતી નથી. હું હમણાંજ ઉઘડપણે તમારો નોકર થઇશ તો મને એ લોકોના કારસ્થાનોની ખબર મળશે નહિ. હું બહારથી આ જે છું તેવોજ અને અંદરથી તમારો મળતીઓ રહીશ તો ક્ષણે ક્ષણે શું થાય છે તેની મને ખબર મળશે. અને મને જેમ જેમ ખબર મળશે તેમ તેમ તમને તૈયારી કરવાની સહેલાઇ તથા સરળતા થશે. મારી મા મારા આવા કાર્યમાં કદિપણ સંમતિ આપશે નહિ. હું જાસુસી કરૂં છું એવો તેને સંશય પણ આવે તો તે મારૂં મ્હો શુદ્ધાં જોશે નહિ. તે દઢ નિશ્ચયી અને ચતુર સ્ત્રી છે. તે આજે અહિં નથી તેથીજ તમારી સાથે આટલી સ્વસ્થતાથી બોલવાનો પ્રસંગ મળ્યો છે. નહિ તો કદિપણ નહિ મળ્યો હોત. બોલો, તમને એ માન્ય છે? મને તમારા તરફથી હમણાં પગાર નથી જોઇતો, મનસબદારી નથી જોઇતી. કાંઇ પણ નથી જોઇતું. મારે વેર લેવું છે. તે લેવાય એટલે બસ. બોલો, હવે કેમ બોલતા નથી? તેમાં તમને કંઇ નુકસાન નથી. પૂરતો ફાયદોજ છે એ મારે તમને કહેવું પડે એમ નથી. બોલો હવે."

"હવે મારે બોલવા જેવું તમે રાખ્યું છે શું?" રામરાજા પ્રફુલ્લ હૃદયે બોલ્યોઃ

"ઇશ્વર પાસે એક વસ્તુ માગી તો તેણે બે આપી—એવોજ આ

બનાવ ગણાય. ઠીક છે. તમે કહો છો તેજ ઉત્તમ છે. મને ફાયદો છે તે શું મને નહિં જણાતો હોય! મારે કબુલ છે. ગમે તે રીતે આપણે બે મિત્ર થઇએ એજ મારો મનોરથ"

"ઠીક ત્યારેઃ પણ હવે ભાવીનો બરાબર વિચાર કરવો જોઇએ. માટે તમે અત્રે કદિ પણ આવતા નહિઃ તમે અહિં આવશો તો આપણુને કાંઇ પણ વધતો ઓછો સંબંધ છે એવો લોકોને સંશય આવશે. હવે મને કાંઈ કારણ જણાશે તો હું તમારી પાસે આવી જઈશ અને તમને મારી જરૂર જણાય તો બેધડક મને માણુસ મોકલી બોલાવજો. હું મહમુદખાનની પરવાનગી લઇ આ-વી જઈશ અથવા તમારા તરફની ખબર મેળવવાના કામ માટે જવાની જરૂર છે એમ કહી તમારા દરબારમાં રોજ અથવા એક દહાડાને આંતરે હાજર રહેવાની સદર પરવાનગીજ મેળવી લઇશ. મને જે યોગ્ય લાગશે તે હું તેને જણાવીશ. તમે મારા તરફ હમેશા સંશયયુક્ત વર્તન રાખતા રહેજો. ભર દરબારમાં પણ મારા પ્રત્યે સંશયથી જોતા રહેજો. તમારો અને મારો અંતસ્થ સંબંધ જુદો છે તેની ગંધ પણ તમારા બાહ્ય વર્તનપરથી કોઇને નહિં આવે તે માટે કાળજી રાખજો. આવી રીતે તમે ચાલશો તો તમારા પોબાર પડશે. હમણાંજ તમે એવું બતાવો કે જાણે તમને ને મને ખૂબ બોલાચાલી થઇ છે. હવે તમે જાઓ તે મારાપર ગુસ્સે થઇ જાઓ છો એવું બતાવજો અને પછી પુનઃ અહિં આવશો નહિ."

"ઠીક. ઠીક." રામરાજા બોલ્યો.

"તમારા વિચાર મને અત્યંત પસંદ પડે છે. તમે ઉમ્મરે તો નાના છો પણ પૂરા મુત્સદ્દી છો એમ મને લાગતું હતું તે આજે ખરૂ પડેલું જોઇ મને અત્યંત આનંદ થાય છે. તમારા કહેવા પ્રમાણેજ હું વર્તીશ પણ તમે મને વારંવાર મળવાની તજવીજ કર્યા વિના રહેશો નહિ. મને તે સિવાય..."

" તેની તમે જરા પણ ચિંતા ન કરો. બધું ઠીકજ થશે. હવે અહિંથી તમે જાઓ તે ગુસ્સે થયા હો તેવો દેખાવ કરી જજો. અને ને તમને કંઇ વિલક્ષણ બોલાચાલી થઇ છે એમ બધાને લાગવું જોઇએ. કપટ નાટકજ ભજવવો છે તો તેની હમણાંથીજ શરૂઆત કરો. અમારા માણસો ઘણા લુચ્ચા અને ધુર્ત છે. મારી એવી માન્યતા છે કે, મહમૂદખાને તથા બાદશાહે મારાપર નજર રાખવા માટે કોઈ જાસુસ-મારા માણસોમાં-મારા નોકરોમાં રાખેલો છે. તેની પાસેથી આપણે એ લડવાની ખબર તેમની પાસે જવી જોઇએ. તમે ગયા પછી હું જેમ ફાવશે તેમ યદ્દાતદ્દા બોલીશ. તે તમારે કાને આવે તો તેથી ખેદ પામશો નહિ-ઉલટો વધુ ગુસ્સો બતાવજો."

" નહિ. હું દિલગીર થઇશ નહિ એટલુંજ નહિ પણ મને તમારે માટે ધિક્કાર આવ્યો છે એવું બતાવીશ. તમને અહિંથી વિજાપુર બોલાવી લેવા એવો પત્ર પણ લખીશ. "

કેટલીકવાર પછી રામરાજા ચાલી ગયો.



## પ્રકરણ ૭ મું.

### અસ્વસ્થ મન.

રા રામરાજા અને રણુમસ્તખાનને ઉપર જણાવેલી વાતચીત થયા પછી રામરાજા ચાલી ગયો ત્યારે બન્નેને જાણે ખરેખર વાગ્યુદ્ધજ થયું હોય એવો દેખાવ કરીને ગયો. એકમેકને અત્યંત કટુ વાક્પ્રહાર થયા હોય એવું બતાવવાનો બન્નેએ આડંબર કર્યો. મોટેમોટેથી નોકર ચાકરો સાંભળે એવી રીતે જતી વખતે રામરાજા બેચાર કડવા બોલો બોલ્યો. રણુમસ્તખાન તેને વિદાય કરતી વખતે જ્યાંસુધી પહોંચાડવા જવું જોઇએ ત્યાંસુધી તો શું પણ બંગલાના મુખ્યદ્વાર સુધી પણ ગયો નહિ. ઉભયે જેવો સંકેત કર્યો હતો તેવોજ આબેહુબ નાટક ભજવ્યો. આવો મોટો રાજાનો અધિકારી હોવા છતાં એકલો વખત કવખતે પોતાની રાજ્યધાનીમાંથી અહિં કેમ આવે છે, કુંજવનમાં કેમ ફરે છે, બન્નેની શી ગુપ્ત મસલત ચાલે છે, તે વિષે કુજબુજ કરતા હતા તે નોકરો ‘ હવે મને લાગતું ’તું કે કંઈ આવું તોફાન થશે ” એમ બોલવા લાગ્યા. બીજો વળી “ આવું થશે એમ મેં આગળથીજ ભવિષ્ય ભાખ્યું હતું ” એમ બોલ્યો. ત્રીજાએ કહ્યું: “ જે થયું તે સારૂંજ થયું. રામરાજા ઘણો મીઠાબોલો છે. તે આ તરૂણ ગૃહસ્થને ક્યારે કાંઇક ભૂલ થાપ ખવાડી સપાટામાં લેશે-કંઇ ફીતુર પણ કરાવશે-એવો મને ભય

લાગતો હતો. આજ સુધી એણે પોતાનું રાજ એવા કાવાદાવાથીજ સાચવી રાખ્યું છે." એમ સૌ સૌ પોતપોતાના મત રજુ કરવા લાગ્યા.

આ બાજુ રામરાજા ગયા પછી રણમસ્તખાન પોતે અતિશય વિચારમગ્ન થયો. આજે તેણે જે કાંઈ કર્યું તે પોતાની માને કહેવું કે નહિ એ મહા પ્રશ્ન તેની સામે ઉભો હતો. આવો પ્રશ્ન આજ સુધી તેના મનમાં કદિ પણ ઉઠયો ન્હોતો. મનમાં જે પણ વિચાર આવતો તે તેની માને તે કહી દેતો. તો પછી કંઇ કાર્ય કરવું હોય તે તો તેને કહ્યા વિના તે કરેજ શાનો? પરંતુ નૂરજહાન અને તેને પ્રેમ બંધાયો-પ્રેમસંધિ થઈ તે દિવસથી તે ધીમે ધીમે બદલાતો ગયો. દિવસે દિવસે અધિક અધિક મૂક થતો ગયો. તેની મા અતિશય ચતુર અને તિક્ષ્ણ દૃષ્ટિની હોવાથી તે તર્કથી જે કંઇ સમજી ગઈ હશે તેટલું ખરૂં. તેણે પોતાનું મન મોકળું કરી તેને કંઇ કહ્યું નહિ. તેમ કરવાની તેની છાતી ચાલી નહિ કિંવા ઇચ્છા થઇ નહિ. તેની નજર સામેજ બધું બન્યું છે અને તે અત્યંત ચાલાક તથા ચાણાક્ષ છે એટલે તે બધું જાણીજ ગઇ હશે. પણ નૂરજહાન અને તેને જે વાત થઈ હતી, જે શપથ લેવાયા હતા, તે તે બાસાહેબને કહે નહિ ત્યાંસુધી તેની તેને ખબર પડે એ શકય નથી એમ તે માનતો હતો. તે બધી વાત જેમ તેણે તેનાથી છૂપાવી હતી તેમ આજે થયેલી વાત પણ ગુપ્તજ રાખવી એવોજ તેનો વિચાર થયો. નોકરચાકરો જે જાણે છે તેની તેને ખબર મળશેજ પણ તેથી રામરાજા સાથે જે ગુપ્ત વાત થઇ હતી તે તે કયાંથી જાણવાની હતી? તે વાત તેને કહેવી નહિ. એ કામ તેને પસંદ પણ પડશે નહિ એવી તેની ખાત્રી હતી. તે અત્યંત શીલવતી, સત્યવતી અને પવિત્ર હતી. લુચ્ચાઈ અને અસત્યનો તેને અતોનાત તિરસ્કાર હતો. તેમાં પણ તે વિશ્વાસઘાતક જાસુસ થયો

છે એમ તે જાણે તો તેમાં તે શી રીતે સંમતિ આપશે? અને તેની જો સંમતિ નહિ મળે તો પછી પોતાનું કામ કેમ પાર પડે? માટે પોતાના વિચાર અને ઉદ્દેશ બીજાને કાને પડવા દેવા નહિ એવો તેણે ઠરાવ કર્યો.

તેવામાં એક રાત્રે વિચાર કરતાં કરતાં એકાએક તેને એમ પણ લાગ્યું કે મા પણ મારી સાથે મોકળા મને ક્યાં વાત કરે છે? તેનો મારાપર અત્યંત પ્રેમ છે, તે મને પ્રાણ કરતાં પણ અધિક ચાહે છે. છતાં કંઈ ગુપ્ત વાત તે વર્ષોથી પોતાનાથી છૂપાવતી આવી છે. આવો વિચાર તેના મનમાં પૂર્વે કદિ ન્હોતો આવ્યો એમ નહિ. આવ્યો હતો, પણ અત્યંત સૂક્ષ્મ સ્વરૂપમાં: ચાર છ ક્ષણમાંજ એ વિચાર નાશ પામતો. પણ આજે તેની સુક્ષ્મતા નાશ પામી અને ક્ષણિકપણું પણ નાશ પામ્યું. મનુષ્ય પોતાની એકાદ નવીન કૃતીને પોતેજ ટેકો આપવા તૈયાર થાય ત્યારે તેને પોતાની યોગ્યતા માટે અનેક કારણો જડી આવે છે. નહિ મળે તો તે કલ્પનાથી ઉભાં કરે છે. ન્હાના સ્વરૂપમાંથી પોતાને જોઇએ તેવડું મોટું સ્વરૂપ આપે છે. અને એમ કરે એ માનવસ્વભાવ છે. તેમાં નવાઇ કશી નથી. રણમસ્તખાનની સ્થિતિ પણ એવીજ હતી. તેને કંઈ કંઇ વાતોનું સ્મરણ થવા લાગ્યું. પોતાની માતાનું ભૂતજીવન, તેનો બાપ કોણ, ક્યાં હતો, કેવો હતો, તે માટે તેણે એકવાર પૂછતાં લૈલીએ તેને શું કહ્યું હતું, અને તેજ વેળા પુનઃ તું આ વિષે કદિ પણ માસાહેબને પૂછીશ નહિ એમ પણ તેને લૈલીએ કહી દીધું હતું તે, પોતે તેમ કરવાનું આપેલું વચન—એ બધું તેને યાદ આવ્યું. એ વાતને પણ કેટલાય દિવસ થઈ ગયા છતાં હજુ તેને કાંઇ ચોક્કસ ખબર મળી નથી એનું કારણ શું? તેની મા તેને શા માટે તેના પિતાના નામ તથા કુળની ખબર નથી આપતી? આ પ્રશ્નો આજે તેના મનમાં

ઉપસ્થિત થયા. આજસુધી તેનો સઘળો પ્રેમ તેની માતાપરજ ઢોળાતો હતો તેની વિભાગણી થઇ ન્હોતી. નૂરજહાન તેની નજરે પડવા પછી તેની વિભાગણીનો પ્રારમ્ભ થયો અને ક્રમે ક્રમે તે વિભાગણી વધતી ગઇ. નૂરજહાન અને તેની વચ્ચે પ્રેમાલાપ થયો તે દિને તેના પ્રેમના બે સરખા ભાગ પડયા. તેને લઇને તે વિજાપુર ગયો તે પછી તેનો વિયોગ થયો અને પોતાના કુળશીલનો ઇતિહાસ પોતાને બરાબર ખબર નથી તેથી તેની સાથેના પોતાના લગ્નમાં મોટાં વિઘ્નો આવે તેમ છે એમ તેના મનમાં આવવા પછી તે પ્રેમનો અધિક ભાગ નૂરજહાનને ભાગે ગયો. અને માતાના ભૂતજીવનના ગુપ્તપણાને લીધે તેનું મન સંશયગ્રસ્ત થયું. તેની માતા માટે તેનો જે નિર્મળ ભાવ હતો તેમાં કૈંક વિચિત્ર લાગણીનું મિશ્રણ થયું. તેના મનની સરળતા ક્ષણે ક્ષણે ઓછી થવા લાગી. આ બધું બન્યું ખરૂં પણ તે પરિવર્તન એવું ધીમે ધીમે થયું કે તેને પોતાને પણ પોતાનું મન બદલાતું જાય છે તે સમજાયું નહિ. માનસિક વિચારોના વ્યાપારનું ઉત્ક્રમણ કેમ થતું જાય છે, તેમાં ક્યારે કયા કારણથી કેવું પરિવર્તન થાય છે તે સમજવું અતિ કઠીન છે અને તે વર્ણવી બતાવવું તે તેના કરતાં પણ મુશ્કેલ છે. તે પોતે પણ તે સમજી શકતો નથી તો બીજો શી રીતે સમજી શકે? જ્યાં ઉપર કહ્યા પ્રમાણે તેના વિચારનું ઉત્ક્રમણ–તેની વૃત્તિમાં પરિવર્તન થતું હતું એ નિર્વિવાદ હતું. વૃક્ષ વધે છે–દિવસે દિવસે તેની ડાળીઓ વધતી જાય–પાંદડાં આવે–એ બધું આપણે જોઈ શકીએ છીએ; પણ એ ફેરફાર કેમ થાય છે, શામાટે થાય છે, તેની સાબીતી શી છે, તે કોણ જાણે છે? વૃક્ષ પોતે પણ સમજતું નથી. માણસની મનઃસ્થિતિ પણ એમજ બદલાય છે.

રણમસ્તખાને નિશ્ચય કર્યો કે આજ રોજે તેણે રામ રાજા સાથે કરેલી ગોઠવણની વાત પોતાની માતાને જણાવવી નહિં. નોકર

ચાકરો દ્વારા તેને જે ખબર મળે તેજ ખરી છે એવો તેને ભાસ થવા દેતો. જે ખબરી આવે કે તેણે પોતે તેને જાણી જોઇને કંઈ કહેલું નહિ. નોકર ચાકરો તેને વાત કરે પછી તેને જે વાત મળી છે તેજ ખરી છે એમજ કહી પતાવી દેતું. નૂરજહાન અને તેને જે વાર્તાલાપ થયો હતો, જે પ્રતિજ્ઞા લેવાઈ હતી, તે તેણે ગુપ્તજ રાખ્યાં હતાં. તેનું ભળતુંજ સ્વરૂપ બનાવી કંઇ કહ્યું ન્હોતું. પછી વિજાપુર જઇ આવ્યા પછી તે એક ડગલું આગળ વધ્યો. ત્યાં શું થયું તે તેણે મુક્ત હૃદયે પોતાની માને કહ્યું નહિ. ત્યાર પછી આજે તે ત્રીજે પગથિયે ચઢયો. હવે આજે જે થયું તે તેમે કહેવું નહિ એવો તેણે દૃઢ નિશ્ચય કર્યો. મનુષ્ય પોતાનો મનોભાવ બીજાને જણાવા દેવો નથી એવો નિશ્ચય કરી વર્તવા માંડે કે તેના મનમાં અસ્થિરતા આવે છે અને તે અશાંતિની અસર તેના વદનપર તથા શરીર પર પણ થયા વિના રહેતી નથી. તેની પણ એવીજ હાલત થઇ. તે હમ્મેશાં એકાંતમાં બેસી રહેવામાં સમાધાન માનવા લાગ્યો. એવી રીતે તે એકાંતમાં બેઠો હોય ને કોઈ તેની આગળ આવે તો તેના પર તેને ક્રોધ આવતો. હમણાં અહિં કેમ આવ્યો ? તને કોણે બોલાવ્યો ? એમ ત્રાસ તથા સંતાપયુક્ત સ્વરે તે તરત સવાલ કરતો અને એવો સવાલ ન પૂછાય એવો કોઇ માણસ હોય તો પોતાના મનમાંજ સંતપ્ત થઇને મૌન બેસી રહેતો. પોતાનો મનોવિકાર નહિ જણાય તેવો પ્રયત્ન કરતો. પણ તેમાં તેને હમેશાં સફળતા મળતી નહિં. શબ્દોથી તે ક્રોધ વ્યક્ત કરતો નહિ તો તેના મુખ પર કે વર્તનમાં ફરક પડયા વિના રહેતો નહિં. વિજાપુરથી આવ્યા પછી પોતાના તરૂણ સ્વામીનો આનંદી સ્વભાવ નષ્ટ થયો છે એમ નોકર ચાકરોને પણ જણાવા માંડયું હતું. હવે તે અધિક અધિક જણાવા લાગ્યું. આઠ દહાડામાં તો તેની મુદ્રા અને વર્ત્તન અત્યંત ઉદાસીન અને ત્રસ્ત થઇ ગયાં.

તેના કારણો સૌસૌએ પોત પોતાની કલ્પના પ્રમાણે માની લીધાં અને માંહો માંહે તેની ચર્ચા કરી—માંહો માંહે થોડાક મત ભેદ પણ પડયો–છતાં ખાન સાહેબની વૃત્તિ બદલાઇ ગઇ છે તે વિષે તો કોઈને કાંઇ સંશય રહ્યો નહિ.

આવી સ્થિતિમાં થોડાક દિવસ ગયા. જેમ જેમ એક એક દિવસ જવા લાગ્યો તેમ તેમ તેને એવી પણ ઇચ્છા થવા લાગી કે તેની મા ત્યાં વધુ દિવસ રહે તો કંઈ વાંધો નહિ. તેને જે કરવાનું છે તે તેની ઇચ્છા પ્રમાણે કરી શકાય પણ તેનું આવવું અથવા ન આવવું તે તેના હાથમાં ન્હોતું. પોતાનું કાર્ય કરવું તેના હાથમાં હતું. તે કાર્ય પાર પાડવા માટે હવે કેવા કેવા પ્રયત્નો કરવા તેના વિચારમાં તે હવે પડયો. તેણે મહમૂદખાન પાસે જઈ રામરાજાના દરબારમાં રોજ અથવા એક બે દિવસને આંતરે જવાનો મારો વિચાર છે અને તેમ કરવામાં રાજ્યનું હિત સમાયલું છે એમ કહી ખરેખરજ બીજે દિવસથી દરબારમાં જવાનું શરૂ કર્યું.

માસાહેબ પાછાં આવે તે પહેલાં તો તેના બધા નિશ્ચયો દૃઢ થઈ ગયા અને તે પ્રમાણે તેણે વર્તવાની શરૂઆત કરી દીધી. માસાહેબ પણ પાછાં આવ્યાં. તેના મનની સ્થિતિ અત્યંત ઉદ્વિગ્ન જણાઈ. તેમાં વળી પુત્રના મુખ પરથી તેનું મન ઉદ્વિગ્નજ છે, તેના મનને કાંઈ પણ વિલક્ષણ ચિંતા કોતરી ખાય છે એવું તેને જણાતાં તેનું મન વધારે ઉદ્વિગ્ન થયું. વિજયનગર પાછી આવ્યા પછી પોતાનો પુત્ર વિજાપુરમાં શું થયું ? એમ પૂછશે તો તેનો શું જવાબ આપીશ તેની તેને વિવંચના થતી હતી પણ તે વિવંચના એક બાજુએ જ રહી અને છોકરાની વૃત્તિ આવી કેમ થઈ, તેની તેને ચિંતા થવા લાગી. તેના પુત્રે પ્રત્યક્ષ પ્રશ્ન પૂછી કાંઈ પૂછ્યું નહિ એટલુંજ નહિ પણ તેને કાંઈ જીજ્ઞાસા છે એવું પણ જણાવા દીધું

નહિ. તેની આવી સ્થિતિ થવાનું શું કારણ હશે તેનો તેણે પુષ્કળ વિચાર કર્યો. નોકર ચાકરોને "હું ગઈ પછી અહિં શું થયું હતું ?" એમ પૂછ્યું એટલે તેમને જે જણાયું હતું તે તેમણે તેને કહ્યું. રામરાજા આવ્યો હતો. તે આવ્યા પછી બન્ને પુષ્કરિણિપર ફરવા ગયા હતા. ત્યાં તેમને ગમે તે વાત થઈ હોય પણ બંગલામાં આવ્યા પછી બન્નેને ગરમાગરમ બોલાચાલી થઈ હતી એવી તેને ખબર મળી. એ બોલાચાલી અને પોતાના પુત્રની ચિંતાગ્રસ્તતાને કાંઈ પણ સંબંધ હોવો જોઈએ એવું માસાહેબે અનુમાન કર્યું પણ પોતાના પુત્રે તેને એ વાત કેમ ન કહી તે માટે તેને અત્યંત આશ્ચર્ય ઉપજયું. તેને રણમસ્તખાન સાથે વાત થઈ પરંતુ તે સાધારણ રીતે જેવી થતી તેવીજ થઈ. મહત્વની બાબત વિષે કંઈ વાત જ થઇ નહિ. માતાનું હૃદય ભેદાઇ ગયું. આજ સુધી પોતાનો પુત્ર તેની સાથે આવી ઉદાસીનતાથી કદિ પણ વર્ત્યો ન્હોતો. આજેજ આમ વર્તે છે. નૂરજહાન દૃષ્ટિએ પડયાં પછીજ આમ કેમ વર્તે છે ?

આ પ્રશ્ન કોમળ માતૃહૃદયને અત્યંત કષ્ટ આપવા લાગ્યો. કહેવત છે કે બાયડીને જોઇ માપરનો પ્રેમ ઓછો થાય છે. એજ કહેવત પોતાના પુત્રને તો લાગુ પડતી નહિ હોય? નૂરજહાનના દર્શન થયા તે દિવસથી તેની વૃત્તિ ચલ વિચલ થઇ હતી તે તેને સ્પષ્ટ જણાયું. નૂરજહાન તેની પત્નિ થાય એ શક્ય નથી એમ તેને આગળથી જ લાગતું હતું: પણ વિજાપુર જઇ ત્યાં જે બનાવ બન્યો, તેથી તો તે તદ્દન જ અશક્ય છે એમ તેને પૂર્ણ પણે લાગવા માંડ્યું. પતંગ દીવા પર ફરવાની–દીપક પર મોહી શાંતિ મેળવવાની આશા રાખે તે જેમ આત્મ ઘાતક નીવડે છે તેમજ પોતાનો પુત્ર નૂરજહાનની આશા રાખશે તો તે તેને માટે વિઘાતક થઇ પડશે એવી તેની ખાત્રી થઇ ચૂકી હતી. અને તેથી તેના મનને અત્યંત ખેદ થતો

હતો. નૂરજહાન પર એને મોહ ઉપજ્યો. અને હવે પુનઃ તે કદાચ તેની નજરે પણ નહિ પડે તો પછી તેને પરણવાની તો વાતજ ક્યાં રહી ? હવે એને એ ગાંડપણથી કેમ દૂર રાખવો ? પોતે તેની પાસે એ વાત શી રીતે કાઢવી ? તેને શું કહેવું અને શી રીતે સમજાવીને તેનું દિવાનાપણું નષ્ટ કરવું !

તે અત્યંત ચતુર, વિચારવંત અને શાંત હતી છતાં તેને કંઈ યુક્તિ સૂઝી નહિ. તેની સાથે એકવાર વાત કરવી એમ લાગે; પણ તેને કેમ મળવું, શું બોલવું અને કેવી રીતે વાત કરવી ? તેનોજ તે નીકાલ કરી શકી નહિ. અંતે જેમતેમ કરી પ્રેમાળ માતાએ છ દિવસ કાઢયા. પણ તે છ દિવસમાં તેને તેના પુત્રના વર્તનમાં પ્રત્યેક દિને કંઇ ને કંઇ નવીન ફરક જણાયા વિના રહ્યો નહિ. તેની ચિત્તવૃત્તિ અધિક ને અધિક ઉદાસીન જણાવા લાગી તથા તે પોતાના મકાનમાં નહિ પણ ઘણોખરો વખત બહારજ પસાર કરે છે એમ પણ જણાયું. આવુંજ જો ચાલુ રહેશે તો પરિણામ શું આવશે અને શું નહિ—એવી તેને બ્હીક લાગવા માંડી. તેને એકાંતમાં મળી તેને શું થાય છે તે પૂછવુંજ—લૈલીને એ કામ ન સોંપવું એવો તેણે નિશ્ચય કર્યો.

તે પ્રમાણે બીજેજ દિવસે સ્હવારે તે ઉઠયો છે કે નહિ તે જોવા માટે તેણે લૈલીને મોકલી તપાસ કરતાં તેને જણાયું કે લગભગ ચારેક પહોર રાતના ગયા હશે ત્યારે ઘોડાપર બેસી તે બહારથી આવ્યો હતો. મધરાતની અગાઉ તે કોઈક જગ્યાએ ગયો હતો. તે સાંભળીને તે અતિશય ખિન્ન થઇ. રાત્રે—કવખતે બહાર ગયો હતો એનો અર્થ શો ? ક્યાં ગયો હતો ? સાથે કોણ હતું ? તેની તપાસ કરતાં તેની સાથે કોઈ ન્હોતું, કોઇને તેણે સાથે આવવાની ના પાડી હતી એવું જણાયું. તેથી તો તેને અત્યંત ભય ઉપજ્યો.

હિંદુ રાજા તથા તેના માણસો અત્યંત ઘાતકી હતા. એકાદ દિવસ તેનું કોઇ પાસે ખૂન કરાવતાં પણ અચકે નહિ. તેના જવાને તેઓ સાથેજ કાંઇ સંબંધ હોવો જોઇએ-એવું મનમાં આવતાં તેના કાળજામાં ધ્રાસકો પડયો. આજે શાંતિથી તેની સાથે બધી વાત કરવીજ એવો તેણે નિશ્ચય કર્યો. એ નિશ્ચય હવે વધુ દઢ થયો. તેની સાથે વાત કરવા પહેલાં પાણી પણ ન પીવાનો તેણે નિર્ધાર કર્યો અને તે પોતાની બોલીમાં પરમેશ્વરની પ્રાર્થના કરતી બેઠી. રણમસ્તખાનના હજુરિયાને તે ઉઠે કે તરતજ માસાહેબ બોલાવે છે એવું કહેવાનો તેણે હુકમ કીધો હતો.

તે આવ્યો ત્યાંસુધી તેના મનમાં શું શું વિચાર આવ્યા તેનું વર્ણન કરવું તદન અશકય છે. તે પ્રાર્થના કરવા બેઠી–તેણે પ્રભુ-નામની માળા જપવા માંડી. પરંતુ તે કાર્યમાં તે એકાગ્ર થઇ શકી નહિ. બાદશાહે તેનું અપમાન કરી તેને પાછો કાઢયો; તેના પર ઉપરી અધિકારી નીમ્યો તેથી તેને અત્યંત માઠું લાગ્યું. માટે તે વેર લેવાની કુબુદ્ધિથી રામરાજા સાથે કંઇ કાવત્રું તો નહિ રચતો હોય? એવી વિલક્ષણ શંકા પણ તેના મનમાં એક ક્ષણ આવી. રામરાજા અતિશય મીઠાબોલો હતો એવું તેણે તેને વિષે સાંભળ્યું હતું; એટલુંજ નહિ પણ તેને પોતાને પણ તેનો અનુભવ થયો હતો તો તે પોતાના મીઠાબોલાથી પોતાના પુત્રને જાળમાં તો નહિ ફસાવતો હોય? તેને વિશ્વાસમાં લઇ, ફોસલાવી, પોતાના પક્ષમાં લઇ કોઈ દહાડો તેનું ખૂનબૂન તો નહિ કરી નાખે? એવા એક બે નહિ પણ અનેક ભયંકર પ્રશ્નો તેના મનને ત્રાસ આપવા લાગ્યા. પોતાનો છોકરો ભોળો છે. તે તે કપટી મનુષ્યની જાળમાં ક્યારે પણ ફસી પડશે. અને જો તે સપડાશે તો તેને તે મારી નાખતાં

પણ અચક્રાય એવો નથી. આજ સુધી વખત-કવખતે તે કદિ પણ બહાર જતો ન્હોતો. હવે જાય છે. તો તે શામાટે જાય છે? રામરાજાની કપટી જાળમાં સપડાવાજ જતો હશે. બીજે કોઇ સ્થળે જતો હોય એવું તેના મનમાં આવ્યું નહિ. કોઈ તરૂણ કોઇ તરૂણીના પ્રેમપાશમાં સપડાય તો તે આવું કરે છે. ને પોતાની પ્રેમલીલા ગુપ્ત રાખવાની આવશ્યતા જોતો હોય તો તે આવો ઉદાસીન રહે છે. અથવા કોઇ ગુપ્ત કારસ્થાનમાં તે ગુંથાયો હોય તો તેની આવી વૃત્તિ થાય તે સંભવિત છે. આ બેમાંથી કયા કારણથી પોતાના પુત્રની આવી દશા થઈ હશે? પહેલું કારણ તેને યોગ્ય લાગ્યું નહિ. નૂરજહાનપર તેનો પૂર્ણ પ્રેમ હતો એ સ્પષ્ટ હતું; પણ તે વિજાપુરમાં ને એ અહિં! રાત્રે તે વિજાપુર જઈ સ્હવાર પહેલાં પાછો આવે એ શક્ય લાગ્યું નહિ. નૂરજહાન પોતાને મળે એ શક્ય નથી એમ માની બીજી કોઇ તરૂણીના પ્રેમમાં તે પડયો હોય એ પણ તેને શક્ય લાગ્યું નહિ. કારણકે તેનો પુત્ર એટલી બધી ચંચલ વૃત્તિનો હોય એવું તેના મનમાં આવી શક્યું નહિ. નૂરજહાન મળે એમ નથી તેથી ઉદાસીન થાય-થયો પણ છે-પણ તેથી તરતજ બીજી એકાદ તરૂણી જોઇ તે તેનાપર આસક્ત થાય એ સંભવનીય ન્હોતું. ત્યારે બીજું કારણ કયું? રામરાજાની કપટજાળમાંજ તે સપડાયો છે એ શક્ય લાગ્યું. પણ રામરાજા અને તેને ગરમાગરમ બોલાચાલી થવાની વાત તેણે સાંભળી હતી; એટલે એ વાત પણ પ્રથમ તેને શક્ય લાગી નહિ પણ હમણાં એ વારંવાર દરબારમાં જાય છે એટલે રામરાજાએ પુનઃ મીઠી જીભથી તેને વશ કરી બનાવ્યો તો નહિ હોય?

પરમેશ્વરની પ્રાર્થના અને તેના નામનો જાપ બન્ને બાજુએ રહ્યા અને આવા વિચારો તેનો મન પર પ્રબલ આક્રમણ કરવા લાગ્યા.

## પ્રકરણ ૭ મું.

તે ક્યારે જાગે એમ તેને થવા લાગ્યું અને તેણે એક કલાકમાં ચા-રેક વાર તો હજુ ઉઠયો કે નહિ તે જોઇ આવવાને માણુસ મોકલ્યો પણુ તે હજુ ઉઠયો ન્હોતો. તે અત્યંત અધીર બની ગઇ હતી. તેને જરા પણુ ચેન પડયું નહિ. હવે તેના ઉઠવાની રાહ ન જોતાં પોતેજ તેની ઓરડીમાં જઇ તેને બૂમ મારી ઉઠાડવો અને તેની સાથે જે વાત કરવાની છે તે કરવી એવો નિશ્ચય કરી તે તેની ઓરડી તરફ ગઇ.

આજ સુધીમાં તેણે આમ કદિપણુ કર્યું ન્હોતું.



## પ્રકરણ ૮ મું.

### માહિકરાનું સંભાષણ.

માસાહેબે પોતાના પુત્રના હજુરિયાને કહી પોતાની નજર સમક્ષ તેને બૂમ મરાવી અને "માસાહેબ તમને મળવા માટે આવ્યાં છે માટે ઉઠો અને બારણાં ખોલો" એમ કહેવડાવ્યું. માસાહેબ જો ત્યાં ઉભાં નહોત તો પોતાના સ્વામીને તેવું કહેવાની હજુરીયાની છાતી ચાલી નહોત. પણ માસાહેબ ત્યાં હાજર છે એટલે રણમસ્તખાન ગુસ્સે થશે એવો જરા પણ ભય તેને લાગ્યો નહિ. બૂમ સાંભળતાં વાર–"માસાહેબ અહિં ઉભાં છે" સાંભળતાંજ રણમસ્તખાન એકદમ ઉઠયો અને તરત બોલ્યો: "આવ્યો. માજીને કહે કે હું તેમની ખોલીમાં આવું છું. તમે શા માટે અહિં આવવાની તસ્દી લીધી? તેઓ ખોલીમાં જાય–ન જાય એટલામાં હું આવી પહોંચું છું." તરતજ તેણે નજીક પડેલા લોટામાંથી પાણી લઈ મ્હો ધોઈ નાખ્યું.

માસાહેબે તેણે હજુરીયાને કહેલા શબ્દો સાંભળ્યા. એક ક્ષણ તે જરા ગુંચાઈ. પોતે પોતાની ઓરડીમાં જવું કે ત્યાંજ ઉભાં રહેવું તેનો નિશ્ચય થયો નહિ. પણ અંતે તેને એમ લાગ્યું કે મારે મારી ખોલીમાંજ જવું. તે ત્યાં જરૂર આવશે. ત્યાં જેટલી સ્વસ્થતાથી વાત કરી શકાશે તેટલી સ્વસ્થતાથી બીજે કયાંય વાત થશે નહિ. એવો

વિચાર કરી "હું જાઉં છું. તું વહેલો આવ" એમ તેણે પોતેજ રણમસ્ત-ખાનને કહ્યું અને રણમસ્તખાનનો "હું" એવો જવાબ કાને પડતાંજ તે પોતાની ઓરડી તરફ ગઈ. ત્યાં જઈ તે હજુ પોતાના આસનપર બેઠી એટલામાંજ રણમસ્તખાન આવી પહોંચ્યો.

માસાહેબે તેના મ્હો તરફ જોયું. તેના વદનમાં હમણાં તેને કેટલોક ફેર જણાયો. તેના ચહેરાપરથી તેજસ્વિતા ઉડી ગઈ હતી. આંખો ઉંડી ઉતરી હતી. કપાળપર કરચલી વળેલી હતી. ઉલ્લાસ અને આનંદ સાથે જાણે તેણે કાયમના છૂટા છેડા કરી નાખ્યા હોય એવું જણાતું હતું. નૂરજહાન નજરે પડવા પહેલાના રણમસ્તખાનમાં ને આજના રણમસ્તખાનમાં આસમાન જમીનનો ફરક હતો. આટલું બધું થવાનું કારણ શું નૂરજહાનપરનો પ્રેમજ માત્ર? પ્રેમમાં નિરાશા મળવાથી એ નિરાશાએજ શું તેને આટલો બધો ઉદાસીન બનાવી દીધો? એવા પ્રશ્નો તે પ્રેમાળ માતાના મગજમાં ઉપસ્થિત થયા. તેણે કાંઈ ન બોલતાં પોતાનો હાથ લંબાવી તેને પોતાની પાસે બોલાવ્યો. તેના વાંસાપર હાથ ફેરવ્યો. તેના તે નિસ્તેજ વદન પર તે ટક લગાવી જોઈ રહી અને બોલી.

"દીકરા રણમસ્ત! તુંજ મારા જીવનનો એકલો આનંદ છે એ તું જાણે છે ને? તને શું થાય છે? મને કેમ કહેતો નથી? મારા પરનો તારો વિશ્વાસ કયાં ગયો? તું મારાથી શું છુપાવી રાખે છે? તારા મનને કોઈ ચિંતા કે રોગ લાગુ પડયાં છે—"

બીજા પણ તેણે એવાજ અર્થના અનેક પ્રશ્નો પૂછાયા હોત—જાણે કેમ હવે એ તેને શું જવાબ આપશે એવો ભય લાગવાથી તે તેને જવાબ દેવાનો વખતજ ન મળે એવી રીતે એક પછી એક સવાલ પૂછતી હોયની! પણ તે ઉપલા પ્રશ્નો સાંભળી વચમાંજ એકદમ બોલી પડયો:

"માજી! તમે મને સવાલો પૂછોછો પણ હું તેનો કંઇજ જવાબ આપી શકતો નથી. મને શું થાય છે તેની મને પોતાનેજ કંઇ ખબર નથી તો તમને શું કહું? મને શું થાય છે તે ખરેખર—માજી! હું ખરૂં કહું છું કે મનેજ તેની સમજ પડતી નથી."

આ જવાબની માસાહેબે અપેક્ષા રાખી ન્હોતી. તેને એમ લાગતું હતું કે તે પોતાના સવાલનો કંઇજ જવાબ આપશે નહિ. ચુપચુપ બેસી રહેશે અને તેની સાથે હું જુદી જુદી રીતે વાત કરી તેના મનની વાત કાઢી લઇશ. તેથી આ જવાબ સાંભળતાંજ તે ક્ષણ માત્ર સ્તબ્ધ રહી પણ એક ક્ષણ પૂરી થઇ ન થઇ એટલામાંજ તેણે તેને પુનઃ કહ્યુંઃ

"આવો જવાબ સાંભળી મને કેમ સંતોષ થાય, ભાઇ! નાનપણમાં તને કંઇ બોલતાં આવડતું ન્હોતું, તને શું થાય છે તે કહેતાં આવડતું ન્હોતું ત્યારે ફક્ત તારા રડવાપરથી તર્ક કરી મારૂં માતૃહૃદય તને શું દુઃખ છે, તને શું જોઈએ છે તે જાણી શકતુંઃ આજ સુધી મેં તને મોટો કર્યો અને હવે તને સારી પેઠે બોલતાં આવડે છે ત્યારે "મને સમજ પડતી નથી" એવા તારા જવાબથી હું શી રીતે સંતોષ પામું? તેં આજ સુધી જે કર્યું ન્હોતું, આજ સુધી તું મારાથી કંઇ છૂપાવતો ન્હોતો તે હવે તેં કરવા માડયું છે એ શું હું નહિ સમજી શકતી હોઉં? દીકરા! એમ ન કર. તારે માટે મેં આ જીવ ટકાવી રાખ્યો છે. તારે માટે અનેક હાલઅપેક્ષા વેઠી છે. મારો હૃદયઆરામ તું—મારો આત્મા તું—જે કંઈ છે તે તું—મારા આખા જીવનમાં નક્કી કરી રાખેલા કાર્યની સિદ્ધિ કરવાને બદલે મારાથી દૂર થવાનું જુએ છે, ત્યારે હવે મારે જીવીને કરવું છે શું? તું સુખરૂપ તો હું સુખી એવી મારી સ્થિતિ છે. આજ સુધી તારામારામાં ભેદભાવ બિલકુલ ન્હોતો. મારાથી તેં કાંઇ છૂપાવ્યું ન્હોતું તો હવે આમ કેમ કરે છે?"

રણમસ્તખાન તેનું બોલવું સ્વસ્થપણે સાંભળી લેતો હતો. વચમાં એક શબ્દ પણ તેણે ઉચ્ચાર્યો નહિ. બોલવાનો તેનો હેતુ અથવા આવિર્ભાવ જણાયો નહિ. તે છેવટનો પશ્ન પૂછાયો તે પછી બોલ્યો.

“ હું શું કરૂં છું ? કંઈ કરતો નથી. આ કરતો નથી કે તે કરતો નથી–પણ મારાથી કંઈજ થઇ શકે તેમ નથી. ”

“ છે છે ! એમ ન બોલ. તારાથી કંઇ થઇ શકે એમ નથી એમ કહેવું નકામું છે. તું કંઇ કરતો નથી એ પણ ખરૂં નથી. ફક્ત મને કહેતો નથી. મારાથી કંઇપણ છુપાવી રાખે છે. બોલ, બોલ. મારાથી કંઇ ચોરી ન રાખ. બોલ, તું કશા કારસ્થાનમાં ગુંથાયો છે ? ”

“ કારસ્થાનમાં અને તે હું ? મારે વળી કારસ્થાન શું ને વાત શી ? હું કોનો કોણ તેજ મારાથી કહેવાય એમ નથી તો પછી મને કાવત્રાંમાં લે કોણ અને હું કારસ્થાન કરૂં શી રીતે ? માસાહેબ ! નકામી ગમે તેવી શંકા કરી મને સવાલ ન પૂછો. હું જેમ કોઇ ગુપ્ત સ્થળે જનમ્યો છું તેમજ કોઇ સ્થળે મરણ પામીશ. બીજાઓની પેઠે હું મહાન કૃત્ય કરી મોટાપણું મેળવું એ શક્ય નથી. મને નાહક કેમ આવો સવાલ પૂછો છો ? હું કરૂં છું શું જે તમારાથી છૂપાવું ? તમે મારે હાથે અમુક થશે ને તમુક થશે એવી આશા જ છોડી દો. મને જોઇએ છે તે સ્ત્રી મેળવવી મારે માટે શક્ય નથી તો બીજું શું શક્ય હોય ? ”

છેવટનું વાક્ય સાંભળતાં જ માસાહેબ અત્યંત સ્તબ્ધ થઈ ગયાં. પોતે જે તર્ક કર્યો છે તેજ ખરો છે એમ તેને લાગ્યું. નૂરજહાન પોતાને મળશે એ આશાથી તે તેની સાથે વિજાપુર ગયો અને ત્યાં તેને તદ્દન નિરાશા મળી તેજ તેની ઉદાસીન વૃત્તિનું કારણ છે એવું તેના મનમાં આવ્યું તેને હવે શું બોલવું તે સુઝ્યું

નહિ. તે તેના તરફ જોતી ઘણીવાર સુધી સ્તબ્ધ બેસી રહી. તે પણ પોતાના ઓઠ બીડી જાણે કંઇ નિશ્ચય કરી બેસી રહ્યો. તે પોતાની માતા તરફ જોતો ન્હોતો. નીચું જોતો અથવા બારણા વાટે બહાર જોતો. માસાહેબ તેની ચર્યાપર તેનો અંતસ્સ્થ ભેદ—તેનો હૃદયભાવ કોઇક અવાચ્ય લિપીમાં લખાયો હતો તે લિપી ઉકલી—વાંચી તેનો અર્થ સમજવાના ફાંફાં મારી રહી હતી; હવે તેને શું જવાબ આપવો, શું સવાલ પૂછવો, તે શુદ્ધાં તેને સુઝયું નહિ. ઘણીવાર ઉભય મૌનજ બેસી રહ્યાં. છેવટે માસાહેબે પૂછયું.

"તું હમણા વિજય નગરના દરબારમાં વારંવાર કેમ જાય છે? કાલે રાત્રે કોઇને પણ જણાવ્યા વિના તું કયાં ગયો હતો? એવીજ રીતે વારંવાર જાય છે કે?"

રણમસ્તખાને આવા સવાલની કલ્પના રાખીને જાણે આગળથી જ જવાબ તૈયાર કરી મૂકયો હોયની તેમ બારણા તરફ જોતી નજર પોતાની માતા તરફ ફેરવી તે તરત બોલ્યો:

"મારા પર જેને ઉપરી તરિકે આણી મૂકયો છે તેનો હુકમ થાય છે એટલે હું દરબારમાં જાઉં છું. ઉંઘ ઉડી જાય છે ત્યારે હજારો વિચાર મનમાં આવવાથી ત્રાસ થાય છે માટે કોઇ જગ્યાએ ભટકવા નીકળી જાઉં છું. એમ ભટકવાથી મનને જરા આરામ મળે છે તેથી જ જાઉં છું."

આ જવાબથી માસાહેબ અત્યંત ચકિત થયાં. આવા રોકડા જવાબ મળશે અને પોતાને મૂગાં બેસી રહેવાનો વખત આવશે એમ તેને લાગ્યું ન્હોતું. હવે કંઇ કહેવું શકયજ નથી એમ તેને ખાત્રી પૂર્વક લાગ્યું; પણ મા તે મા! જે પુત્રના જીવન માટેજ જીવતી હતી તે આટલી વાતથી હિમ્મત હારી જાય ખરી?

તેણે તરતજ તેને કહ્યું:

"પણ દીકરા ! તને શાના વિચાર આવે છે ? તે વિચારોથી ઉંઘ કેમ ઉડી જાય છે તે મને કેમ કહેતો નથી ? મને કંઇ ઉપાય સુઝે— કંઇ યુક્તિ મળે તો હું તને રસ્તો તો બતાવું. તારા સુખ દુઃખની હું ભાગીદાર તો છુંને ? મારા સુખ દુઃખની મને પરવાજ નથી. આજથી શું પણ તારા જન્મથીજ તારાં સુખદુઃખ તેજ મારાં સુખદુઃખ છે. તને કંઇ સમજણ ન્હોતી ત્યારે તારા સુખદુઃખની હું પૂર્ણ ભાગીદાર થઈ શકતી. હવે તું મોટો થયો–સમજુ થયો– એટલે મારાથી દૂર જઇ એકલોજ કેમ દુઃખી થાય છે ? જેમ આજ સુધી હું તારા સુખદુઃખની ભાગીદાર થતી હતી તેમ હવે પણ મને મારો ભાગ કેમ લેવા દેતો નથી ? બોલ, આમ મૂંગા જેવો બેસી ન રહે."

"માસાહેબ ! જ્યારે હું અણસમજુ હતો ત્યારે મારા સુખ દુઃખમાં તમને ભાગ દેવો અગર ન દેવો તે મારા હાથમાં ન્હોતું. પણ હવે હું સમજુ થયો, કરતોકારવતો થયો ત્યારે મને સુખ જરા પણ નથી અને દુઃખ જોઇએ તેટલું છે. તેમાં હું તમને કેવી રીતે ભાગ લેવા દઉં ? નાનપણમાં મારી બાળલીલાથી તમને અને મને સુખ થયું હશે. મારા દુઃખથી તમને અને મને દુઃખ પણ થયું હશે પણ હવે મને સુખ નથી. ક્ષણેક્ષણ મારૂં અપમાન થાય છે. મને જે જોઇએ છે તે વસ્તુ મળતી નથી અને તેથી મારા અંતરમાં અતિશય ઉદ્વિગ્નતા આવી છે. પણ તે કહી હું શા માટે તમને દુઃખી કરૂં ? મારા માર્ગમાં શી અડચણો છે તે મારૂં મન જાણે– તે તમારે......"

આગળ તે શું બોલવાનો હતો તે તે જાણે. તે એકદમ બોલતો બંધ થયો. તેણે એક દીર્ઘ નિસાસો નાંખ્યો અને કહ્યું.

"હવે તમે મને છૂટો મૂકો. તમે તમારે ઇશ્વરચિંતનમાં વખત ગાળો. મારી ચિંતા કરી પ્રભુસેવામાં બાધ ન આવવા દો. મારૂં જે થશે તે મારે વેગળી લેવુંજ જોઇએ. હું જે કરીશ તેથી મારી

લોકોમાં નિંદા થશે તો તે પણ હુંજ ભોગવી લઇશ. તમે મારી ફીકર હવે બીલકુલ છોડી દો. મારી ફીકર કરવાથી તમને ઉદ્વિગ્નતા સિવાય બીજું કંઇ મળવાનું નથી. હું હવે જાઉં છું. મેં મ્હો પણ ધોયું નથી. ઉઠતાં વાર તમે બોલાવો છો સાંભળી તરત અહિંજ આવ્યો છું."

એમ કહી તે ઉઠયો સુદ્ધાં. તેણે પોતાની મા તરફ પાછું ફરીને જોયું પણ નહિ. તે તરત ત્યાંથી ચાલી ગયો. માસાહેબ અત્યંત ચકિત અને સ્તબ્ધ થઇ ગયાં. પોતાનો પુત્ર આટલો બધો ફેરવાઇ જશે, તે તેની સાથે આટલું બધું ઉદાસીન, નિષ્ઠુર અને કઠોર વર્તન ચલાવશે એવી તેને કલ્પના પણ આવી ન્હોતી. પણ જેનું તેને સ્વપ્ન પણ ન્હોતું તે પ્રત્યક્ષ બન્યું. તેની પોતાની આંખોએ તેણે જોયું-તેના કાનોએ સાંભળ્યું અને હૃદયે અનુભવ્યું. પાંચ પળ થઇ. દશ થઇ. ઘડી થઇ. ચાર ઘડી વહી ગઇ. તે તેની તે જગ્યાએ ચ્હોંટી ગઇ હોય તેમ બેસી રહી. હજારો સંકટો વેઠી, હજારો લોકપવાદની પરવા ન કરતાં અનેક ઉપાયો કરી જે પુત્રને મોટો કર્યો, જેને દુઃખની છાયા સુદ્ધાં ન લાગે તે માટે હજારો પ્રયત્ન કર્યા તેજ પુત્ર ભવિષ્યમાં કંઈ પણ કારણ વિના પોતાની સાથે આવું કઠોર વર્તન કરશે એવું તેને આજસુધીમાં કદિ સ્વપ્ન પણ આવ્યું ન્હોતું. આજ સ્હવારે-ચાર ઘડી પૂર્વેજ તેને એમ લાગતું હતું કે હું તેને બોલાવીને પૂછીશ એટલે તે પોતાના ખોળાપર સૂઇ જઇ મુક્ત મને બધી વાત કરશે અને હું તેને શીખામણ દઇશ, ધીરજ આપીશ. પણ એ આકાંક્ષાનો એકદમ વિચ્છેદ થયો. એનું કારણ શું ! તેના મનમાં શું છે ? તે શા કામમાં ગુંથાયલો છે ! કંઇ પણ કામમાં ગુંથાયલો છે. તેને જરાપણ ન ગમે એવા કંઇ કામમાં તે પડેલો હોવો જોઇએ એવી તેની પાકી માન્યતા થઇ ગઇ પણ તે શું હશે ! પોતાને પસંદ નહિ પડે એવું-જે પોતાનાથી છુપાવવાની તેને ઇચ્છા થઇ છે એવું શું કામ હશે ! તેને એકજ તર્ક આવ્યો. તેને

ખાત્રી પૂર્વક એમ લાગ્યું કે તે વિજાપુર દરબારમાં થયલા અપમાનનું વેર લેવાનાજ કામમાં પડેલો હોવો જોઇએ અને એ કામ માટેજ તે રામરાજાને ગુપ્તપણે જઇને મળે છે. નહિ તો બીજું શું હોય ! રાતના ઉંઘમાંથી ઉઠીને જવા જેવું બીજું કંઇ કામ હોય એ શક્ય નથી. આવા ફીતુરી કામોજ અંધારી રાતના કરવામાં આવે છે. શૌર્યદર્શક અથવા કર્તવ્યયોગ્ય કામો છૂપી રીતે કરવાની જરૂર પડતી નથી.

થયું. તેના મનની ખાત્રી થઇ ગઇ કે તેનો પુત્ર રામરાજાના ભયંકર પાશમાં સપડાયો છે. તે રાત્રે જઇને રામરાજાને મળીને અથવા તેના કોઇ વિશ્વાસુ માણસને મળીને કંઈ ગુપ્ત ચલવલ કરતો હશે અથવા બાદશાહના પત્ર વહેવારથી તે તેને પરિચિત કરી જાગૃત રાખતો હશે. એક વાર આમ થતું હોવું જોઇએ એવું મનમાં આવે પછી શું જોઇએ? સઘળું તેવુંજ જણાવા લાગે છે. માસાહેબની પણ એવીજ અવસ્થા થઇ. તેજ કલ્પના તેના હૃદયમાં રમી રહી, અને હવે તે વિષે ખાત્રી કરવા શું ઉપાય યોજવા તેનો વિચાર કરવા લાગી. આનો ઉપાય શો ? રણમસ્તખાનને પૂછતાં તે કાંઇ કહે તે સંભવનીય લાગ્યું નહિ. જો તેને સ્પષ્ટ કહી દે કે તું આવા આવા કાવત્રાં કરે છે અને તે ખરૂં હશે તો પોતાનું પોગલ ફુટી ગયું જાણી તે અત્યંત સંતપ્ત થશે અને જો ખરૂં નહિ હોય તો પોતાની માને પોતાને માટે આવો ભયંકર સંશય આવ્યો જાણી અત્યંત ગુસ્સે થશે માટે એવું પૂછવામાં તેને કંઇ અર્થ જણાયો નહિ. હવે સત્ય શું છે તે જાણવા માટે કાંઈ બીજોજ ઉપાય કરવો જોઇએ. તો કઈ યુક્તિ કરવી ? એકજ યુક્તિ હતી અને તે એ કે તેના પર ગુપ્ત પણે કોઈ જાસુસ રાખવો. તે શું કરે છે, ક્યાં જાય છે, તે જોવા માટે તેનાજ કોઇ વિશ્વાસુ માણસને ફોડવો જોઇએ અથવા પોતાના કોઇ વિશ્વાસુ માણસને તે શું કરે છે, ક્યાં જાય છે વિગેરેની જાસુસી કરવાનું સોંપી તેની મારફતે બધી વાત જાણવી જોઇએ. પણ

એવો માણસ ક્યાંથી લાવવો ? તેના વિશ્વાસપાત્રમાંથી કોને કેવી રીતે ફોડવો અને પોતાના માણસમાંથી કોને તેની પાછળ જાસુસી કરવા નીમવો ? એ મહા પ્રશ્ન તેની સામે ખડો થયો. પણ તે વિચાર કરીનેજ બેસી રહે એવી સ્ત્રી નહતી. તેણે રણમસ્તખાન સાથે વાત કરતાં તેને માટે જે અનેક સંકટો વેઠવાની વાત કરી હતી તે અક્ષરે અક્ષર સત્ય હતી. તે અત્યંત કર્તવ્ય પરાયણ હતી. કદિ નિરાશ થઇ હાથ જોડી બેસી રહેનારી ન્હોતી. તે વેળા તેને કંઇ સુજયું નહિ, કોઇ માણસ જણાયો નહિ તેથી નિરાશ થાય તેવી તે ન્હોતી. ગમે તેમ કરી માણસ શોધી કાઢીશ, અંતે પોતે જાતે તેની પાછળ જાસુસી કરવી પડે. તો જાતે તેની પાછળ પાછળ રાત્રે જવું પણ ખરી બીના શું છે તે જાણવી એવો તેણે દૃઢ નિશ્ચય કરી નાખ્યો હતો. તેણે તે વેળા તો તે વિચાર એમને એમજ રહેવા દીધો. પોતાના બીજા કામમાં લાગી. પણ તે બહારનો દેખાવ હતો. અંદરખાનેથી તે યોગ્ય માણસની તપાસ કરતી હતી. કયો માણસ કેવો છે તેની તે પરિક્ષા કરતી હતી. પોતાને માટે બધાના મનમાં માન છે એટલે પોતે જે કામ સોંપશે તે કોઈ પણ કરશે–વફાદારીથી તે કામ બજાવશે તે માટે તેને શંકા ન્હોતી પણ જે કામ હાથમાં લેશે તેનામાં તે કામ કરવાની શક્તિ કેટલી હશે તેની તેને શંકા હતી. કોઇ સામર્થ્યહીન માણસ મળ્યો તો તે શું કામનો ? વળી એવા માણસથી કાંઇ ઉંધુંજ થઇ જવાનો ભય પણ રહે. આવા વિચારથી તેણે બધાની બારીક તપાસ કરવા માંડી. હૈબાને પણ આ વાત કહેવી કે નહિ તેનો વિચાર થઈ પડયો કારણકે તે રણમસ્તખાન પર પ્રાણ ઓવારી નાખતી હોવાથી કદાચ તે આવી શંકા માતાજીના મનમાં છે એમ તેને કહી આવે એવો વિચાર આવવાથી તેને પણ એ વાત નહિ કહેવાનો તેણે નિશ્ચય કર્યો. આ શંકાને લીધે શું થયું તે આગળ જતાં વાંચનારની જાણમાં આવશે.

---

## પ્રકરણ ૯ મું.

### જાસુસી.

માસાહેબ કેવા પ્રકારની સ્ત્રી હતી તે અત્યાર સુધીના તેના વર્તન તથા વર્ણનપરથી વાંચકના લક્ષમાં આવ્યુંજ હશે. તેણે એકવાર નિશ્ચય કર્યો એટલે તે કાયમનોજ થઇ ગયો એમજ સમજી જવું. પોતાના પુત્રની પાછળ જાસુસી કરી તેની હીલચાલથી માહિતગાર થવું એવો તેનો નિશ્ચય થયો પછી બાકી શું રહ્યું ? તેણે ગુપ્તપણે રણમસ્તખાનના હજુરીઆને બોલાવી કસમ દીધા—પોતાના સોગન આપ્યા અને પછી કહ્યું: “ હું જે કામ કહું તે રણમસ્ત-ખાનને જણાવ્યા વિના કરવું જોઇએ.” તેને માટે સર્વને અતિશય માન હતું. માસાહેબે તેને ખાસ આગ્રહ કરીને—શપથ દઇને કહેવા પછી પૂછવુંજ શું ? તેણે જવાબ આપ્યો: “ માસાહેબ ! તમે કહો તો જીવ આપવાને પણ તૈયાર છું તો બીજાં કામોની વાતજ શી ? તમે કહો તેટલીજ વાર: અને વાત ખાનગી રાખવા માટે તો ખા-ત્રીથી માનો કે આ જીભે તો કદિ એ વાત બીજાને કાને જશે નહિ. તમે કહો તો તમારી ખાત્રી માટે જીભજ કાપી નાખું: પછી બીજું શું કહું ?”

હજુરીઆનું બોલવું સાંભળી માસાહેબને ઘણોજ આનંદ થયો. અને તેણે તેને પુનઃ કહ્યુંઃ

" કામ કંઇ વધુ નથી આજે રાત્રે કે કાલે રાત્રે તારો શેઠ ઘરમાંથી બહાર જાય ત્યારે તું ગુપચુપ તેની પાછળ પડજે. અને તે કઇ દિશાએ જાય છે તે જોઇ આવજે. આજે બીજું કામ નથી. તે ઘોડા પર જશે અને તું પગપાળ હશે એટલે દિશા જોયા સિવાય બીજું તારાથી કાંઇ થશે નહિ. તને ઘોડાપર મોકલવાની તજવીજ કરત પણ રાતની વખતે તારો ઘોડો તેની પાછળ ચાલે તેની તેને ખબર પડયા વિના રહે નહિ. માટે તારે પગેજ ચાલીને તેની પાછળ જવું. તે કયાં જાય છે તે દિશા જાણ્યા પછી શું કરવું તે હું તને કહીશ. "

હજુરીઆએ તે કબૂલ કર્યું. માસાહેબે તર્ક કર્યો હતો કે તે વિજયનગરના રસ્તાપર અથવા ખુદ વિજયનગર જતો હશે. કદાચ રસ્તામાંજ કોઇને મળતો હશે અને તેને જે કહેવાનું હોય તે કહેતો હશે. માટે પ્રથમ પોતાની આ કલ્પના ખરી છે કે ખોટી તે જોવું. તે ખરી ઠરે તો પછી શું કરવું તે જોઇ લેવાશે. હજુરીઆએ એટલી ખબર લઇ આવવાનું કબૂલ કરવા પછી માસાહેબ કાંઇ સ્વસ્થ બેસી રહ્યાં નહિ તે હજુરીયો જે બાતમી લઇ આવે તે ખરી કે ખોટી છે તેની ખાત્રી કરવા માટે એક બીજો ઉપાય તેણે શોધી કાઢયો. પોતાની તહેનાતમાંના કરીમબક્ષ નામના માણસને બોલાવી તેને પણ તેણે એક કામ સોંપ્યું. તે એ કે તેણે આજે સાંજેજ વિજયનગરના રસ્તાપર લગભગ અરધે રસ્તે જઇ બેસવું અને રાત્રે જ્યારે પણ રણમસ્તખાન તે રસ્તે જતો જણાય ત્યારે નજર પહોંચે ત્યાં સુધી તેનાપર નજર રાખવી અને તે વિષે પોતાને ખબર આપવી. કરીમબક્ષે પણ તે કબુલ કર્યું. હજુરીઆએ અને કરીમબક્ષે ઉભયે પોતાનું કામ કરવાનું કબુલ કરવાથી માસાહેબને સંતોષ થયો. અને તે સાંજ

ક્યારે પડે–રાત ક્યારે પડે–તેની રાહ જોતી બેઠી. આજે તેના જપ જાપમાં પણ ગડબડ થઇ ગઇ. પુત્રદેવ આગળ બીજા દેવનું તેને સ્મરણ શુદ્ધાં થયું નહિ એટલી બધી તેને પુત્ર માટે ચિંતા લાગી હતી. છોકરો રામરાજાના નાદે લાગ્યો, તેના પાશમાં સપડાયો, એવી તેના મનની પક્કી ખાત્રી થઇ ગઈ હતી અને તે ખરૂં છે કે ખોટું તેની ખાત્રી કરી લેવાની બળવતર ઇચ્છા પ્રકટ થઇ હતી. તેની આજની અસ્વસ્થતા બુદ્ધી લૈલીના ધ્યાનમાં આવી નહિ એમ નહિ પણ આજે તમને શું થયું છે ? એમ એકદમ પૂછવાની તેની છાતી ચાલી નહિ. વખત જોઇ–રાત્રીના શાંત વખતે પૂછીશ એવો તેણે મનમાં વિચાર કર્યો પણ તેને પ્રસંગજ મળ્યો નહિ. સાંજ પડવા પછી થોડાજ વખતમાં માસાહેબના મનમાં કંઇ ધૂન આવવાથી તેણે એકદમ લૈલીને કહ્યું:

" આજે આખા દિવસમાં મારાથી ઇશ્વરસ્મરણ થયું નથી માટે હું મારી ઓરડી બંધ કરી બેઠું છું. મને બોલાવવા અથવા કાંઈ પૂછવા પણ કોઇએ આવવું નહિ."

થયું. લૈલીની બિચારીની બધી આશા ધુળમાં મળી. તે પોતાના કામકાજથી પરવારી તે ઓરડીની બહાર પોતાની હમ્મેશની જગ્યાએ જઇ પડી. માસાહેબે પોતાની ખોલી બંધ કરી દીધી. પરંતુ જપ કેવો ને વાત કેવી ? તેનું સઘળું ચિત્ત પુત્રની હીલચાલ તરફજ હતું. તે શી રીતે સ્થિર થાય ? કદાચ આજેજ મેં એને કહ્યું છે એટલે તે આજે તો નહિ જાય. જાય તો સારૂં થાય. જશે તો તે ક્યાં જાય છે તેની માહિતિ મેળવવાની ગોઠવણ તો કરી રાખી છે; છતાં પણ તે ત્રણ ત્રણ વાર બહારની બારી આગળ જઇ કાન દઇને ઉભી રહી. ચાંદની રાત હોવાથી તે જશે તો જતી વખતે નજરે પડશે એવી ઇચ્છાથી તે બંગલામાંથી બહાર જવાના રસ્તા તરફ લક્ષપૂર્વક જોઇ રહી હતી. પુનઃ ઓરડીમાં જાય–આમતેમ આંટા મારે–એવી તેની વિલક્ષણ સ્થિતિ થઇ ગઈ હતી.

આ બાજુ તે રાત્રે—તે રાત્રેજ નહિ પણ માસાહેબ સાથે વાત થઈ તે પળથીજ રણમસ્તખાનની વૃત્તિજ કંઇ વિલક્ષણ થઇ ગઈ હતી તે કહેવાની જરૂર નથી. તેણે તે દિવસે ખાધું પણ નહિ. તે પોતાના દિવાનખાનામાંજ એકલો મુઝાઇને મરી જતો હતો. પોતે પોતાની મા સાથ ઘણી ઉદ્ધતાઇભર્યું વર્તન ચલાવ્યું તેથી તેનું મન તેને ડંખતું હતું. પોતે એ સારૂં કર્યું નહિ એવો વિચાર તેના મનમાં આવ્યો. પુનઃ તેને એમ લાગતું: “ પણ એમ કર્યા વિના બીજો કાંઇજ ઉપાય નહોતો. તેને બધી વાત કહેવી એ શક્યજ ન્હોતું. હું જે કરૂં છું તે તેને કદિ પસંદ પડવાનું નથી. અને તેને પસંદ નહિ પડે તો તેની સંમતિ તો મળેજ ક્યાંથી ? કંઇ નહિ. મેં જે કર્યું છે તેજ બરાબર છે. મારા પોબાર પડે ત્યાં સુધી એમજ વર્તવું જોઇશે. તેના મનને દુઃખ થશે પણ તેમાં હું શું કરૂં ? મને કંઇ ઓછો ત્રાસ થાય છે ? એક બાબતમાંના તેના મૌનને લીધે મને જીંદગી સુધી ત્રાસ ભોગવવો પડશે. મારી માનસિક યાતનાની તેણે કદિ પરવા કરી છે ? ” આવા નિષ્ઠૂર વિચારો પણ તે દિવસે તેના મનમાં આવ્યા.

જોતજોતામાં રાત થઈ. મનુષ્યોનો વખત ગમે તે પ્રકારે જાય પણ તે તો પોતાની ગતિ પ્રમાણે એક સરખો ચાલ્યોજ જાય છે. કોઇને તેની ગતિ મંદ જણાય છે, કોઇને ઉતાવળી લાગે છે. પણ તેની ગતિ સરખીજ હોય છે. રાત્રી થતાં રણમસ્તખાનને તો એક રીતે સંતોષ થયો. ચાર ઘડી રાત જતાં તેણે પોતાના હજુરીઆને બૂમ મારી કહ્યું:

“ હું આજે પણ કાલની પેઠે બહાર જવાનો છું. માસાહેબ કદાચ મારી પરપુછ કરે તો કહેજે કે હું સૂઇ ગયો છું. અને કોઇ પણ ઉઠાડે તો ન ઉઠાડવાની સખત તાકીદ કરી છે. મારા ઘોડાને

કાલની પેઠેજ તૈયાર કરી કાલની જગ્યાએ ઉભો રાખવાનું અલ્લી-ખાનને કહે."

હજુરિયાને તેજ જોઇતું હતું. તે દોડતો અલ્લીખાન પાસે ગયો. રણમસ્તખાનનો હુકમ તેને કહ્યો, અને પાછા ફરતાં બનેલો બનાવ માસાહેબને હમણાજ કહેવો એવો વિચાર મનમાં લાવી અલ્લીખાનને ઘોડો તૈયાર કરવાનું કહી તે પોતાના માલીક પાસે ન જતાં માસા-હેબની ઓરડી તરફ ગયો. ત્યાં જઇને જુએ છે તો માસાહેબ બારણાં બંધ કરી બેઠાં હતાં. માસાહેબે દ્વાર બંધ કર્યા પછી કો-ઇએ પણ તેને ત્રાસ ન દેવો એવો સખત હુકમ હતો છતાં હજુ-રીઆને લાગ્યું કે પોતે જો બારણું ઉઘડાવી તેને આ બાતમી આ-પશે તો માસાહેબ તેને દોષ ન દેતાં શાબાશીજ આપશે. લેલી ત્યાં બહારજ સુતી હતી પણ તે હજુ સુધી ત્યાં આવીને પડી ન્હોતી. હજુરીઆએ હિમ્મત રાખી માસાહેબની ઓરડીના બારણાને ખખ-ડાવ્યું: "કોણ છે?" માસાહેબે અંદરથીજ પૂછ્યું.

"એ તો હું નજીર-તમને કંઇ કહેવા આવ્યો છું." તે બોલ્યો.

તેનો તર્ક ખરો પડયો. માસાહેબે તરત બારણું ઉઘાડયું અને પૂછ્યું:

"કેમ કાંઈ નવીન?"

તેણે જવાબ આપ્યો:

"ખાનસાહેબ કાલની પેઠે આજે પણ બહાર જનાર છે. તેમણે હમણાંજ પોતાનો ઘોડો તૈયાર કરવાનો મારી સાથે અલ્લી-ખાનને હુકમ મોકલ્યો અને મને એવી સખત તાકીદ કરી છે કે કોઇ પણ-તમે પણ-તપાસ કરો તો તે સૂઈ ગયા છે, ઉઠાડવાની ના પાડી છે, એમ કહેજે. આ વાત તમને જણાવવાને આવ્યો છું.'

"શાબાશ! હવે તેની પાછળ જઈ બાકીનું કામ કરી આવ એટલે થયું" એમ કહી માસાહેબે તેને મોકલી દીધો. નજીરને શેર લોહી નવું આવ્યા જેટલો આનંદ થયો.

રણુમસ્તખાનનું મન અત્યંત શંકાશીલ થયું હતું. તે બહાર જવાનો પોષાક પહેરવાના વિચારમાં હતો અને તે માટે નજીરની વાટ જોતો હતો. તેથી નજીરને જરા વધુ વાર લાગી તે તરતજ તેના ધ્યાનમાં આવ્યું. તે આવતાંજ તેણે તેને " અલ્લીને ફક્ત બે બોલ કહી આવતાં આટલી બધી વાર કેમ થઇ ? " એમ પૂછ્યું. નજીર તે સાંભળતાંજ ગભરાયો. શું જવાબ આપવો તે તેને સૂઝયું નહિ પણ તેટલામાં રણુમસ્તખાનજ બોલ્યો:

" વખત કવખતનું સમજતોજ નથી. હુક્કો પીવા બેઠો હતો કે ? "

નજીરે તક સાધી લીધી. તે જરા હસ્યો અને એકદમ રણુમસ્તખાનનાં કપડાં કાઢવા લાગ્યો. રણુમસ્તખાને કપડાં પહેરી લીધાં. પુનઃ નજીરને ' હું ક્યાં ગયો છું તે માસાહેબને કહેતો નહિ " એવી આજ્ઞા કરી અને અલ્લીએ નક્કી કરેલે ઠેકાણે ઘોડા લાવી રાખતા તે પર સ્વારી કરી રાજેશ્રી માર્ગે પડયા. નજીર ચાલવામાં ચપળ હતો અને રણુમસ્તખાન ઘોડો ધીમે ધીમે ચલાવતો હતો. તેથી તેને રણુમસ્તખાનની પાછળ જઇ તે કઇ દિશાએ જાય છે તે જોવાનું મળ્યું. રણુમસ્તખાને વિજયનગરનીજ દિશા લીધી હતી તે વિષેની ખાત્રી થતાં તેણે તે વાત માસાહેબને જઇને કહી.

તે સાંભળતાંજ માસાહેબની ચિત્તવૃત્તિ અત્યંત વિલક્ષણ થઇ ગઇ. તથાપિ તે બહારથી ન બતાવતાં નજીરને શાબાશી આપી કહ્યું:

" જા. હવે તું થાકી ગયો છે માટે સૂઈ જા. અને સ્હવારે રણુમસ્તખાન ક્યારે પાછો આવે છે તે મને કહેજે. "

નજીર અત્યંત ખુશી થયો અને " જરૂર કહીશ " કહી ત્યાંથી ચાલી ગયો.

માસાહેબ હવે એટલાં બધાં અસ્વસ્થ થઇ ગયાં કે તેને પોતેજ ઘોડાપર બેસી રણુમસ્તખાનની પાછળ જવું કે કેમ, એવું થઈ ગયું.

પણ તે તેને માટે હવે શક્ય ન્હોતું. વળી તેણે કરીમબક્ષને અરધે રસ્તે જઇને રણમસ્તખાન તે રસ્તે જાય છે કે કેમ તે જોવાની આજ્ઞા કરીજ હતી. તેની સ્હવારે બાતમી મળશે એટલે શું કરવું તેનો વિચાર કરીશ એવો તેણે વિચાર કર્યો. તેનું મન વિચારોથી થાકી ગયું નહિ. તેમાં એક પછી એક વિચારો આવ્યા કરતા હતા; તો પણ મન જેટલું તેનું શરીર મજબુત નહિ હોવાથી થોડીવારમાં તેના શરીરને થાક લાગ્યો અને તેનામાં ઉભા રહેવાની તાકાત રહી નહિ. તે પોતાના બિછાનાપર જઇ પડી. પણ ઉંઘી જ... સુધી બીના ભુલી જવાનું તેના ...થમાં ન્હોતું. બિછાનાપર પડતાં તેનું શરીર અત્યંત બેચેન બની ગયું. આ કાળરાત્રી છે કે રોજનીજ રાત્રી છે એવી તેને શંકા આવવા લાગી. રાત ...ે ક... જાયજ નહિ. એક વેળા તેને કુંજવનમાં જઇને બેસવાનું મન થયું. ત્યાંના પવનથી મસ્તક શાંત થશે એમ લાગ્યું. રાત્રીના વખતે કુંજવનમાં ફરતાં–તેની ઝાડીઓમાં જઈ બેસતાં તેને જરા ...ગુ ...ર લાગતો ન્હોતો એટલે તેણે તે વિચાર આવતાંજ બીછાનુ છોડ્યું અને કુંજવનનો રસ્તો લીધો. તે સ્થાન તેને માટે આરામદાયક છે એવું તેને લાગતું. મનની સ્થિતિ અસ્થિર થતી કે તરત તે કુંજવનમાં ફરવા જતી. પછી દિવસ હોય, રાત હોય કે મધરાત હોય ! તે સ્થળમાં એવું શું જાદુ ભરેલું હતું તે તે જાણે! આજે રાત્રે તેનું શરીર ચાલવાને અથવા બીજો કંઈ શ્રમ લેવાને શક્તિવાન નહતું. પરંતુ તેને ત્યાં જવાનો વિચાર આવતાંજ જાણે હુશિયારી આવી ગઇ હોય તેમ તે મહેલમાંથી બહાર નીકળી. વૃદ્ધ હેલી ત્યાં ઘેરતી પડી હતી તેની અને પોતાની સ્થિતિની તેના મનમાં તે તુલના કરવા લાગી. ક્ષણભાર તે તેની પાસે ઉભી રહી. તેના તરફ તેણે જોયું અને પોતાના મનમાંજ તેને ઉદ્દેશીને બોલી:

" આપણી ધારણાથી ઉલટુંજ પરિણામ આવશે એમ!"

આટલું કહી તે ત્યાંથી ચાલી ગઈ. નીચે જઇ કુંજવનમાં દાખલ થઇ. ચંદની રાત્રે તે કુંજવનમાં ગમે ત્યાં ફરતી પણ અંધારી રાત્રે તે એક ખાસ જગ્યાએ જઇ ત્યાં ચબુતરાપર બેસતી. ચંદની રાત ન્હોતી પણ આકાશ નિરભ્ર હતું, ક્યાંય પણ વાદળી જણાતી ન્હોતી. તારાઓ જાણે પોતાના તેજને પૂર્ણપણે ચમકાવવા માગતા હોય તેમ ચમકતા હતા. પવન મંદ મંદ ફુંકતો હતો. તેથી માસાહેબના મગજને થોડીક શાંતતા મળી. તે ચબુતરાપર બેસી અત્યંત શાંતિથી માળા ફેરવવા લાગી. વચમાં વચમાં તે એક દીર્ઘ નિસાસો નાખતી. કોઈવાર તો "પરવરદિગાર, પરવરદિગાર, તારા મનમાં શું ઇચ્છા છે તેનો તું કોઇને પત્તો લાગવા નથી દેતો" એમ બોલી અતિશય દીર્ઘ નિઃશ્વાસ નાખી આકાશ તરફ ઉંચું જોઈ સ્થિર દૃષ્ટિએ તારક ગણ તરફ તે જોઈ રહેતી. તેનું ચિત્ત આ વેળા આકાશમાંના તારાઓના તેજથી અથવા અન્ય કારણથી એટલું બધું એકાગ્ર થઈ ગયું હતું કે પોતે ક્યાં છે, પોતાની આસપાસ શું છે, તેનું પણ તેને ભાન રહ્યું નહિ. જેનું મન વિચારોથી અત્યંત વ્યાપ્ત થઇ ગયલું હોય તેને એકાંતમાં કેવી શાંતિ જણાય છે! પણ તે વિચાર કોઇને કહેવા જોગ ન હોય ત્યારે એકાંતમાં તેના મનની સ્થિતિ કેવી થાય છે તે તો જેને એવો અનુભવ થયો હશે તેનાથીજ કલ્પી શકાશે. બીજાને તેની કલ્પના શી રીતે આવી શકે? જેણે પોતાના વિચાર વર્ષોના વર્ષો સુધી છૂપાવી રાખ્યા હોય—પોતાના મનમાંજ દબાવી રાખ્યા હોય તેનું એકાંતમાં એક પ્રકારનું સમાધાન થાય છે. કુંજવન જેવા એકાંત બાગમાં એવા દુઃખીને તો આરામ જણાયજ, તે નિઃસંશય છે. માસાહેબ આકાશ તરફ આંખો સ્થિર કરી પોતાના સુખ દુઃખની—નહિ—દુઃખનીજ વાત તારાઓને કહેતી હોય એવું લાગતું હતું કારણકે તેના જીવનમાં આજ સુધીમાં સુખદ પ્રસંગ એકાદો પણ આવ્યો હોય એવું જણાતું ન્હોતું. આવી રીતે

બેસી રહેવામાં વખત કેટલો જલદી વહી ગયો તેનું તેને ભાન રહ્યું નહિ. આખી રાત વીતી. મળશકું થયું. અને ઠંડોગાર પવન છૂટયો ત્યારે તે શુદ્ધીમાં આવી અને એકદમ ચમકીને ઉભી થઇ બંગલા તરફ જવા લાગી. પોતાનો પુત્ર પાછો આવ્યો કે નહિ તે જાણુવાની તેને ઇચ્છા થઈ પણ પોતે જાતે તેની તપાસ કરવા જવું નહિ, નઝીર પોતાને ખબર આપશે, કરીમબક્ષ પણ જે થયું હશે તે કહેશે, એમ માની તે પોતાની ઓરડી તરફ ગઇ. આખી રાતનો ઉજાગરો હોવાથી બિછાનાપર પડતાંજ તેને ઉંઘ આવી ગઈ. પણ તેની નિદ્રા શાંત ન્હોતી—સ્વપ્નમય હતી. ઉંઘમાં તેને એક વિલક્ષણ સ્વપ્ન જણાયું. તે આ પ્રમાણેઃ

એક મોટો પહાડ છે. તે પહાડના શિખરપર પ્રથમ પોતે એકલીજ ઉભી છે. જાણે કેમ કોઇની રાહ જોતી હોયની ! એટલામાં રામરાજા ત્યાં આવ્યો. તેને જોતાંવાર તેને ક્રોધ ઉપજ્યો અને તે તેના તરફ લાલલાલ આંખો કરી જોવા લાગી. તેના હાથની મુક્કી વળી. શ્વાસોશ્વાસ જોસથી વહેવા લાગ્યો. પણ રામરાજા શાંત અને સ્મિતભર મુખે તેના તરફ જોઇ રહ્યો હતો એટલુંજ નહિ પણ હાથ પહોળા કરી તેને આલિંગન દેવાજ જાણે આવતો હોયની એવો જણાતો હતો. તે ખરેખરજ તેને આલિંગન દેવા આવે તો તેને પાછો ધક્કેલી પોતે શિખરપરથી નીચે ભૂસકો મારવો એવો તેનો નિશ્ચય થયો અને તે શિખરને છેક નાકે જઇ ઉભી રહી. એટલામાં રામરાજાએ તેના તરફ સ્થિર નયને જોયું અને તેને પોતાના અત્યંત મધુર અવાજે કહ્યુંઃ “ સુંદરી, જે કદિ મટવાનું નથી તે શામાટે મટાડવા માગે છે ? જે કદિ બનવાનું નથી તે શામાટે બનાવવા ચાહે છે ! આ જો આપણો...” એમ તે બોલે છે. એટલામાં પોતાનો પુત્ર રણમસ્તખાન તેની પાસે ઉભો છે એવું તેને જણાયું અને તે એકદમ નિર્બલ તથા નિશ્ચેષ્ટ બની. તે જોઇને રામરાજા વિશેષ

મધુર હાસ્ય કરી આગળ આવી બોલ્યો: " જો, જો, એને મેં વશ કર્યો, તે મારો હતો અને મને મળ્યો. હવે તુંજ એકલી કેમ નાહક દુર રહેછે ? આવ-આવ-" તેણે આટલું કહી પોતાના હાથ પુનઃ આગળ કર્યા. અને તે તેને પકડે એટલામાંજ રણુમસ્તખાન આગળ આવ્યો. તેની નજીક હવે તેને નૂરજહાન પણ જણાઇ. તેણે રણુમસ્તખાનને કંઇ ઇસારો કર્યો. તેણે " જાઓ-જાઓ-મારા જીવનનું સત્યાનાશ વાળનાર-જાવ " એમ કહી તેને અને રામરાજાને શિખરપરથી એકદમ નીચે ફેંકી દીધાં.

પણ આટલું સ્વપ્ન જોતાં તો માસાહેબે એક ચીસ પાડી તે બહાર લૈલીને સંભળાઇ. કર્મ ધર્મ સંયોગે બારણાને અંદરથી કડી લગાવેલી ન્હોતી એટલે લૈલી અંદર આવી શકી. અંદર આવી જુએ છે તો માસાહેબ નીચે જમીનપર અસ્તવ્યસ્ત પડેલાં હતાં અને શુદ્ધિમાં ન્હોતાં. લૈલીએ તરત પાણી લાવી તેની આંખો પર છાંટયું પણ કેટલીકવાર થયા છતાં તે શુદ્ધિમાં આવી નહિ. તે ચીસપર ચીસ પાડતી હતી. લૈલીએ પુષ્કળ પ્રયત્ન કરી જોયો પણ વ્યર્થ ! છેવટે તેણે રણુમસ્તખાનને બુમ મારી તો તે રાતનો ગયો છે તે પાછો આવ્યો નથી એવી ખબર મળી. આ વેળા સૂર્યોદય થઇ ગયો હતો. અંતે લૈલીએ અનેક ઉપાયો કર્યા ત્યારે ઘણીવારે માસાહેબ શુદ્ધિમાં આવ્યાં.



## પ્રકરણ ૧૦ મું.

### રુસ્તમખાનનો છેવટનો સંદેશ.

માસાહેબ શુદ્ધિમાં આવ્યા પછી કેટલીક વાર સુધી તો એકાદ દિવાની સ્ત્રી પેઠે આમ તેમ જોયા કર્યું. પોતે ક્યાં છે તેની પણ જાણે તેને શંકા આવતી હોયની! લૈલી તરફ તેણે કેટલીગે વાર સુધી એકી ટસે જોયા કર્યું પણ તે કોના તરફ જોઈ રહી છે તે તેના ધ્યાનમાં હોય એવું જણાયું નહિ. લૈલી તેને એક બે સવાલ પૂછી બોલાવવાનો પ્રયત્ન કરવા લાગી. પણ તેમાં તે ફાવી નહિ. હજુ તેને તે ઓળખીજ શકી નથી એવી લૈલીની ખાત્રી થઇ. તેણે તેને છેવટે ઉઠાડી બિછાનાપર લઇ જઇ બેસાડી તોપણ તે અતિશય ચમત્કારિક દૃષ્ટિએ આખી ઓરડીમાં નજર ફેરવતી હતી. હજુ તે સ્વપ્નજ જોતી હતી કે જાગ્રત સ્વપ્નમાં પડી હતી તે સમજવું ઘણું મુશ્કેલ હતું. અંતે તે બિછાનાપર પડી અને નાના બાળક પેઠે છૂટે મોઢે રડવા લાગી. લૈલી હૈયાસૂની બની ગઈ, લગભગ ચાળીસ પીસ્તાળીસ વર્ષ તેણે તેની સાથે ગાળ્યાં હતાં એટલા સમયમાં તેના જીવનમાં અનેક પરિવર્તનો થયાં હતાં. પણ આજના જેવો વિલક્ષણ પ્રસંગ કદિપણ આવેલો નહિ હોવાથી તે ઘણી ગભરાઈ ગઇ. આવીજ જાતનો એક બનાવ લગભગ ત્રીસ વર્ષ પૂર્વે

બનવાનું લૈલીને યાદ આવ્યું. પણ તે વખતે પાછળથી તે આવી દિવાની જેવી ન્હોતી જણાઇ એમ પણ તેને લાગ્યું. માસાહેબ રડવા લાગી. ત્યારે લૈલીએ તેને નાના પ્રકારે સમજાવવા માંડી—જૂદા જૂદા પ્રશ્નો પૂછયા પણ તેના તરફથી એક પણ જવાબ મળ્યો નહિ. અંતે તે ઉશીકાપર હાથ મૂકી પડી રહી. આવી રીતે માસાહેબને રડતાં લૈલીએ કદિ પણ જોઇ ન્હોતી, અને આજે આવો પ્રકાર જોઇ તેને કંઇનું કંઈ થઇ ગયું. કોઇ વૈદ્ય હકીમને બોલાવવાનો વિચાર કર્યો પણ વૈદ્ય યા હકીમ કયાં રહેતો હતો તેની પણ તે બિચારીને ખબર ન્હોતી. અને કોઇને બોલાવવા નોકરને તો બોલાવી લાવે ખરી પણ તેમ કરવું પોતાની શેઠાણીને પસંદ પડશે કે કેમ તે વિષે તેને શંકા હતી. આમ તે બિચારી વિલક્ષણ મુઝવણની જાળમાં ફસી પડી. તેણે માસાહેબને હમણા નહિ ઉઠાડવાનો નિશ્ચય કર્યો.

માસાહેબ તંદ્રામાં પડી હતી. થોડીકવાર પછી તેણે લૈલીને કહ્યું: " નજીરને અહિં બોલાવ. "

આ શબ્દો તેના મુખમાંથી બહાર પડતાજ લૈલીને અત્યાનંદ થયો. પોતાની શેઠાણીને ગાંડપણ લાગ્યું છે એવી તેને જે શંકા આવી હતી તેનું આ હુકમથી નિરસન થયું. એ આનંદને લીધેજ તેને જરા વાર થઇ એટલે માસાહેબે તેને તરત કહ્યું:

"મેં તને કહ્યું તે સાંભળ્યું નહિ કે ? નજીરને બોલાવ નજીરને."

લૈલી તરત ઉભી થઇ અને તે નજીરને બોલાવી લાવી. નજીર આવતાજ માસાહેબે તેને પૂછયું:

" તારો શેઠ રાત્રે કયારે આવ્યો ? હજુ ઉંઘે છે કે ઉઠયો છે ? કરીમબક્ષ આવ્યો કે નહિ ? તેને એટલી વાર કેમ લાગી ? તમને સોંપેલું કામ કરવાનું રૂચતું નથી કે કેમ ? " એમ એક પછી એક પ્રશ્ન પૂછવા શરૂ કર્યા.

નજીરને જવાબ આપવાનો વખતજ મળ્યો નહિ. પણ છેવટનો સવાલ પૂછી તે જરા થોભી એટલામાં તે વચ્ચે બોલ્યોઃ

" માસાહેબ! શેઠ સાહેબ ગઇ રાત્રે ગયા છે તે પાછા આવ્યાજ નથી."

" પાછા આવ્યાજ નથી " એ શબ્દ સાંભળી માસાહેબને વીજળીનો આંચકો લાગવા જેવું થયું અને તે એકદમ પલંગપરથી ઉતરી તેની સામે જઇ બોલીઃ

" શું ? રણમસ્ત હજુ આવ્યોજ નથી ? અને કરીમબક્ષનું શું થયું ?"

"તે પણ હજુ આવ્યો નથી" નજીરે શાંતપણે જવાબ આપ્યો.

" તે પણ હજુ આવ્યો નથી ? તે પણ હજુ આવ્યો નથી ? તું બોલે છે શું ? તે પણ હજુ આવ્યો નથી ?" માસાહેબે આવેશમાં એકનો એક પ્રશ્ન ત્રણવાર પૂછ્યો.

નજીરે અત્યંત નમ્રતાથી જવાબ આપ્યોઃ

" જી સરકાર! હજુ તે પણ આવ્યો નથી. "

તે સાંભળતાંજ માસાહેબ અત્યંત ચકિત થઇ સ્તબ્ધ ઉભી રહી. તે કંઇ વિચારમાં પડી હોય એવી જણાઇ. તેણે કહ્યુંઃ

" નજીર ! તું હમણાં ને હમણાં જા ને વિજયનગરના રસ્તા પર તિરૂમલ્લની ધર્મશાળા છે ત્યાં જઇ ત્યાં કરીમબક્ષ હોય તો તે જોઇ આવ. અમે તેનો ઘોડો લઇ જા. રસ્તામાં કોઇ જગ્યાએ ખોટી થતો નહિ. સીધો ત્યાં જા. તને ત્યાં અથવા રસ્તામાં કરીમબક્ષ મળશે. જા. મારા મ્હો તરફ જોયા ન કર. જલદી જા."

નજીર તાબડતોબ જવા નીકળ્યો. લૈલી આ શું ઘોટાળો છે તે સમજી શકી નહિ. નજીર જવા પછી તેણે માસાહેબને પૂછ્યુંઃ

" કરીમ ત્યાં શા માટે ગયો છે ? ક્યારે ગયો ? આ છે શું ? તમે કેમ આવાં થઇ ગયાં છો ?"

માસાહેબે તેને કહ્યું:

" તું મને બીજા બે ત્રણ દિવસ કંઇ પણ પૂછીશ નહિ મારા મનને જે દુ:ખ થાય છે તે પૂરતું છે. હવે તું વધુ દુ:ખી ન કર. હવે હું દિવાની થઇ જઇશ. જે દિવસ ગયા તેના કરતાં ખરાબ દિવસ આવવાના છે. મને જરા દુધ લાવી આપ. આ કાલથી મારૂં મગજ ઠેકાણે નથી. વખત આવે હું તને બધું કહીશ. તને કલ્લા વિના થોડું ચાલવાનું છે ! દુધ લાવેછને ! "

લૈલી બિચારી ગુપચુપ ચાલી ગઇ. પોતાનો પુત્ર રાતનો ગયો છે, અને હજુ પાછો આવ્યો નથી એ કાંઈ સારાં ચિન્હ નથી એવું લાગવાથી માસાહેબનું મન અત્યંત અસ્વસ્થ થયું હતું. તેણે તેને ગઇ કાલે જે કહ્યું હતુ તેથી ગુસ્સે થઈ તે પોતાનો ત્યાગ તો નહિ કરી ગયો હોય ! પણ તે ક્યાં ગયો હશે ? પોતાને આવી રીતે છોડી જવા જેટલો તે નિષ્ઠુર થયો હશે એમ ? તેણે તેને માટે કેટલું કષ્ટ વેઠયું, તેને આ સ્થિતિમાં આણી મૂકયો તે માટે તેના મનમાં જરા પણ કૃતજ્ઞભાવ નહિ ઉત્પન્ન થાય ? તેમો આજ સુધીનો માતૃ પ્રેમ ક્યાં નાસી ગયો ? તે એકદમ માનેજ ભૂલી જશે ? નહિ. નહિ. તે આમ તેનો કદિપણ ત્યાગ કરે નહિ. ગુસ્સે થઇ બહાર ગયો હશે. પણ બે ચાર ઘડીમાં મગજ શાંત થતાં જરૂર પાછો આવશે. પોતાના પરનો તેનો દૃઢ પ્રેમ તે કદિપણ ભૂલી જાય નહિ એમ માની તે પોતાના મનનું સમાધાન કરવા લાગી. થોડી વારમાં લૈલી દુધ લઈ આવી. તે પીને પુનઃ તે આમ તેમ જોવા લાગી. તેના જીવને ચેનજ પડતું ન્હોતું. કોઇ માણસને પોતાનાપર સંકટ આવશે એવું અચાનક લાગતાં તેના મનને એક પ્રકારની જે યાતના થાય છે તેવીજ યાતના માસાહેબને પણ થતી હતી. શું દુ:ખ આવવાનું છે તે ન સમજાય, દુ:ખ કઇ જાતનું હશે તેની કલ્પના પણ ન આવે એટલે " દુઃખ શું આ વાનું હતું ?" એમ કરી તે મનને મનાવવાનો

પ્રયત્ન કરવાનો પણ પ્રયત્ન કરતી. પણ કંઈ નહિ. આફત આવવાનીજ છે એવી તેના મનની દઢ ખાત્રી થઇ ગઇ. તે હવે ઓરડીમાંજ નહિ પણ ઓરડીની બહાર પણ ભ્રમિષ્ટ જેવી આમથી તેમ ફરવા લાગી. પોતાના પુત્રની ઓરડી આગળ આવી. ઘરમાંથી બહાર નીકળી બાગમાં ગઇ, કુંજવનના ફાટક સુધી ગઈ અને ત્યાંથી વિજયનગરના રસ્તા તરફ દૂર સુધી નજર ફેંકી પણ તેને તેનો પુત્ર અથવા કરીમબક્ષ એમાંથી કોઇ પણ દેખાયો નહિ.

“ જો મારા બોલવાથીજ મારો પુત્ર મને છોડી ચાલી ગયો હોય તો હવે જીવનમાં બાકી શું રહ્યું ! તે જો ખરેખર મને છોડી ગયો હશે તો હું ક્યાં જઇશ ? જીવી કેમ શકીશ ! મેં શું શું ધારણા રાખી હતી ! તેને હાથે કેવાં કેવાં કામો કરાવવાની આશા રાખી હતી ! અને આખરે આ શું થયું ! ગમે તેવી ખટપટ કરી મારી યોજના મેં પાર પાડી. આખરે તેને હું કુંજવનમાં લઈ આવી. અને તેને હાથે છેવટનું કામ પાર પડાવવાનો વિચાર કરતી હતી. આજે નહિ, આવતી કાલે કરીશ, એવા વિચારમાં દહાડાપર દહાડા કહાડતી હતી. પછી બીજોજ ભળતો પ્રસંગ બન્યો અને મારા મનમાં જેવી લાગણી થતી હતી તેજ પ્રમાણે કરવાની તેણે પ્રતિજ્ઞા લીધી પણ એ પ્રતિજ્ઞા પૂરી કરવા માટે જે સહાય જોઇએ તે ન મળતાં તેનું અપમાન થયું. મેં જો તેને સઘળી વાત કહી હોત, આજે કહું, કાલે કહું એમ ન કરતાં યોગ્ય વખતે તેને બધું કહી દીધું હોત તો આવો પ્રસંગ ન આવત. તેણે પોતાની પ્રતિજ્ઞા પાર પાડી હોત. મારા મનમાં છે તે કરતાં પણ તેણે વધુ ભયંકર વેર લીધું હોત. હવે તે વેર ભૂલી જઇને વેરીની સાથેજ હળીમળીને ચાલે છે, તેની સાથે મિત્રભાવે કંઇ ખટપટ કરી રહ્યો છે, મને

પૂછ્યા વિના વખત કવખતે તેને મળવા જાય છે. પ્રભુનીજ આ અકળગતિ છે એટલે મારે શું કરવું?" આવા અનેક પ્રકારના વિચાર તેના મનમાંથી પસાર થવા લાગ્યા.

"મને તેણે પૂછ્યું ત્યારેજ મેં તેને બધી વાત કેમ ન કહી દીધી? તેણે મારો તિરસ્કાર કર્યો હોત પણ એની સાથે આમ મૈત્રી તો ન કરી હોત. તેણે મારો ત્યાગ કર્યો હોત પણ એ માણસપર વેર તો જરૂર લેત. હવે એવું બનશે નહિ. આજે તે મારો ત્યાગ કરી ગયો છે. અને તે દુષ્ટના મોહપાશમાં સપડાઈ જેવો ગયો છે. હવે તે પાછો આવે કે તરત તેને બધી વાત કહું એટલે તે કોની સાથે મૈત્રી બાંધે છે. તે તેની જાણમાં આવે ને તેના દીલમાં વૈરાગ્નિ સળગે. પછી સઘળું મારી ઇચ્છા પ્રમાણે થશે." એવું પણ તેના મનમાં આવ્યું: "પણ હવે આ બધું તે તેના પાછા આવવા પર આધાર રાખે છે. તે પાછો આવશે તો બધું ઠીક થશે. પણ જો પાછો નહિ આવ્યો તો! તો–તો–તો–શું કરીશ? તેની તપાસ કરીશ–ગમે તેમ કરી તેને શોધી કાઢીશ, તેને મળીશ અને લાજ–મર્યાદા સઘળું છોડી તેને બધી વાત કહીશ પણ એને હાથેજ તેને સજા કરાવીશ. કરેલાં કામનો બદલો–આટલા વર્ષે પણ તેને આપીશ અને તેને પશ્ચાતાપ કરાવીશ. તેને તેના દુષ્ટ કૃત્યનું સ્મરણ પણ નથી. તે તો મહા આનંદમાં મહાલે છે. તેણે મારી તપાસ કે પૂછપાછ કર્યા વિના પોતાની મહત્વાકાંક્ષા પાર પાડી આવું મોટું રાજ્ય હાથ કર્યું. છે. આસપાસના ત્રણ ચાર મુસલમાની રાજ્યો સાથે ટક્કર ઝીલી રહ્યો છે. એ માણસને તેના દુષ્ટ કૃત્યનું સ્મરણ થાય એવું કરીશ. પ્રેમ જ્યાં સુધી પ્રેમસ્વરૂપજ હતો ત્યાં સુધી તેણે તેનું સુખ ભોગવ્યું પણ એજ પ્રેમને પોતાની દુષ્ટતા તથા સ્વાર્થ પરાયણતાથી તેણે કરમાવી નાખ્યો એટલે હવે તેના દ્વેષનું–લાંબા કાળના દ્વેષનું ભયંકર સ્વરૂપ કેવું હોય છે તે પણ હું તેને બતાવીશ.

મારા જે પ્રેમથી તે સ્વર્ગસુખ ભોગવતો હતો તેજ મારા પ્રેમને. આટલા દિવસ દીલમાં ને દીલમાં બાળી નાખી તેણે જે દ્વેષાગ્નિ સળગાવ્યો છે તેની ઝાળ તેને નરકયાતના ભોગવાવશે. પણ એ બધી વાત બાજુએ રહી અને આ ભળતોજ બનાવ બન્યો. રણુમસ્તખાન તેનો હડહડતો દુશ્મન થવાને સ્થાને મિત્ર બની બેઠો. આ વિચિત્ર ઘટનાને શું નામ દેવું ? શું કરવું ? આ સઘળાનું કારણ શું ? કારણ હું પોતેજ. બીજું કોણ ! મેંજ આજે કરૂં, કાલે કરૂં એમ કર્યા કર્યું એજ મારી ભૂલ. એ ભૂલ જો ન કરી હોત તો આ વખત નહિ આવત. તેણે પૂછ્યું ત્યારેજ લૈલી પાસે ન કહેવડાવતાં મેંજ બધું કહી દીધું હોત અગર લૈલી દ્વારા પણ પૂરતી હકીકતથી તેને વાકેફ કરી દીધો હોત તો તેમાં શી હરકત હતી ! પણ હું બ્હીધી. મારે પોતાને માટે તેના મનમાં કેવી લાગણી થશે એવા વિચારથી મને ઘણો ભય લાગ્યો. એજ ભૂલનું આ પ્રાયશ્ચિત કરવું પડે છે અને મારે તે કરવુંજ જોઇએ."

આવા અનેક વિચાર કરતી માસાહેબ આખા બગીચામાં ધીમે ધીમે આમ તેમ ફરવા લાગી. નજીરને મોકલ્યો પણ તે જલદી કેમ ન આવ્યો ? તેને કરીમ રસ્તામાંજ મળ્યો હશે. પણ નહિ મળ્યો હોય તો ક્યાંથી આવે ! આ પ્રમાણે પોતેજ સવાલ પૂછે. પોતેજ તેનો જવાબ આપે અને ઝાડની એક ઘટામાંથી બીજી ઘટામાં જાય. પુનઃ ફાટક સુધી જાય. કોઇ ન જણાય એટલે પાછી આવે. એમ જોત જોતામાં બપોર થઇ ગયો. સૂર્ય માથાપર આવ્યો તોપણ કોઇનો પત્તો નહિ. રણુમસ્તખાન નહિ. કરીમ નહિ. નજીર પણ નહિ. લૈલીને કંઈનું કંઇ થવાથી માસાહેબને તેણે કંઈ ખાવાનો આગ્રહ કર્યો. "સવારે તને મૂર્છા આવી હતી. તબિયત નરમ થઇ હતી. કંઈ દવા લીધી નથી. હવે જરા ખા તો ખરી." એમ લૈલીએ પ્રેમાળ સ્વરે તેને કહ્યું. પણ માસાહેબને ખાવાપીવાનું કે દવાદારૂનું

ભાન હોય તો લેને ? " મને કંઈ નથી જોઇતું મારૂં ખાવાપીવાનું પૂરૂં થયું " એમ કહી તેણે તેને ધુતકારી કાઢી. લૈલીને શું કરવું તેજ સૂઝયું નહિ. તે અનેક રીતે તેને વિનવવા લાગી પણ " છોકરાની તપાસ લાગ્યા સુધી અન્નપાણી હરામ છે. તે મારાપર ગુસ્સે થઈ ગયો છે, તેની તપાસ કરાવીશ, તેની મુલાકાત લઈશ, તેને જે કહેવાનું છે તે કહીશ ત્યારેજ અન્નપાણી લઇશ. એકવાર દુધ પીધું છે તેટલું બસ છે. " એમ તેણે કહ્યું. છેવટે લૈલીએ કહ્યું: " ઠીક. નથી ખાવું તો કંઇ નહિ. પણ આ બપોરી કાળે રખડો ના-અંદર ચાલો. મોકલેલા માણસો પાછા આવશે એટલે તમને કહેવા નથી આવવાના કે તમે પોતે આમ રખડો છો ? તેઓ આવશે કે બધી ખબર પડશે. "

આ વાત પણ માસાહેબે સાંભળી નહિ. એટલે લૈલીનો મીજાસ ગયો. મા પોતાની દીકરીપર ગુસ્સે થાય તેવી રીતે લૈલી જરા ઉંચે સ્વરે બોલી ત્યારે માસાહેબને પોતાનું બાળપણ યાદ આવ્યું અને તે ચુપચુપ ઘરમાં ગઇ. તેનું શરીર પણ તાવથી ગરમ થયું હતું. તે જે કાંઇ કરતી હતી તે ઝુમમાં ને ઝુમમાંજ કરતી હતી પણ એવી ઝુમ કેટલીવાર ચાલે ? ઘરમાં જતાંજ તેનો જુસ્સો નરમ પડયો અને તેણે બિછાનાનો આશરો લીધો. તેના મનમાં એક સરખી અશાંતિ ચાલુ હતી. વાતવાતમાં સાંજ પડી. સૂર્યાસ્ત થઇ ગયો. પણ રણમસ્તખાનનું ઠેકાણું ન્હોતું. કોઈ નોકર પણ પાછો આવ્યો નહિ. હવે તેણે પોતે ગયા વિના છૂટકો ન્હોતો. પણ ક્યાં જાય ? તે અમુક ઠેકાણે છે એવી ખાત્રીભરી ખબર મળે તો જાયને ? તે બિચારીની દશા કરૂણાજનક થઈ પડી.

આખરે નજર આવવાની ખબર લૈલીએ આપી. નજીર હાંફતો હાંફતોજ આવી માસાહેબ સામે ઉભો. તેનાથી ઝટ બોલાયું નહિ.

માસાહેબે તેને આંખના ઈસારાથી તે શું ખબર લાવ્યો છે તે કહેવાનું કહ્યું.

શ્વાસ લેતો લેતોજ નજીર બોલ્યો:

" માસાહેબ, મારી પાછળજ કરીમ આવે છે. તે સઘળી વાત તમને તદ્દન એકાંતમાં કહેવા માગે છે."

તે સાંભળી માસાહેબ એકદમ બિછાનાપર બેઠાં થયાં અને કહ્યું:

" તે જે કહેવાનો હશે તે કહેશે. પણ રણમસ્તખાન આવ્યો કે ? તે કુશળ છેને ? "

" તેની મને કંઈ ખબર નથી. પણ નવાબસાહેબ કરીમની સાથે તો નથી. તેઓ ક્યાં છે તે હું નથી જાણતો. "

નજીરનું આ વાક્ય પૂરૂં થયું–ન થયું એટલામાં ક રીમ આવવાની ખબર મળી. તરતજ માસાહેબે બધાને રજા આ કરી. અને પોતાની પાસે બોલાવ્યો. કરીમે આવી ત્રણવાર કુર્નિશ બજાવી અને હાથ જોડી બોલ્યો:

" માજી ! ગરીબ પરવર ! ગુલામની મોટી ભૂલ થઇ છે. મને ક્ષમાદાન આપો પછી વાત કરીશ."

માસાહેબે ફક્ત " બોલ. બોલ " એટલુંજ કહ્યું. ત્યારે તેણે રૂમાલથી પોતાના હાથ બાંધી વિનંતી કરી:

" ગરીબ પરવર ! માલીકસાહેબે આપને છેવટનો સંદેશો કહેવરાવ્યો છે તે હું કઇ જીભે કહું ? "

" છેવટનો સંદેશ ? " માસાહેબે એકદમ ગભરાઇને કહ્યું.

" અરે ! મારો રણમસ્ત ખુશીમાં છેને ? છેવટનો સંદેશ– એનો અર્થ શો ? બોલ. પહેલાં તે મઝામાં છે કે નહિ તે કહે. પછી સંદેશની વાત."

" હા, માસાહેબ ! માલીક છે તો ખુશખુશાલ. ચૈન કરે છે–આનંદમાં છે. પણ તેઓ પુનઃ આપની નજરે પડશે નહિ."

" ક્યાં છે ? તે ક્યાં છે ? મને જલદી કહે. "

" તે વિજયનગર ગયા. માસાહેબ ! હું તમારી આજ્ઞા પ્રમાણે તિરૂમલ્લની ધર્મશાળામાં જઇ વાટ જોતો બેઠો. પ્રથમ તો મને ધર્મશાળામાં કોઇએ દાખલ થવા દીધો નહિ. પણ અણીને વખતે મને યુક્તિ સુઝી અને મેં રખેવાળને કહ્યું કે " મને રણમસ્તખાનેજ મોકલ્યો છે. તે પાછળ આવે છે. " મેં ખોટુંજ તીર ઉડાવ્યું પણ તે આબાદ લાગ્યું. મારૂં બોલવું સાંભળી તેણે મારી સાથે માનભરતબાથી વર્તવા માંડયું. ત્યારે મેં પણ જાણે મને સઘળી ખબર હોય તેમ તેને કહ્યું: " રામરાજા ક્યારે આવવાના છે ? કાલની વખતે. " તે સાંભળી રખેવાળે કહ્યું: " હા. વરદી તો એવીજ છે. " પછી હું રખેવાળો સાથે મળી હુક્કાપાણી ઉડાવવા લાગ્યો એટલામાં રામરાજા આવવાની ખબર મળી. એટલે બધા પોતપોતાને કામે લાગી ગયા. મુખ્ય રખેવાળને રામરાજાએ તેની ભાષામાં કંઇ પૂછયું એટલે તેણે મારા તરફ આંગળી કરી કાંઈ કહ્યું. રામરાજા અત્યંત તીક્ષ્ણ નજરે મારા તરફ જોઇ રહ્યો. હું તદન સ્વસ્થ રહ્યો એટલે તેણે મને પાસે બોલાવી પૂછયું:

" તમને આજે તેમણે આગળ કેમ મોકલ્યા ? તેમને આવતાં મોડું થાય એમ છે ? ''

" મેં તેને ' હા. જરા મોડું થશે. ' એટલુંજ કહ્યું. એક વાત છૂપાવવા માટે વારંવાર જૂઠું બોલવું પડે છે તેવી મારી સ્થિતિ થઈ. ખાનસાહેબ આવી પહોંચે અને તેમને મારા કામની ખબર પડે તો મારી કેવી દશા થશે તેનું મને ભાનજ રહ્યું નહિ. છેવટે મારા દુર્દૈવે નવાબસાહેબ આવી પહોંચ્યા. તેમને આવેલા જોતાંજ મારા હાંજા ગગડી ગયાં. હું પાછળ હઠવા લાગ્યો. એટલામાં રામરાજાના શબ્દો મારે કાને અથડાયા. ' તમારો માણસ હમણાંજ આવ્યો...... ",

" તે કંઇ આગળ બોલવા જતો હતો તેવામાં નવાબસાહેબજ બોલી ઉઠયા: ' મારો માણુસ ? મારો માણુસ કોણ ? મેં કોઇ માણુસ મોકલ્યોજ નથી. કયાં છે તે ? "

" થયું. મારા બાર વાગી ગયા. મને કયાં છૂપાઇ જાઉં એવું થયું. પરંતુ લાચાર ! તરત મને તેમની આગળ ખડો કરવામાં આવ્યો. મને..."

માસાહેબ આટલીવાર ચુપચુપ વાત સાંભળી રહી હતી. તે મૌન તોડી બોલી:

" મૂર્ખા ! તું આવો પાગલ હશે એવી મને ખબર ન્હોતી. વારૂ પછી ? "

" પછી શું ? મને તેમની સામે લઈ જતાંજ તેમણે મને ઓળખ્યો અને મને ધમકાવીને પૂછયું: ' કોણે તને મારાપર જાસુસી કરવા કહ્યું હતું ? માસાહેબેને ? હા. તેમણેજ. ખોટું ન બોલ. તારા ચહેરાપરથીજ જણાઇ આવે છે. ઠીક છે. હવે ચોરી છૂપીથી કરવાની શી જરૂર છે ? તારી સાથેજ તેમને સંદેશો મોકલું છું...આને થોડીવાર કબજામાં રાખો. હું બોલાવું ત્યારે મારી પાસે લાવજો. '

" એમ કહી તે રામરાજા સાથે એકાંતમાં ગયા. કેટલીકવાર તેમણે મસલત કરી. પછી પુનઃ નવાબસાહેબે મને પોતાની સમક્ષ બોલાવી કહ્યું: ' ગુલામડા ! તને મેં એકાદ ઝાડની ડાળીએજ ટાંગી રાખ્યો હોત. પણ નહિ. તેથી બહુ અગત્યનું કામ મારે તારી પાસે લેવું છે. જો હું કહું તે બરાબર ધ્યાનમાં રાખ. એક પણ [illegible] ભૂલતો નહિ. માસાહેબને શબ્દે શબ્દ યાદ રાખીને કહેજે. [illegible]

કહેજે કે હવે મારો તમારો મેળાપ થશે નહિ. હું તમને છોડું છું. વિજાપુરની નોકરી છોડું છું. હું હિંદુ રાજાનો—રામરાજાનો નોકર બન્યો છું. હું વિજાપુરના બાદશાહ પર—સઘળાં મુસલમાની રાજ્યો પર ચઢાઇશ. વળી તેમણે મને કહ્યું કે માસાહેબને કહેજે કે તમે મારા પર જાસુસ રાખી જેટલું જાણ્યું હોત તેના કરતાં વધુ સ્પષ્ટ રીતે આ વાત હું તમને કહેવડાવું છું. ”

આ સાંભળી માસાહેબને દશે દિશા શૂન્ય ભાસવા લાગી.



# પ્રકરણ ૧૧ મું.

## હવે શું કરવું ?

પોતાની વાત સાંભળી માસાહેબ તેને કેવી સજા કરશે તેનો નેમ નહિ, તે શૂન્ય મનઃ સ્થિતિમાં છે એવામાંજ અહિંથી પલાયન થઇ જવામાં ડહાપણ છે, એવો વિચાર કરી કરીમબક્ષ ત્યાંથી ગચ્છંતિ કરી ગયો. માસાહેબ વિચાર કરતાંજ રહી ગયાં.

" આ શું ! મેં સાંભળ્યું શું ? મારી સામે આ કહે છે તે હું જાગૃત સ્થિતિમાં સાંભળું છું કે સ્વપ્નામાં ? મારો છોકરો, જેને જન્મથી મેં એક વિવક્ષિત હેતુથી મોટો કર્યો, હજારો દુઃખ વેઠી તેને જે હેતુની સિદ્ધિ માટે અહિં સુધી લઈ આવી, જેને હાથે અમુક કામ કરાવવાની મેં આશા રાખી હતી તેજ મારો પુત્ર મારી આશાને બાળીને ખાખ કરી નાખી, મને છોડીને કોની પાસે ચાલી ગયો ! તેણે કોની મૈત્રી કરી ? કોની સાથે વૈર બાંધ્યું ? અને આવો નિષ્ઠુર સંદેશો કોનાપર મોકલ્યો ! હવે મારે શું કરવું ? હવે જીવવામાં સાર શો ! ખુદા ! આટલા દિવસ તારી આરાધના કરી તે તદ્દન નકામી ગઇ કે ! આટલા દહાડા મને આશા શામાટે બતાવી ! આટલા દિવસ તેને મારે હાથે શામાટે મોટો કરાવ્યો ! એના કરતાં તો નાનપણમાંજ કાંઇ સારૂં માઠું થઇ ગયું હોત તો કેવું સારૂં

થાત ? હું તેની માયાના પાશમાં સપડાઇ ન હોત—ફક્ત તારેજ ચરણે, તારી ભક્તિમાં લીન થઇ જાત. પરવરદિગાર ! હું અનન્ય ભાવે તારી સેવામાં લીન નહિ થઈ, તારા જેટલોજ મેં મારા પુત્રપર પ્રેમ રાખ્યો તેની તો તું મને આ સજા નથી કરતો ને ? કેવી ભયંકર સજા ! ખુદ મારા છોકરાને હાથે—કે જેની પાસે એક પ્રબળ હેતુ સિદ્ધ કરાવવાની મેં આશા રાખી હતી—તેનેજ હાથે આવી ભયાનક સજા ! એના કરતાં તો મારૂં મોત આવત તો વધારે સારૂં થાત. ”

આવા વિચાર કરતાં કરતાં તેને એકાએક પેલા સ્વપ્નાની—સ્હવારે નજરે પડેલા સ્વપ્નાની—યાદ આવી. પહાડપરથી તેના પુત્રે તેને નીચે ધક્કેલી દીધી એવું તેણે સ્વપ્નમાં જોયું હતું તે ચિત્ર હમણાં તેની આંખ આગળ આવી ઉભું રહ્યું.

“ એ સ્વપ્ન પ્રમાણેજ આ બધું થયું. આ વાતની આગાહી આપવા તો એ સ્વપ્ન નહિ જણાયું હોય ? હા. એમજ હોવું જોઇએ. એ સિવાય એવું સ્વપ્નું આવેજ નહિ. આવી સ્થિતિમાં હવે શું કરવું ? કુંજવનમાં હવે કેમ રહેવું ? હવે મારે અહિં શો સંબંધ ? હવે મને અહિં રહેવા પણ કોણ દેશે ? અને રહેવા દે તોપણ મારાથી કેમ રહેવાય ? ત્યારે જવું પણ ક્યાં ? મારો પુત્ર શત્રુ પાસે ગયો. આવી સ્થિતિમાં મારે કોને મ્હો બતાવવું ? વિજાપુર જઇશ તો લોકો થૂ થૂ કરશે. સઘળા મારા તરફ આંગળી તાકી કહેશે કે ‘ આ ચાંડાળણીની શીખવણીથી બાદશાહે એના છોકરાને નાદાન વયમાં મોટી માનવંતી પદવી આપી અને બીજા કેટલાક પુખ્ત, વયોવૃદ્ધ નીપુણ કર્મચારીઓને બાજુએ રાખી રામરાજાના દરબારમાં વકીલ નીમી મોકલ્યો. પણ તે વિશ્વાસઘાતક નીવડયો. તેણે બાદશાહનું લુણ હરામ કીધું. તે આ કાળમુખીનો પુત્ર !–’ આવાં મ્હેણાં લોકો મારશે તેમાં નવાઇ શી ? રસ્તેરસ્તે પોતાને પણ

કલંક લગાડયું અને મને પણ: આવી દશામાં હું કયાં જાઉં ? પણ હવે જવાની પણ શી જરૂર છે ? જગતમાંજ રહેવાનું પ્રયોજન શું છે ? જીવીને હવે કયો હેતુ સાધવો છે ? જે કામ ત્રીસ વર્ષ પહેલાં કરવું જોઇતું હતું તે હવે શા માટે ન કરવું ? હવે આપઘાત કેમ ન કરવો ? તે વેળા હું એકલી ન્હોતી. મારા પેટમાં બીજો જીવ હતો. તેનો જીવ લેવાની છાતી ચાલી નહિ. આજે તેમ નથી. તે વખતે જૂદો વિચાર આવ્યો. નિરાળી આશા જન્મી. હવે શી આશા છે ? હવે આપઘાત કરવા સિવાય બીજું કંઇ પણ બને એમ નથી અને બીજું કાંઈ કરવું ઇચ્છનીય પણ નથી. જેને હાથે તેને શિક્ષા કરવાની આશા રાખી હતી તેનેજ હાથે તેણે મનેજ સજા કરી. તેણે શાની ? ઈશ્વરેજ–ખુદાએજ મને સજા કરી. મારે વેર લેવાનો હેતુ શા માટે રાખવો જોઇએ ? સજા કરવી એ પરવરદિગારનું કામ છે. તેને તેનું કામ ખરાબ લાગ્યું હોત તો તેણે તેને સજા કરી હોત. મેં મારે હાથે સજા કરવાની શા માટે ઇચ્છા કરી ? પરમેશ્વરનું કામ મેં શા માટે હાથમાં લીધું ? મારા જે અંતઃકરણમાં પ્રેમ સિવાય બીજી કોઇ લાગણીજ ન્હોતી તેમાં મેં દ્વેષનું બીજ શા માટે વાવ્યું ? એ બીજને પાણી પાઈ શા માટે અંકુરિત કર્યું ? તેનીજ મને આ સજા થઈ. હવે હું મારોજ જીવ આપીશ. જે થવાનું હશે તે તેની ઇચ્છા પ્રમાણે થશે.”

આવા હજારો વિચાર તેના મનમાં આવતા હતા. તે સ્તબ્ધ બેસી રહી હતી. તેની સામેથી કરીમ કયારે ચાલી ગયો તેની પણ તેને ખબર પડી નહિ.

લેલી તેની પાસે આવી તેનું પણ તેને ભાન ન્હોતું. લેલી આવી ખરી પણ તેની ચમત્કારિક મુદ્રા જોઇ તેને કાંઇ પૂછવાની તેની હિમ્મત ચાલી નહિ. સ્હવારથી તેની વૃત્તિજ કાંઇ ચમત્કારિક થઇ ગઈ હતી. માસાહેબના મનમાં ઉપર જણાવ્યા પ્રમાણે વિચારો

ધોળાતા હતા. પણ એવા વિચાર કેટલીવાર ચાલે? જે પ્રમાણે શરીરને તે પ્રમાણે મનને પણ થાક લાગે છે. થોડીજવારમાં તે ભાનમાં આવી. લેલીને તેણે જોઈ. તે શાંત વદને લેલી તરફ જોઇ બોલીઃ

" હવે મારો જન્મારો પૂરો થયો. મારા મનમાં કંઇ હતું અને પરમેશ્વરના મનમાં કંઇ બીજુંજ હતું. તેણે તેની ઇચ્છા પ્રમાણે કર્યું. હવે આગળ શું કરવું તે બેચાર ઘડી પછી નક્કી કરી તને કહીશ. પુનઃ ગુપ્ત વાસ કર્યા સિવાય છૂટકો રહ્યો નથી. હવે હમ્મેશ માટે ગુપ્ત વાસ કરવો પડશે. જ્યાંથી આવ્યાં ત્યાંજ પાછી ચાલ. જાણે વચમાંના વખતમાં કંઇ બન્યુંજ ન હોય તેમ સમજ."

આટલું કહી તેણે જરા હસવાનો પ્રયત્ન કર્યો પણ તેનું હાસ્ય ઉપર ઉપરનુંજ હતું તે લેલીના ધ્યાન બહાર ન્હોતું. લેલી તે પરથી તેને કંઈ કહેવા જતી હતી એટલામાં તેણે તેને બોલતી અટકાવી કહ્યુંઃ

" તું હવે કંઈ બોલીશ નહિ. કંઇ કહેવામાં સાર નથી. ત્રીસ પાંત્રીસ વર્ષ પહેલાં આજ કુંજવનમાંથી આપણે 'કોઇ પણ જગ્યાએ' ચાલી જવાનો વિચાર કરી ચાલી ગયાં તેમ આજે પણ કોઇ પણ જગ્યાએ-વિશ્વના કોઇપણ ભાગમાં ચાલી જશું. સમજી? તે દિવસે તેં મને 'ક્યાં જશું, શું કરશું' વિગેરે કંઇ પણ પૂછ્યું ન્હોતું તેમ આજે પણ ન પૂછ. વખત આવે તને બધી ખબર પડશે. સમજી ગઇ? જા. હવે મને કંઈપણ પૂછતી નહિ. એક બોલ પણ નહિ."

નાનપણથી માસાહેબની આવી દઃ નિશ્ચયી વૃત્તિથી લેલી પરિચિત હતી. માસાહેબ ફાવે તેમ બોલે અને લેલી ગુપચુપ તે સાંભળી લે. બહુબહુ તો તે જરા મનમાં બબડે. લેલી તેના કરતાં વૃદ્ધ હતી તોપણ તેને આમ ગુપચુપ સાંભળીને બેસી રહેવું પડતું. શું કરે બિચારી!

તે શું કરે બિચારી ? એમ અમે કહીએ છીએ છતાં તેણે કંઇજ કર્યું નહિ એમ ન્હોતું. તેણે માસાહેબને કંઇ પૂછ્યું નહિ પણ નોકરચાકરોને પૂછી સઘળી હકીકત જાણી શકાશે એમ માની તેણે કરીમ, નજીર વિગેરેને મળી શુ બન્યું હતું તે પૂછી લીધું અને તેને સઘળી માહિતિ મળી ગઇ. તે સાંભળતાં તેના હૃદયપર પણ વજ્રપ્રહાર થવા જેવું લાગ્યું. માસાહેબનો હેતુ શો હતો અને આ થયું શું એમ તેના મનમાં પણ આવ્યું. નોકરચાકર એટલે કોણ ? તેમના મનમાં કોઇ વાત રહે ખરી ? અને જે બનાવ બન્યો હતો તે કેટલી વાર ગુપ્ત રહી શકે તેમ હતું ? પોતાનો માલીક બાદશાહની નોકરી છોડી, ફીતુરી થઇ હિંદુરાજાને જઈ મળ્યો એ ખબર— એ દુષ્ટ ખબર કોણ ગુપ્ત રાખે ? જોતજોતામાં એ વાત એક મ્હોડેથી બીજે ને બીજેથી ત્રીજે જવા લાગી. કેટલાકોએ તો એ વાત બીજા વઝીરના નિવાસસ્થાનમાં જઇને તેના નોકરોને પણ કહી. ત્યાં સઘળા એમજ કહેવા લાગ્યા કે, ‘ આવું કાંઇ બનશે એમ અમને લાગતુંજ હતું. બન્ને ગુપ્ત રીતે મળે, રામરાજા કોઇ માણસ વગર એકલો કુંજવનમાં જાય એનો અર્થ શું ! તે સમજવાને કાંઇ અલૌકિક બુદ્ધિની જરૂર ન્હોતી. પણ અમારા માલીક અને બાદશાહ આ વાત સમજી શક્યા નહિ તેની અમને ભારી અજાયબી લાગે છે. આજ સુધી હિંદુરાજાનો પરાભવ કરવાની કાંઇ પણ આશા હતી પણ હવે તો તે પણ રહી નહિ. અહિંનાં સઘળાં કાવત્રાંની વાત એ છોકરો રામરાજાને કહી દઇ તેના સૈન્યની એવી વ્યવસ્થા કરી નાખશે કે જેથી આપણી મહેનત પાણીમાં મળી જશે. ”

કોઇએ કહ્યું:

“ કોનો છોકરો—કેવી ઓલાદનો—અને બાદશાહે તેને કેટલેક અખત્યારી મૂક્યો ! મોટા મોટા મુત્સદીઓને બાજુએ રાખી આવી મહત્વની કામગિરી પર એને મોકલ્યો ત્યારેજ કેટલાક રાજનીતિજ્ઞોને

આવું ભવિષ્ય ભાખ્યું હતું. પણ બાદશાહ ભોળવાઈ ગયા હતા. એની માએ બાદશાહને ભુરકી નાખી ભમાવ્યા હતા. શું તેની બડાઈ! પંજાબના અમુક ખાનદાનની છું એમ કહી તે આવીઃ રહેણી કરણી ઓલિયા જેવી, જ્યાં ત્યાં ભજનની ધુન અને માસાહેબ કહે તેજ બ્રહ્માક્ષર એવી સ્થિતિ આવી ગઈ. કેટલાકોએ ભાવી ભાખ્યું કે માસાહેબના આ પુત્રને હાથેજ હિંદુરાજાનો નાશ થશે! હિંદુરાજ્યનો અંત આવશે! પરવરદિગારની એવી ઇચ્છા છે! જુઓ હવે પરમેશ્વરની કેવી ઇચ્છા હતી તે? રામરાજાનુંજ એ બધું પહેલાંથી ગોઠવી રાખેલું કાવતરૂં નહિ હોય એમ કેમ કહી શકાય! તે મહા ઉસ્તાદ છે. તેણેજ આ કાવતરૂં રચી રાખ્યું હોય એ સંભવિત છે. ના કેમ કહેવાય?"

આ પ્રમાણે જેના મ્હોમાં જે આવ્યું તે તે બોલવા લાગ્યા. એક બાબતમાં બધા એકમત થયા કે માસાહેબને બધા મોટી સતી માને છે પણ વસ્તુતઃ તે તેવી નથી. આ કાવત્રાંમાં તે કદાચ તેના પુત્ર સાથે મળતીઆણ હોય એ પણ સંભવિત છે. લોકમત એક જાતના પવન જેવોજ હોય છે. તે ક્યારે કઈ દિશાએ વાવા માંડશે તેનો નિયમ શો? એકવાર એક દિશાએ વા વાવા લાગ્યો કે પછી તેજ દિશાએ ચાલુ રહે છે. એવોજ પ્રકાર હવે માસાહેબ અને તેના ચિરંજીવ સંબંધમાં બન્યો. ખુદ માસાહેબના નોકરચાકરોમાં પણ એ જાતની વાત થવા લાગી અને તે લૈલીના કાનપર આવી. લૈલી બિચારી શું કરે? તેને વસ્તુસ્થિતિ શી હતી તેની ખબર હતી. અને તે પ્રમાણે તે મુખ્ય વાત ન કહેતાં માસાહેબની તરફેણમાં બોલવા પણ લાગી. પણ તેનાપર હવે કોણ ભરોસો રાખે! માસાહેબને પણ પોતાના પુત્રનું આવું વર્તન જોઈ ભયંકર પ્રહાર થયો છે. તેનો હેતુ તદ્દન જુદોજ હતો. તેના મનમાં પોતાના પુત્રને હાથે હિંદુરાજાને શિક્ષા કરાવવાની ઇચ્છા હતી. એમ તે જેને તેને

કહેવા લાગી. પણ સઘળા તેને ભોળી કહી તેની મશ્કરી કરવા લાગ્યા. એક બે જણ તો એટલી હદ સુધી ગયા કે, 'બુદ્ધી ભોળી શાની? લબાડ છે. તેને મૂળથીજ આ દગાખોર કાવત્રાંની ખબર હોવી જોઇએ' એમ બોલવા લાગ્યા.

આ બાજુ માસાહેબ એકાંતમાં બેસી ભાવીનો ભયંકર વિચાર કરતાં હતાં. હવે કયાંય પણ જવામાં સાર નથી. પોતાનું દુઃખ વીસરવા માટે આસપાસની પરિસ્થિતિ બદલી શકાશે પણ અંતરની સ્થિતિ બદલવી શકયજ ન્હોતી. પોતાની આસપાસની જગ્યા પોતે પોતાની સાથે લઇ જવાની નથી, અહિંનાં દશ્યો પણ સાથે આવવાનાં નથી પણ મન તો પોતાની સાથેજ આવશે. એટલે તેના દુઃખમય વિચારો-જેનો આધાર આસપાસના દેખાવો તથા સ્થળપર જરાય નથી-તે તેને છોડી જવાના નથી. તે જ્યાં જશે ત્યાં તેના વિચારો તેની સાથેજ જવાના છે. આવી સ્થિતિમાં આ સ્થળ છોડી જવાનો અર્થ શો? જગત્‌માંથી નષ્ટ થવામાંજ કાંઇક અર્થ છે. એવો વિચાર તેના મનમાં એકસરખો ઘોળાવા લાગ્યો. જગત્‌-માંથી ચાલી જવા માટે શું કરવું? એ વિચાર પણ આવ્યો. જરા ગુંચવાઈ પણ એ ગુંચ ઉકેલતાં તેને વધુવાર લાગી નહિ. તેને કુંજવનમાંની પુષ્કરિણિ જાણે તેને એકવાર પોતાની પાસે બોલાવતી હોય એમ લાગ્યું. એ પુષ્કરિણીમાં પડવાથી તેમાંનું અથાગ જળ તેને આ દેહથી વિમુક્ત કરશે અને આ દેહથી વિમુક્ત થઇશ એટલે શરીરની સઘળી સ્મૃતિ, સર્વ સુખદુઃખોનો પાર આવી જશે-જેને માટે અને જેને હાથે જે હેતુ સાધવા માટે તેણે આટલાં વર્ષ લોહીનું પાણી કરી નાંખ્યું હતું, તેજ આજે તેને પહાડપરથી નીચે ભયંકર ખાઇમાં ધકેલી મૂકવા જેવું કરી ચાલી ગયો ત્યારે હવે રહ્યું શું! તેણે સ્વપ્નમાં જે જોયું હતું તેવોજ ભાવ તેના મનમાં ખરેખર હોવો જોઇએ. તો હવે એ વાતને પ્રત્યક્ષ સ્વરૂપ આપવા

માટે શામાટે પાછી પાની કરવી ? હવે એજ રસ્તો લેવો. એવો વિચાર કરી તેણે મનમાં પક્કો નિશ્ચય કરી દીધો કે, હવે પોતાનું મ્હો જગત્‌માં કોઇને બતાવવું નહિ. પુષ્કરિણીમાં પડી અદૃશ્ય થઈ જવું.

આવો નિશ્ચય કર્યા પછી તેના મનમાં એક પ્રકારની શાંતિ આવી અને તે શાંત સ્થિતિમાં તેણે પ્રાણ ત્યાગ કરવા પહેલાં શું કરવું તેનો વિચાર કરવા માંડયો. પ્રથમ વિચાર એ આવ્યો કે પોતે રણમસ્તખાનને ખરી હકીકત કેમ ન કહેવી ? પોતે પ્રાણત્યાગ કરે છતાં જો ખરેખરી હકીકત તેની જાણમાં આવે તો તેનું મન ફેરવાઈ જશે અને તે કોનો મિત્ર થયો છે તેનું તેને ભાન થતાં તે પોતાની મૂળ ઇચ્છા પ્રમાણે રામરાજા પર વેર કેમ ન લે ? કદાચ વેરની વસુલાત તેની નજરે નહિ પડે પણ પરલોકમાં વેર લેવાયું છે એવી ખબર મળતાં તેના મનનું સમાધાન થશે માટે તેને સત્ય વાત કહેવી એ પોતાનું કર્ત્તવ્ય છે તે પોતે પ્રથમ બજાવવું જોઇએ.

ઘણીવાર વિચાર કર્યા પછી તેમ કરવુંજ એવું તેણે નક્કી કર્યું. પરંતુ તે કેમ કરવું ? કોની દ્વારા કરાવવું ? તે કામ કરવા માટે બેજ વ્યક્તિ હતી. એક તે પોતે અને બીજી લૈલીઃ એ બે સિવાય કોઇ ત્રીજી વ્યક્તિને સત્ય હકીકતની ખબર પણ ન્હોતી. તેણે પોતે કોઈ જગ્યાએ જવું-તેમાંય રામરાજાના રાજ્યમાં જઇ પોતાના પુત્રને મળવું- એ શકયજ ન્હોતું એટલે તેનો હેતુ પાર પાડે એવી એકલી લૈલીજ હતી. તેને મોકલવી કે નહિ ? પોતે જશે તો કદાચ તેને તે મળશે શુદ્ધાં નહિ. પરંતુ લૈલી ત્યાં જઈ તેને મળે એ અશકય ન્હોતું. માટે તેને મોકલવી. ગમે તેમ કરી તેના મનનું વલણ ફેરવવું. તેને મોકલવાથી તેનું એક બીજું પણ કામ સરળ થશે તે એ કે તેણે આપઘાત કરવાનો નિશ્ચય કર્યો હતો તેમાં તે આડે આવી શકશે નહિ. હવે તેને પણ તેના વિચારો-તેના ભ્રમિત મન પર શંકા આવશે અને તે પોતાની પાછળ તપાસ

રાખશે. હમ્મેશાં તે ગમે ત્યારે કુંજ વનમાં જતી ત્યારે તે પોતાની પાછળ પાછળ આવતી ન્હોતી પણ આજનો પ્રસંગ નિરાળોજ હતો. પોતે રાત્રીને વખતે કોઇ જગ્યાએ જાય છે એવું જોતાંજ તે ચુપચુપ પોતાની પાછળ આવી અણીને વખતે જ મને પકડી આપઘાત કરતી અટકાવશે તો ? એના કરતાં રણમસ્તખાનને સત્ય વાત કહેવાને નિમિત્તે લૈલીને ત્યાં મોકલી દેવાથી બન્ને કામો પાર પડશે. તે જઇને તેને સઘળી હકીકત કહેશે અને પોતાના માર્ગમાં ની એક અડચણ પણ દૂર થશે. જેમ જેમ આવા વિચાર તેના મનમાં આવતા ગયા તેમ તેમ તેમને અમલમાં મૂકવાનો તેનો નિશ્ચય દૃઢ થતો ગયો. તેણે લૈલીને મોટેથી બૂમ મારી પોતાની પાસે બોલાવી. લૈલી તેને પોતાની શેઠાણી બોલાવીને કંઇ કહે એવા ઇરાદાથી બારણા નજીકમાં આંટા મારતી હતી. તેને બીજું કાંઇ કરવાનું શી રીતે સૂઝે ? મા સાહેબને તે પોતાની પુત્રીજ ગણતી હતી. તેને થતું દુઃખ તેનાથી કદિપણ જોઇ શકાતું નહિ. પણ તેના આગ્રહી અને નિશ્ચયી સ્વભાવ આગળ તેનું કાંઇ ચાલતું નહિ અને તેથી તે કાંઇ બોલતી નહિ.

લૈલી આવતાંજ માસાહેબે તેને પોતાની સામે બેસાડી કહ્યું:

" માર્જિના ! તને હવે એકજ છેવટનું અને મહત્વનું કાર્ય સોંપું છું. "

" માર્જિના " નામ સાંભળી લૈલી બ્હાવરી જેવી બની આસપાસ કોઇ છે કે નહિ તે જોવા લાગી. તે આમ કેમ જુએ છે તે માસાહેબના લક્ષમાં તરતજ આવી ગયું અને તે ખિન્નપણે હસીને બોલી:

" આજે આટલાં વર્ષે તું એ નામ સાંભળી બાવરીબાવરી બની ગઇ એ સ્વાભાવિક છે પણ હવે નામ છૂપાવવાનું કારણ રહ્યું નથી. હમણાં મેં તને બોલાવી છે તે તારૂં ખરૂં નામ, આપણી

ખરી હકીકત તેને જઇને કહી આવ, એમ કહેવા માટે મેં તને બોલાવી છે. હવે એટલો એકલોજ ઉપાય રહ્યો છે. માટે કરીમબક્ષને તારી સાથે લઇને જા. તે જ્યાં હોય ત્યાં તેને એકાંતમાં મળ અને મેં તને મોકલી છે એમ પહેલાંથી ન કહેતાં તેને બધી વાત કહી આવ. માર્જિના! મને એવું લાગવા માંડયું છે કે આપણે મોટી ભૂલ કરી છે. આપણે તેને સઘળી વાત પહેલાંથીજ કહી દેવી જોઈતી હતી. તે જો કહી દીધી હોત તો આજે આવો બનાવ બનત નહિ. મારો પુત્ર તેના પાશમાં સપડાયો ન હોત. વેર લેવા માટે જે યુક્તિ કરવી જોઇએ તે કરીને તેણે સઘળું કામ પાર પાડયું હોત. પરંતુ હું ડરી. મારે માટે તેના મનમાં કેવો ભાવ આવશે એ વિચારે કમ્પી હતી. તેણે મારો તિરસ્કાર કર્યો હોત-કદાચ મારો ત્યાગ પણ કર્યો હોત. પણ આજે જે ભયંકર પગલું તેણે લીધું તે કદિ પણ ન લીધું હોત. આપણે કેવી મોટી ભૂલ કરી? ફક્ત સ્વાર્થ તરફ નજર રાખી આજે કહું, કાલે કહું એમ મેં કર્યા કર્યું: હું મારી પોતાની સુરક્ષિતતા તરફ જોયા કરતી હતી. તેમાં વળી પેલી છોકરી પાછળથી વચમાં આવી. તેણે મને જે જોઈતું હતું તેજ કરવાને તેને ઉશ્કેરી મૂક્યો હતો પણ તેના સગાંવ્હાલાંએ તેને એવું કહ્યું કે જેના ખાનદાનની કોઇને ખબર નથી તે પુરૂષને બાદશાહ ગમે તેવી ઉંચી પદવીએ ચઢાવે તો પણ તેઓ તેને કન્યા આપી પોતાના કુળની આબરૂ ઓછી કરશે નહિ. તેના હૃદયમાં આ વાક્ય તીવ્ર બાણ જેવું લાગ્યું અને હવે આ પક્ષમાં રહેવામાં કંઈજ ફાયદો નથી તો શામાટે તેને વળગી રહેવું એવો વિચાર મૂર્ખ છોકરાએ કર્યો અને તેણે ભળતોજ રસ્તો લીધો. હવે ઉભયનો સંબંધ શો છે અને તે તેનાથી આજ સુધી કેમ છૂપાવવામાં આવતો હતો તે તેને કહેવું જોઇએ. તે કહેવાને તું એકલીજ શક્તિવાન છે માટે તુંજ જા અને છેવટે તેને મારા તરફથી છેવટનો સંદેશ કહે જે કે તને તારી મા માટે કંઈ-પણ નહિ

તેને હવે શાનું અભિમાન હશે ! તે મને વધુ ધિક્કારવા માંડશે. આજે તે જેટલો અભાવ મારા તરફ બતાવે છે તેના કરતાં સહસ્ત્ર ગણો બતાવશે; પણ હવે તે મારો ગમે તેવો તિરસ્કાર કરે તોપણ શું ? જે થયું તેથી કંઇ વધારે થવાનું નથી. માર્જિના ! જા-તું એટલું મારૂં કામ કર. મારૂં આ છેવટનું કામ કરી આવ. તું એકવાર માથે લેશે તો હજારો અડચણો આવશે તો પણ કરશે એવી મારી ખાત્રી છે. ના ન પાડતી. પુનઃ મારૂં કંઈ કામ કરવાનો વખત હવે નહિ આવે ”

માર્જિના તેનું સઘળું ભાષણ અત્યંત મૂક વૃત્તિથી સાંભળી રહી હતી. વચમાં કંઇપણ બોલી નહિ. માસાહેબ બોલી રહ્યા પછી તેના તરફ જવાબની આશાએ જોઇ રહી ત્યારે તે બોલી:

“ તમે કહોછો તે કામ જરૂર કરીશ પણ તમે ત્રણ ત્રણ વાર ‘ છેવટનું કામ-છેવટનું કામ ’ એમ કેમ બોલ્યાં ? હવે તમે મને છોડી જવાનાં છો એમ ? મને પણ છોડી જવાનો તમારો વિચાર હોય તો હું તમારૂં છેવટનું કામ કરૂં તેના કરતાં તમેજ મારૂં અંતીમ કામ કરો. મને પેલી પુષ્કરિણીમાં ધકેલી દો એટલે પત્યું. ’

માર્જિનાનું આ ભાષણ સાંભળી માસાહેબને કંઇનું કંઈ થઇ ગયું. તેને પોતાના નિશ્ચયની ખબર તો પડી ગઇ નહિ હોય ? એવો વિચાર મનમાં આવ્યો પણ બીજીજ ક્ષણે તે શકય નથી એમ માની તે તરતજ હસીને બોલી:

“ જો-છેવટનું એટલે અત્યંત ખાનગી અને જરૂરી એવું આ છેવટનુંજ કામ નહિ ગણાય કે ? હવે પછી આ કરતાં વધુ અગત્યનું કામ હું તને કયું સોંપવાની હતી ? હવે તો આજ છેવટનું કામ રહ્યું. બાકી તું અને હું આ જન્મમાં એક બીજા વિના જીવી શકીએ

એમ છીએ કે ? તને હું મારે હાથે પુષ્કરિણીમાં નાખી દઉં તેના કરતાં તું ને હું બન્ને એક બીજાને વળગી પુષ્કરિણીમાં ડૂબી મરીએ એમ કેમ બોલતી નથી ? જા આટલું કામ કરી આવ. પછી આપણે બન્ને એમજ કરશું. આજ સુધી આપણે બન્ને જેમ સાથે જીવ્યાં તેમ મરીશું પણ સાથેજ. સમજી ”

આ સાંભળીને માર્જિનાને જરાક સંતોષ થયો અને તે માસાહેબનું છેવટનું કામ કરવા તૈયાર થઇ. પુષ્કળ વિચાર કરી તે કરીમ બક્ષને સાથે લઇને ઘરમાંથી બહાર પણ નીકળી.

તેના જવા પછી કુંજવનમાંની પુષ્કરિણીમાં શું થયું ?

તે વખત જતાં વાંચનારને આપોઆપ જણાશે.



## પ્રકરણ ૧૨ મું.

### રામરાજાનો આનંદ.

રામરાજાને અસીમ આનંદ થયો. તેના આનંદની સીમાજ રહી નહિ. એકાદ મોટા રાજમુત્સદ્દીને પોતાની કોઇ બાજીમાં ફતેહ મળવાથી જેવો આનંદ થાય છે તેવો આનંદ રામરાજાને થયો હતો એમ કહેવું એ તો આજના આનંદ આગળ કંઈજ હિસાબમાં ન્હોતું એવી રાજદ્વારી જાળો તો તેણે અનેક વાર બીછાવી હતી અને તેમાં નાનામોટા અનેક પક્ષીઓને સપડાવી દીધાં હતાં. બાહામની રાજ્યની ત્રણે શાખાઓમાં જ્યાંસુધી પરસ્પર અવિશ્વાસ અને પરસ્પર અદેખાઈ ચાલુ રહેશે ત્યાંસુધી પોતાના રાજ્યને કોઈ જાતનો ભય નથી એ તે જાણતો હતો અને તે ત્રણેમાં એકસંપ ન થવા દેવા માટે તે પ્રપંચના પાસા ચાલુ નાખ્યાજ કરતો હતો. પણ હવે તેટલાથીજ સંતોષ ધારી સ્વસ્થ બેસવું તેને યોગ્ય લાગ્યું નહિ. તેને એવી મહત્વાકાંક્ષા થઇ કે એ ત્રણેના ભેગા બળની સામા થઇ, તેમને એકવાર છૂંદી નાખવા અને પોતે એ રીતે અજિત થઇ પોતાની સર્વોપરિ આણ વર્તાવવી. ત્રણે એક થશે તો શું થશે એવી ચિંતા રાત દિવસ કરી દીલ બાળવામાં કંઇ સાર નથી. એ ભય નાબુદ કરવાનો માર્ગ એકજ—ને એક

મુસલમાની રાજ્યમાંના કોઈ એક મુત્સદ્દીને ફોડી પોતાના પક્ષમાં લેવો અને તેની મારફતે ત્રણે રાજ્યોનાં ગુપ્ત કારસ્થાનોની પૂરી માહિતી મેળવી લેવી. જો આ કામ પાર પડે, તેમની સેનાની સ્થિતિ કેવી છે, તેમની વ્યુહરચના શી છે અને તેમની લડાયક શક્તિ કેટલી છે તે જો તેની જાણમાં આવે તો પોતે પણ પોતાના લશ્કરને તે પ્રમાણે તૈયાર કરવું. વળી વિજયનગરના રાજ્યમાં ભાડૂતી મુસલમીન સિપાઇઓ રાખી તેમનો લડાઈમાં ઉપયોગ કરવાની રીતિ ઘણા વખતથી ચાલતી આવેલી છે. તે રીતિ પ્રમાણે પોતે પણ અનેક ભાડૂતી-પણ ભરોસેદાર લડાયક પઠાણો વિગેરેને પોતાના લશ્કરમાં દાખલ કરવા અને તેમ કરી શત્રુના લશ્કર સાથે બરાબર મુકાબલો કરી શકે એવું લશ્કર તૈયાર કરવું. હિંદુ સીપાઇઓ માટે-પોતાના વીર સરદારો માટે તેના હૃદયમાં ઘણું અભિમાન હતું પણ તેજ વખતે તેના અંતઃકરણના અંતસ્થ ભાગમાં ક્વચિત ક્વચિત એમ લાગતું કે હવે હિંદુ સિપાઇઓ જરા બીજાજી તથા અભિમાની થવાથી લડવામાં ઢીલા પડયા હશે માટે એકલો તેમનાપરજ આધાર ન નાખતાં પઠાણો જેવા જોરાવર સિપાઇઓને પણ પોતાના લશ્કરમાં રાખવા. તે વેળા કાળા આરબો, પઠાણો વિગેરે સર્વ જાતના સિપાઇઓ મળી શકતા. તેઓ જાતભાતની પરવા કરતા નથી. જે પેટપૂર પગાર આપે તેને માટે તેઓ જાન નીસાર કરવાને ટેવાયલા હોય છે. આપણે મુસલમાન થઈ મુસલમાનોપર હથિયાર કેમ ઉગામાય એવી લાગણી તેમને કદિપણ થતી નહિ તેથી વિજયનગર જેવા વિસ્તૃત અને જોરાવર રાજ્યમાં તેને લાંબા વખતથી પેઢી દરપેઢી નોકરી મળતી રહી. કેટલીકવાર પછી આ ભાડૂતી સિપાઇઓનું માન એટલું બધું વધી ગયું કે તેઓની ઇચ્છા પ્રમાણે તેઓ વર્તવા લાગ્યા એવી સ્થિતિ આવી. હિંદુ રાજાના નોકર ખરા-તેમને માટે લડવા જશું-મરીશું પણ તેમને કુર્નિશ કરીશું નહિ

એવી તેમણે હઠ લીધી. છેવટે દરબારમાં કુર્નિશ કર્યા સિવાય દર-બારનું માન રહે નહિ, પરાપૂર્વનો રિવાજ તૂટે, એટલે તેઓમાંના એક જણે એવી સૂચના કરી કે દરબારમાં કુરાનનું પુસ્તક રાખો એટલે અમે કુર્નિશ કરીશું. તેમ કરશો તો તેમના મનને પછી કંઇ લાગશે નહિ. તેમની આ વાત સાંભળી કેટલાક હિંદુ સરદારોને બહુ ખોટું લાગ્યું પરંતુ શું કરે ? પઠાણો બળવાન અને હઠીલા હોવાથી હિંદુ રાજાને તેમનું કહેવું માન્ય કરવું પડ્યું. દરબારમાં કુરાનની પોથી આવી. ત્યારે અરબ અને પઠાણો દરબારમાં કુર્નિશ બજાવવા લાગ્યા. પરંતુ તેઓ કુરાનનેજ કુર્નિશ કરતા. કોઇ તેમને ચીઢવે ત્યારે તેઓ સાફ કહી દેતા કે તેઓ હિંદુ રાજાને કે તખતને કુર્નિશ કરતા નથી પણ કુરાનનેજ—અમારા ધર્મ પુસ્તકનેજ કુર્નિશ કરીએ છીએ. આટલી બધી પઠાણ તથા અરબોની સત્તા વિજયનગરમાં વધી ગઈ હતી તેનું કારણ એજ કે તેઓ લડાઇના વખતમાં ઉપ-યોગી થઇ પડતા અને હિંદુ સિપાઇઓ અભિમાની તથા પ્રમાદી થઇ ગયા હતા.

રામરાજાના વખતમાં પણ અરબ, પઠાણ વિગેરે જાતિના સિપાઇઓની લશ્કરમાં ભરતી થતી હતીજ. તેમના પર તેમનાજ ધર્મનો તથા જાતિનો માણસ હોય તો તેઓ વધુ સંતોષ પામે એવું લાગવાથી, કોઇપણ મુસલમાની પાદશાહતથી અસંતુષ્ટ થયેલો માણસ પોતાને મળી જાય તો વધુ સારૂં, એમ રામરાજાને લાગતું હતું અને રણમસ્તખાન તેના પક્ષમાં આવે તો સારૂં એવી તેની ઇચ્છા હતી. પણ તેની અત્યાર સુધીની કારકિર્દિ જોતાં તે તેને અનુકૂલ થાય તે સંભવનીય લાગતું ન્હોતું. પણ તે આવ્યો તે દિવસથીજ તેનું મન તેના તરફ કંઇક વિલક્ષણ ભાવથી ઢળ્યું જતું હતું. રણમસ્તખાન એકાદ મદમસ્ત સરદાર પેઠે વર્તતો પણ રામરાજાને તેનાપર ગુસ્સો ચઢતો નહિ. ઉલટો તે તેની મદમસ્તતા

જોઇ વિશેષ ખુશ થતો. યૌવનમદ કુદરતી છે. માણસમાં-તેમાં પણ તરૂણ માણસમાં-એનો મદ હોવોજ જોઇએ એમ પણ બોલતો. તેને મળવું, તેની સાથે વાતચીત કરવી, કાંઇ કારણ હોય વા ન હોય તોપણ તેને બોલાવવો, એવી પણ ઇચ્છા તેને થતી. તેના તરફ એકી ટસે જોઇ રહેવાની તેને હંમેશાં ઇચ્છા થતી અને તે તે પ્રમાણે જોઇ પણ રહેતો. દરબારમાં કંઇ કામ હોય કે ન હોય તોપણ રણમસ્તખાન એકાદ દિવસ નહિ આવે તો તેને કંઇ પણ કારણ બતાવી બોલાવવાના કેટલાક બનાવ પણ બન્યા હતા. તેના પોતાના રૂપમાં અને રણમસ્તખાનના સ્વરૂપમાં વિલક્ષણ મળતાપણું તેને જણાતું અને એવું મળતાપણું હોવું પણ જોઇએ કારણ કે દરબારમાંના વૃદ્ધોમાંથી કેટલાકોએ એક બે વાર બન્નેના દેખાવના સરખાપણા વિષે માંહોમાંહે ઇસારો પણ કર્યો હતો. ગમે તેમ હો પણ રામરાજાનું મન તે તરૂણ તરફ ઘણું ઢળી ગયું. એટલુંજ નહિ પણ તે હમ્મેશાં પોતાની પાસેજ રહે એવી તેને ઇચ્છા થવા લાગી અને તેને પાસે રાખવાનો એકલો ઉપાય તેને પોતાના પક્ષમાં લેવાનોજ છે એવો વિચાર કરી તેણે તેવી સ્થિતિ લાવવાનો પ્રયત્ન પણ કરવા માંડયો. પોતાને યશ મળશે કે કેમ તે માટે પ્રથમ તેના મનમાં શંકા હતી પણ આગળ જતાં રણમસ્તખાનને લગતી માહિતી મેળવવા માટે તેણે રોકેલા જાસુસ મારફતે તેને એવી ખબર મળી કે વિજાપુરના પાદશાહનો તેમના પર ઘણો સારો ભાવ છે તોપણ તેના ખાનદાન વિગેરેની કોઇને વિશ્વાસપાત્ર ખબર મળેલી નહિ હોવાથી બાદશાહે તેને જોતજોતામાં ઉંચી પદવી પર ચઢાવી દેવાથી દરબારના બીજા સરદારોમાં તેના તરફ અદેખાઇની લાગણી ઉત્પન્ન થઇ હતી. રણમસ્તખાન બધાની આંખમાં ખૂંચતો હતો. બાદશાહના તેના પરના પ્રેમને લીધેજ કોઇ આગળ પડી તેની વિરૂદ્ધ બોલતું ન્હોતું. કેટલાકોએ તો બાદશાહને એમ પણ કહ્યું હતું

કે, "આજે તમે એને એલચીની પદવી પર નીમોછે તો ખરા પણ જોજો. વખત આવતાં એ માણુસ તમારી સાથે દગલબાજી કરતાં પણ આઘું પાછું જુએ તેમ નથી." પણ બાદશાહને આ કથન રૂચ્યું નહિ. તેણે "તમે તો ગાંડા છો. તમને એની કિમ્મત નથી" એવો જવાબ આપ્યો.

આ તથા એવીજ બીજી કેટલીક હકીકત જાસુસની મારફતે રામરાજાની જાણમાં આવી; તે પ્રમાણે રામરાજાને એ પણ ખબર મળી કે અમુક અમુક કારણુને લીધે બાદશાહની તેનાપર ઈતરાજી થઈ છે. આ તકનો પોતે હવે લાભ લઈ લેવો જોઇએ. આ વખતે આ તરૂણ પોતાના પક્ષમાં આવે એવો સંભવ છે અને જો તેમ થાય તો પોતાની ધારણા સર્વ રીતે પાર પડશે એવી તેના મનની દૃઢ ખાત્રી થવાથી તેણે તેને ફોડવાનો પ્રયત્ન કરવા માંડયો. તેના આ પ્રયત્નમાં તેને કેવી રીતે ફતેહ મળી તે વાંચનારને અત્યારસુધીની હકીકતપરથી જણાઈ ગયું છે. પોતે એક મહાન કામ પાર ઉતાર્યું એમ તેને લાગ્યું અને તેથી તેને અનહદ આનંદ થયો. વળી તેને એક શંકા થવાથી તેને પોતાની પાસેજ રાખવાની જે ઇચ્છા તેના મનમાં ઉદ્ભવી હતી તે પણ હવે તૃપ્ત થશે એમ લાગવાથી તેને પરમ સંતોષ થયો. તેમાં પણ વિશેષ આનંદ રણુમસ્તખાને પોતાનાપર જાસુસ રાખવા માટે પોતાની માતાને કહેવડાવેલા સંદેશાથી થયો. તે સંદેશાથી તેણે વિજાપુરના બાદશાહની સામે ખુલ્લી રીતેજ પડવાનું જાહેર કર્યું. કરીમબક્ષને રવાના કર્યા પછી રામરાજા અને રણુમસ્તખાન વચ્ચે ખૂબ મસલત ચાલી. હવે બાદશાહને પણ આ માટે અંધારામાં રાખવો એવો વિચાર કરી રણુમસ્તખાને બાદશાહને પણ "મેં હવે હિંદુ રાજાની નોકરી લીધી છે, હું વિજયનગરમાં રહેવા ગયો છું. હવેથી હું તમારો નહિ પણ તમારા શત્રુનો નોકર થયો છું" એમ લખી નાખી તે બાદશાહને પહોંચાડવા

માટે હમણાંને હમણાં કોઈ કાસદને મોકલો એમ રામરાજાને કહ્યું. થયું. રણમસ્તખાન ફૂટયો. હવે કંઇ ગુપ્ત રહ્યું નહિ. કંઇ બાકી પણ રહ્યું નહિ. પોતાનો સંપૂર્ણ વિજય થયો એમ રામરાજાને લાગ્યું. એકવાર રામરાજાને એમ પણ લાગ્યું કે આમ છડેચોક પોતાની નોકરીમાં આવવા કરતાં જો રણમસ્તખાન બાદશાહની નોકરીમાં રહીનેજ જો પોતાને મદદ કરત તો વિશેષ લાભ થાત. પણ જરા વધુ વિચાર કરતાં તેને સ્પષ્ટ જણાયું કે એવું કાવત્રું વધુવાર છાનું રહી શકત નહિ. વળી પોતાનું સૈન્ય તૈયાર કરવામાં તે ગુપ્ત રીતે સહાય કરી શકત નહિ. હવે તો ખુલ્લી રીતે તેને લશ્કરની વ્યવસ્થા સોંપવાથી અથવા આખા નહિ તો પઠાણ અને આરબ લશ્કરનું સેનાનીપદ તેને આપવાથી તથા તે લશ્કરમાં વધુ ભરતી કરવાનું કામ હવે ચલાવવાથી પોતાને હવે વિશેષ ચિંતા રાખવી પડશે નહિ. મુસલમાન લશ્કર વધારી તે રણમસ્તખાનને સોંપવું. પોતાનું પ્રચંડ હિંદુ સૈન્ય તો પોતાની પાસે છેજ. આ પ્રમાણે બેવડી તૈયારી કરી ત્રણે બાદશાહોને એકવાર ખીજવી ત્રણેને એક થવા દેવાં અને પછી ત્રણે પર આક્રમણ કરી ત્રણેના હાડકાં એકદમ નરમ કરી નાખવાં અને આજસુધી “ આ ત્રણ જણ એક થશે તો શું થશે ? ” એવી જે ચિંતા થયા કરતી હતી તે કાયમની નષ્ટ કરવી. તેમને, તેમાં પણ વિજાપુરાધિશને તો એમજ લાગે છે કે આપણે ત્રણ—અહમદનગર, ગોવળકોંડા અને વિજાપુર એક થઇ હિંદુ સામ્રાજ્યની—વિજયનગરની ધૂળધાણી કરવી. તેમની આ ગરમી સમૂળગી કાઢી નાખવી જોઇએ. તેઓને એકવાર ઢીલા પાડ્યા પછીજ પોતે નિર્ભય થયેલો ગણાશે. પછી કોઇનો ભય રહેશે નહિ એટલુંજ નહિ હું બધાને મારા દાબમાં દબાવી રાખીશ. ત્રણેને એકવાર હાથ બતાવ્યા સિવાય તેમનાપર પોતાની સત્તા બરાબર બેસવાની નથી. એક બેને નહિ પણ ત્રણેને કચડી નાખવાને હું સમર્થ છું એવી તેમની ખાત્રી કરવા માટે એ-

કજ રસ્તો છે અને તે ત્રણેને ચીઢવી એક થવાની તક આપી પછી ત્રણેને કચરી નાખવાનો. તે સિવાય તેમના માથામાંની રાઇ નીકળવાની નથી. તેમને પરાજિત કરવા માટે બાંધવાની ઇમારતનો પાયો તો આજે તેણે મજબૂત રીતે નાખ્યો છે એમ તેને લાગવાથી તેને અત્યંત આનંદ થાય તે સ્વભાવિકજ છે.

પરંતુ કોઇપણ આનંદ તદ્દન નિર્મળ નથી હોતો. તેમાં શોકની કૈંક છાંયા હોય છેજ. શરૂઆતનો આનંદનો ઉભરો શમી જતાં તેમાં શંકા અને ચિંતાનું મિશ્રણ થાય છે અને પછી તે આનંદને જુદુંજ સ્વરૂપ મળે છે. રામરાજાનો સ્વભાવ જેમ મહત્વાકાંક્ષી હતો તેમ શંકામય પણ હતો. પહેલા સપાટામાં તેને બધું ઠીકઠાક થયું એમ લાગ્યું. પણ પછી બે ત્રણ દિવસમાંજ તેના મનમાં બે ત્રણ પ્રકારની શંકા આવી. જે બન્યું છે તે બધું ખરૂં હશે ? આ તરૂણ મને તો છેતરતો નહિ હોય ? આવી એક શંકા આવી. બીજી શંકા એ આવી કે એની મા એને મળીને પુનઃ એના મનને ફેરવી તો નહિ નાખે ? અને ત્રીજી એ કે જે સંશય આવ્યો છે તે જો ખરો હોય તો એની મા એને બધી વાત કહી તેને માટે ભયંકર દ્વેષ તો એના મનમાં ઉત્પન્ન નહિ કરે ? એને જો પોતાની સાથેના સંબંધની ખબર પડશે તો એ તેનાપર પ્રેમ રાખશે કે વૈર ! ગમે તે કારણ હો. પણ ઉભય વચ્ચે જે સંબંધ છે તેની જો તેને ખબર પડશે તો તે તેનો ભયંકર વેરી થશે એવું તેને લાગ્યું. માટે બને તેવા ઉપાયો લઇ તેને એ વાતથી પરિચિત થવા દેવો નહિ. હવે મેહેરજાન તરફથી માર્જિના અગર બીજું કોઈ તેને મળવા આવે તો તેને પણ મળવા દેવામાં નુકસાન છે. તેને મળવા કોઇ અહિંયા આવે છે કે નહિ તે જાણવા માટે તેના પર સખત નજર રાખવી જોઇએ. વળી તે પોતાની સાથે કપટથી વર્તે છે કે પ્રમાણિકપણે તે પણ થોડાક દિવસ જોવું જોઇએ. તે જાણવાનો ઉત્તમ રસ્તો પોતાનો

જાસુસ તેના પર નજર રાખવા માટે નીમવાનો. એ કામ કરતાં તેને જરાય મુશ્કેલી લાગી નહિ કારણકે હવે તો તે તેના તાબામાં—તેના પંજામાં હતો. તેણે તેને રહેવા માટે ઘર આપ્યું હતું તેમાં નોકરચાકર હતા તે પણ તેનાજ હતા. રણમસ્તખાન પોતાની સાથે કોઇ માણસને લાવ્યો ન્હોતો એટલે તેનો માણસ કોઇ ન્હોતો. રામરાજા જે માણસ તેની તહેનાતમાં આપે તેનીજ સાથે તેને કામ પાડવાનું હતું. તે માણસને રામરાજાએ સખત તાકીદ કરી કે કોઈપણ માણસ—પુરૂષ અથવા સ્ત્રી—રણમસ્તખાનને મળવા આવે તો પહેલાં પોતાને ખબર આપવી. રણમસ્તખાન પાસે તેને લઈ જાવ એમ હું કહું તોજ બન્નેની મુલાકાત થવા દેવી. નહિ તો હું કહું તે બહાનું બતાવી તેને કાઢી મૂકવો. આમ કરવાથી બધું પોતાની ઇચ્છાનુસાર થશે એવો રામરાજાએ વિચાર કર્યો. બીજો તેણે એક વિચાર એવો કર્યો કે દહાડાના આઠ પહોરમાં જેમ બને તેમ તેનાથી દૂર રહેવાનો પ્રસંગ બહુ અલ્પ આવે તેમ કરવું. તે પોતાની નજર સામેજ હોય તો ઘણું સારૂં થાય. આ કામ માટે તેણે રણમસ્તખાનને પોતાનો અંગરક્ષક નીમવાનો વિચાર કર્યો કે જેથી તેને તેની નજીકજ ઘણો વખત રહેવું પડે. આમ કરવાથી તેના પર પોતે નજર રાખી શકશે. તે કંઇ દગલબાજી નહિ કરે તેની પણ ચોકસી રાખી શકાશે. આ બધો વિચાર તેણે પહેલા દિવસની રાત્રેજ કર્યો. આ બધા વિચાર કર્યા પછી એક વિચિત્ર વિચાર તેના મનમાં આવ્યો. આજે કુંજવનમાં જઈ રણમસ્તખાનની માની મુલાકાત લઉં તો ! હવે તે ત્યાં એકલીજ હશે. માર્જિના તેની સાથેજ હશે. તેને મળી તેને પોતાના પક્ષમાં લઇ લેવાથી તે જરૂર પોતાને મેહેરજાન પાસે લઈ જશે. જો તે મળે તો બધું ઠીક નહિ થઇ જાય ? થયું તે થયું—ભૂતકાળ ભૂલી જા—એમ કહું તો તે નહિ માને ? મેહે-

રજાન મને મળે તો શું થશે ? તે મને શું કહેશે ? મને ધિક્કારશે ? તારા જીવ જેટલો વ્હાલો છોકરો છેવટે પોતાના પિતા પાસે આવ્યો. ઇશ્વરેજ બાપ દીકરાને મેળવ્યા. તેને જોકે ખરા સંબંધની-ખરા નાતાની ખબર નથી તોપણ તે નૈસર્ગિક પ્રેમરૂપ લોહચુંબકની શક્તિથી મારા તરફ ખેંચાઈ આવ્યો. માની સોબત છોડી તે અકળિત પ્રેમને વશ થઇ પોતાના પિતાને આવી મળ્યો. તો હવે તુંજ કેમ હઠ કરે છે ? તુંજ કેમ પ્રેમને ભૂલી જઈ મને તરછોડે છે ? એમ હું તેને કહીશ તો શું થશે ? ને મને શું જવાબ આપશે ? પણ તેની સામે ગયા પછી આંખમાં આંખ મીલાવી તે મને બોલાવશે કે ? તે મારા તરફ જોશે ખરી ? શા માટે ન જુએ ? મને પુનઃ મળવાની તેને ઇચ્છા ન હોય તો તે અહિં શામાટે આવે ? જે ઠેકાણે તે અગાઉ હતી તેજ ઠેકાણે પુનઃ આવી આટલાં વર્ષથી પોતાના છોકરાને લઇ કુંજવનમાં રહેવામાં તેનો હેતુ શો ? ગમે ત્યારે તેના રહેઠાણની મને ખબર મળશે અને ખબર મળે એટલે મને મળવાનો તેનો હેતુ ન હોય એમ કેમ કહેવાય ? પણ જો એવી તેની ઇચ્છા હોત તો તેણે કોઇ ને કોઇ રીતે મને કેમ જાણવા ન દીધો ? મને જો તેણે પોતાની ઇચ્છા જણાવી હોત તો મેં ગમે તે પ્રકારે તેની મુલાકાત લીધી હોત પણ તેને તેમ કરવું કપરૂં લાગ્યું હશે છોકરાને શું કહેવું ? એવો તેને ભય લાગ્યો હશે અને તેથીજ તે ચૂપ રહી હશે. તેને એવી અડચણ આવી હોય એ બનવા જોગ છે પણ હું કેમ ગુપચુપ બેસી રહ્યો ? મેં તેને મળવાનો પ્રયત્ન કેમ કર્યો નહિ ? કેવી રીતે કરૂં ? મારે માટે તે શક્ય ન્હોતું. દૂરથી ક્યારે પણ નજરે નજર મળે એવી આશાથી લોકો શું બોલશે, શું ધારશે, તેની પરવા કર્યા વિના હું એક બેવાર કુંજવનમાં ગયો. એક વેળા મને મેહેરજાન જણાવાનો ભાસ શુદ્ધાં થયો

પણ પછી ! પછી ધનમલ્લ આવ્યા સુધી મને શી ખાત્રી હતી ? તે આવ્યો અને તેને અચાનક હું ઉઠાવી અહિં લઈ આવ્યો. પછી એ તેજ છે–મેહેરજાનજ છે તે વિષે કાંઇ શંકા રહી નહિ. પણ શંકા નષ્ટ થઇ એટલામાંજ શું શુક્રવાર વળ્યો ? જ્યાંસુધી તેનો પુત્ર ત્યાં હતો ત્યાંસુધી તેની મુલાકાત લેવી અસંભવિત હતી. પણ હવે કાંઇ અડચણ રહી નથી. હવે આ ગૃહસ્થને અહિં રાખી હું ઠેઠ કુંજવનમાં જઇ તેની મુલાકાત લઇશ અને તે વખતે શું થશે ? તેનો પ્રત્યક્ષ મેળાપ થતાં શું થશે ? તેનો વિચાર હમણાં ગમે તેટલો કરવાથી શું વળવાનું છે ? સમય આવ્યે જે થવાનું હશે તે થશેજ.

આવા વિચારમાં ને વિચારમાં રામરાજાને તે રાત્રે ઉંઘ આવી ગઈ. સ્હવાર થયા પછી ઘણીવારે જ્યારે તે જાગ્યો ત્યારે પુનઃ તેના મગજમાં રાતનાજ વિચારો આવવા લાગ્યા. અને તેણે આજે રાત્રે કુંજવનમાં જવાનો તથા ગમે તે રીતે મેહેરજાનની મુલાકાત લેવાનો નિશ્ચય કર્યો. સાથે કોઇને લેવો કે નહિ તે માટે તે મનમાં વિચાર કરતો હતો એટલામાં રણમસ્તખાનના એક નોકરે આવી ખાન-સાહેબ આપને મળવા આવે છે એવી ખબર આપી. તેણે પણ “ તેમને લઈ આવ ” કહ્યું. ખાનસાહેબ આવ્યા અને બન્ને વચ્ચે ખાનગી મસલત શરૂ થઈ.

આજ સુધીમાં બન્ને અનેકવાર મળ્યા હતા; પણ આજે તેને જોઇને રામરાજાના હૃદયમાં પ્રેમની જે ભરતી આવી તે વિલક્ષણજ હતી. તેને એકદમ છાતી સરસો ચાંપવો એવી તેને લાગણી થઇ ને તેના તરફ પ્રેમોન્મત્ત નયને તે જોવા લાગ્યો. તેના જોવામાં અને વર્તનમાં–આવિર્ભાવમાં કંઇક પણ હમ્મેશ કરતાં અધિકતા છે તે ખાનસાહેબના લક્ષમાં પણ આવ્યું અને તે પણ જરા મુઝાયો હોય

તેવો જણાયો. પોતે તેને સર્વથૈવ અનુકૂલ થયો તેટલા માટેજ તેને અત્યંત આનંદ થવાથી તે આમ વર્તે છે કે શું? એમજ હશે. બીજું શું કારણ હોય? એમ રણમસ્તખાનને લાગ્યું અને તે પણ મનમાં ઘણો સંતુષ્ટ થયો. રામરાજાનો જેટલો વિશ્વાસ જીતી શકાય તેટલો જીતવાની પોતાને ખાસ જરૂર છે એવો મનમાં વિચાર કરી તેણે રામરાજાને મોટેથી કહ્યું:

" આપ મારાપર આટલી બધી કૃપા બતાવો છો તે જોઇ વારંવાર મને અજાયબી ઉપજે છે. ખરૂં જોતાં જે માણસ સામે છાવણીમાંથી આવે તેની સાથે તો પ્રથમ સાવધાનપણે વર્તવું જોઇએ. કારણકે વખત છેને કોઇ વાર જે માણસ પોતાના એક ધણી સાથે બેવફા થયો તે બીજીવાર પણ થાય. એવા માણસને દૂર રાખેલોજ સારો એવો વિચાર કુદરતી રીતેજ થાય. તેમ ન કરતાં આપ—"

" ખાનસાહેબ !—" રામરાજા વચ્ચે બોલ્યો.

" તમે એવા વિચાર સુદ્ધાં મનમાં ન લાવો. મેં તો એવો વિચાર કર્યો છે કે તમને મારા અંગરક્ષક નીમવા. તમને જો એ નીમણુક પસંદ પડે તો સારૂં. તમે મારી સાથેજ આઠે પહોર રહો એવી મારી ઉત્કટ ઇચ્છા છે. તમે હા પાડો તેટલીજ વાર. તમે એ પદવી પસંદ કરો એટલીજ ખોટી. બોલો–હા બોલો–"

" વાહ ! આપ પણ કેવી વાત કરો છો ? મારે મ્હોડે હવે હા પડાવવાની શી જરૂર ? હું સર્વથૈવ આપનો નોકર છું. આપ જે કામ સોંપશો તે કરવાને એક પગે તૈયાર છું. આપની જે આજ્ઞા હોય તે ફરમાવો. હવે હું આપનો થયો છું. બીજું શું કહું ? "

" નહિ–નહિ. " નોકરી " શામાટે કહો છો ? તમે મારા નોકર નથી. તમે તો મારા યુવાન મિત્ર છો. લોકોની જાણ માટે

તમને ગમે તે પદવી પર નીમીશ એટલુંજઃ પણ જો તમને તમે લીધેલાં પગલાં માટે ખોટું લાગતું હોય, તમે નાહક મારે નાદે લાગી તમારા માલીકનો વિશ્વાસઘાત કર્યો એમ જો તમને તમારૂં દીલ ડંખતું હોય તો તે પણ મને સ્પષ્ટ કહી દો. શરમાશો નહિ. હું તમને કોઇ પણ રીતે નારાજ કરવા માગતો નથી. તમારા મનમાં એવા વિચાર હોય તે નષ્ટ થાય ત્યાં સુધી સ્વસ્થ બેસી રહો—એમજ કહીશ. ”



## પ્રકરણ ૧૩ મું.

### રામરાજા કુંજવનમાં જાય છે.

આ
ગલા પ્રકરણમાં લખ્યા પ્રમાણે રામરાજા અને રણમસ્તખાન વચ્ચે ઘણીવાર સુધી વાતચીત થઈ. રણમસ્તખાને રામરાજાનું કહેવું કબૂલ કર્યું. તે તેના શરીર સંરક્ષકનું કામ કરવા તૈયાર થયો. તેણે રામરાજાને કહ્યું:

" મહારાજ ! આપ કહોછો એ પદવી તો મને ઘણીજ ગમે છે. કારણકે એ પદવીપરથી મારૂં કામ આપની નજરે જેટલું પડી શકશે તેટલું કોઇપણ પદવી પરથી પડી શકશે નહિ. પણ હું આપની નોકરીમાં આવ્યો કે તરતજ એ જગ્યાપર આપ મારી નીમણુક કરશો તો જૂના માણસોને શું લાગશે તેનો આપ વિચાર કરી જુઓ. શરૂઆતથીજ હું તેમની આંખે ચઢું નહિ તો સારૂં. હું ગમે તેવો પણ સામા પક્ષમાંથી ફૂટેલો માણસ, મારાપર એકદમ સઘળાનો વિશ્વાસ કેમ બેસશે ? માટે આપ ધીમે ધીમે મને એ પદવી પર લાવી મૂકો એવી મારી વિનંતી છે. હું હમણાં આપના પઠાણ સૈનિકો વિગેરે સાથે ઓળખાણ કરી લઉંછું. આપના માણસો કેટલા છે, તેમની વ્યવસ્થા કેવી છે, તેમનામાં કંઇ ખડખડાટ કે તકરાર છે કે નહિ, કેટલાંક વર્ષોથી કામ નહિ હોવાથી તેમનામાં આળસ કે

આખા ખાઉપણું આવ્યું છે કે નથી આવ્યું, તે જોવાનું કામ હું હાલ કરૂં છું. રોજ બીજા નોકરો પેઠે મારા કામનો હિસાબ આપવા માટે આપની પાસે આવી જઇશ. હું આવું ત્યારે બીજા નોકરો પેઠેજ મારી સાથે વર્તી ધીમે ધીમે મને આપ આપના સંરક્ષકના પદવી પર લઇ લેશો તો ઠીક દેખાશે. મારી અલ્પ અને તરૂણ બુદ્ધિને તો આ વાત ઠીક લાગે છે. હવે આપ જેમ કહેશો તે પ્રમાણે વર્તવાને હું તૈયાર છું એમ કહેવાની જરૂર જોતો નથી."

રામરાજાને તેના એ બોલો સાંભળી મોટી અજાયબી ઉપજી. તે જેટલો યુવાન અને બીન અનુભવી જણાય છે તેવો નથી. ઉમ્મરે નાનો પણ અનુભવમાં-ડહાપણમાં પુખ્ત છે તે તેને જણાઈ ગયું. તે હસીને બોલ્યોઃ

" ઠીક. ઠીક. તમારી સલાહ પણ ડહાપણભરી છે. તમે સૂચવો છો તેમજ કરીશ. અમારા લશ્કરનું આધિપત્ય મારા ભાઇના હાથમાં છે ને તમે જાણોછોજ. તમે તેને હમણાં જઇ મળો. અત્યાર સુધીનો આપણી વચ્ચેનો સંબંધ તેને મેં જણાવેલો છે. તેનો અને મારો વિચાર એક થવાથીજ બધી ગોઠવણ થયલી છે. તમે તેને મળશો ત્યારે તેને બધી ખબર છે તે તમે પણ જાણી શકશો. માટે તમે જરૂર તેને મળજો. હવે તમે એકાદ દિવસ મને મળવા નહિ આવો તો ચાલશે. હું પણ કંઈક બીજા કામમાં ગુંથાવાનો છું."

રણમસ્તખાન પોતાના પક્ષમાં આવ્યો ત્યારે તેની માને કેવું લાગતું હશે અને તે હવે શું કરશે એ વિષેના વિચાર રામરાજાના મનપર પ્રબળ વેગથી ધસારો કરતા હતા. તેને રહી રહીને એમ લાગતું કે તે સ્વસ્થ બેસી રહેવાની નથી. તે ગમે તેમ કરી તેના પુત્ર પાસે કોઇને પણ મોકલીને તેં આ શું કર્યું, તેં કોનો વિશ્વાસઘાત કર્યો તેનો વિચાર કર, એમ તેને કહેવડાવ્યા વિના રહેવાની નથી. આ કામ માટે તે માર્જિનાનેજ મોકલશે માટે હવે જે પાસા

નાખવા જોઇએ તે પૂર્ણ સાવધાનીથી નાખવા જોઇએ. મારે એક વાર—એકવાર શું ? આજેજ—કુંજવનમાં જવું જોઇએ. કુંજવનમાં તેનો મેળાપ થાય તો તો ઘણું સારૂં થાય. તું મારા પર ગુસ્સે થઈ ચાલી ગઈ પણ પરમેશ્વરની ઇચ્છા જે જેના હોય તેને તેના તરફજ વાળવાની હોવાથી તેણે આટલાં વર્ષે પણ મારા પુત્રને મારી પાસે મોકલ્યો. તો હવે તું વિનાકારણ ધડપડ કરી શામાટે વચ્ચે પડે છે ? એમ તેને કહીશ. એવો વિચાર રામરાજાના મનમાં આવતાંજ તેને કંઇની કંઇ લાગણી થવા લાગી. વિચાર તો ઠીક હતો. પણ તેનો મેળાપ શી રીતે થશે ? હું હિમ્મતથી ત્યાં જઇ રણમસ્તખાને મને સંદેશો લઈ મોકલ્યો છે, એમ કહીશ તો તે મારી મુલાકાત લેશે ? વાત્સલ્ય પ્રેમને લીધે આકર્ષાઇ કદાચ તે મને મળે પણ મારે આજ વેશમાં જવું કે વેષ બદલીને ? વેષ બદલીને જઇશ તો નોકર ચાકરોને ફસાવી શકાશે. રણમસ્તખાને તેની માને સંદેશો કહેવા મને મોકલ્યો છે એમ નોકરને કહેવાથી તે તરત જઈ તેને એવી ખબર આપશે. તે પણ પુત્રમોહને લીધે કોઇ કાસદ કે નોકર આવ્યો હશે એમ ધારી મને મળવાનું કબૂલ કરશે. તેની પાસે કોઇ હશે તો સંદેશો ઘણો ખાનગી છે કહી તેને એકાંત કરવાની વિનતી કરીશ અને એકાંતમાં મારી ખરી ઓળખ આપીશ.

આ વિચારે રામરાજાને ઘણો મોહિત કર્યો. એમ કરવાથી તેનો જરૂર મેળાપ થશે એમ તે ખાત્રીથી માનવા લાગ્યો અને તે મળ્યા પછી તેની સાથે પોતે કેવી રીતે બોલવું, તેને શું કરવાનું કહેવું વિગેરે બાબતનો તે વિચાર કરવા લાગ્યો. વિચારમાં ને વિચારમાં જે કંઇ કરવું તે આજેજ કરવું એવા નિર્ણયપર તે આવ્યો. આજે કરીશ તોજ ફાવીશ. હજુ તે કુંજવનમાંજ હશે. માર્જિનાને રણમસ્તખાન પાસે મોકલવા છતાં કંઇ નહિ વળે તો પછી શું કરવું

તેનો વિચાર થઇ રહેશે એવા વિચારમાં હરી માટે વખત ગુમાવવો કામનો નથી. આજે રાત્રે ત્યાં જવું અને સ્હવાર થાય એટલામાં તેને મળવું. આવી રીતે રાત્રે જવામાં તેને કંઇ પણ સંકોચ લાગતો નહિ. હમણાં હમણાં તે રણુમસ્તખાનને મળવા રાત્રે જતોજ હતો. અને તેથી તેને ભૂતકાળનું સ્મરણ એકબેવાર થયું શુદ્ધાં. તેથી તેણે પુનઃ એકવાર જવાનો નિશ્ચય કર્યો. રણુમસ્તખાનને રજા આપ્યા પછી આવા નિર્ણયપર આવ્યા પછી તે પોતાના કામ માટે ઉઠવાની તૈયારીમાં હતો એટલામાં તેના હજુરિયાએ આવીને કહ્યું:

" એક જાસુસ આપને મળવા ઇચ્છે છે. તેણે સંકેત શબ્દ ' કૃપા ' કહેવરાવ્યો છે "

' કૃપા ' શબ્દ સાંભળતાં ક્ષણનો પણ વિલંબ કર્યા વિના તેને પોતાની પાસે હાજર કરવાનો તેણે હૂકમ કર્યો. તરતજ જાસુસ અંદર આવ્યો. તે અંદર આવતાં રામરાજાએ હજુરિયાને છેક દૂર જઇ ઉભા રહેવાનું કહ્યું.

ત્યાર પછી જાસુસ બોલ્યો:

" રણુમસ્તખાન ક્યાં રહે છે એવી તપાસ કરતી એક વૃદ્ધ મુસલમાન સ્ત્રી એક મુસલમાન નોકર સાથે એકાદ ઘડી થઈ ગામબહારની ધર્મશાળામાં ઉતરી છે. "

તે સાંભળતાંજ રામરાજાને કંઇનું કંઇ થઈ ગયું. પહેલાં લાગ્યુ કે મેહેરજાન પોતેજ આવી હશે. પણ એ વિચાર એકપલ પણ ટકયો નહિ. તે મેહેરજાન નહિ હોય, માર્જિનાજ હશે, એ કલ્પના દૃઢ થઇ અને તેણે તે સ્ત્રીના દેખાવ વિષે જાસુસને પ્રશ્ન પૂછ્યા. તેના દેખાવ વિષે જાસુસે જે કહ્યું તે પરથી તે માર્જિનાજ છે તે વિષે રામરાજાના મનમાં શંકા રહી નહિ. હવે પોતે વિચારમાં વખત ગુમાવે તે કામનું નહિ. જે કાંઇ કરવું હોય તે તરત

કરવું જોઈએ. તે બન્નેને અટકાવી રાખવા જોઈએ. રણમસ્તખાન સાથે મળવા તો નજ દેવા પણ એ બે જણ આવ્યાં હતાં એવી ખબર પણ તેને કાને ન જવા દેવી જોઈએ એવો તેણે નિર્ધાર કર્યો અને તરતજ તેણે જાસુસને કહ્યું:

"તું હમણાંજ પાછો જા અને તે ધર્મશાળામાંથી એ બે માણસોને બે દિવસ સુધી બહાર ન જવા દેવાનો મારો હુકમ છે એમ સુબ્રહ્મણ્યને જઈને કહે. ને કદાચ આનાકાની કરે તો આ વીંટી બતાવજે. આપી ન દેતો—પાછી લાવજે. એ જોતાંજ તે બધી વ્યવસ્થા કરશે. પછી તારૂં કામ પૂરૂં થયું."

જાસુસ તેની આજ્ઞા બજાવવા ચાલી ગયો.

તે જવા પછી રામરાજા મનમાં બબડયો:

"મારો એક તર્ક તો ખરો પડયો. માર્જિનાજ પોતાની શેઠાણીનો સંદેશ લઈ રણમસ્તખાન પાસે આવી છે. તે તેને મળી શકશે નહિ. મારે રાતોરાત કુંજવનમાં જવુંજ જોઈએ."

તેનો નિશ્ચય થઈ ચૂકયો. યુવાનીમાં જેટલી આતુરતાથી રાતના કુંજવનમાં જતો તેવી આતુરતાનો આજે તેના દીલમાં સંચાર થયો. પણ ઉભય સ્થિતિની ઉત્સુકતા જૂદા જૂદા પ્રકારની હતી તે ધ્યાનમાં રાખવાની જરૂર છે. યુવાનીમાં પણ તે તેને મળવાની લાલસાથી જતો હતો. આજે પણ એજ લાલસા હતી અને તેથી રાત કયારે પડે અને હું તેની પાસે કયારે જાઉં એવું તેને થતું હતું. ગમે તેમ હોય પણ તેને એમ લાગ્યું કે તેને મળી તેની પોતે માફી માગવી. તેને કહેવું કે જે વાત તેં માર થઈ આટલાં વર્ષ મારાથી છૂપાવી રાખી તે અંતે આવી. હવે તુંજ કેમ દૂર રહે છે? તે પોતાનું કહ્યું સ ન સાંભળે પણ પોતે તો તેને આટલું કહેવું. તેનો તેન

જાણે ફરીથી તાજો થયો. છેલ્લે દિવસે તે તેને ઉંઘતી છોડીને ચાલી આવ્યો. તે રાતનો આખો બનાવ તેની નજર સામે આવી ઉભો રહ્યો. પોતે ગુપચુપ પત્ર તથા પૈસાની થેલી આપીને આવ્યો એના કરતાં પ્રત્યક્ષ કહી દીધું હોત તો શું થાત ? કદાચ તે સમજી ગઈ હોત એમ પણ તેને આજે આટલાં વર્ષે લાગ્યું. પણ હવે તેનો ઉપયોગ શો ? હવે જે શકય હોય તેજ કરવું એવો વિચાર કરી તેણે જવાનો નિશ્ચય કર્યો. ચાંદની રાત હતી. તે જે દિવસે મેહેરજાનની છેવટની રજા લેવા ગયો હતો તે દિવસે પણ રાત આવીજ ચંદનીવાળી હતી. ફક્ત તે દિવસ આજના જેવો ન્હોતો. દિવસમાંજ આસમાનજમીનનું અંતર હતું.

રાત પડતાં તે પોતાના હમ્મેશના વખતે એકલોજ નીકળ્યો અને અગાઉની પેઠેજ કુંજવન પાસે આવ્યા પછી તેને એકાએક શું લાગ્યું તે કોણ જાણે ! એકદમ અંદર જવું નહિ, આટલી રાત્રે માણસ શામાટે આવ્યો હશે એમ કહી પહેરગીર તેને દાદ દેશે નહિ, એવા વિચાર તેને થયા. પણ હવે આટલે દૂર આવ્યા પછી પાછા કેમ જવું ? જે થવાનું હોય તે થાય. આટલી મોડી રાતે તે આવ્યો છે એટલે તેનું કામ ઘણું અગત્યનું છે એમ ધારી પહેરેગીર શામાટે તેનો સંદેશો ન લઈ જાય ? એમ પણ તેના મનમાં આવ્યું અને તેણે હિમ્મતથી દરવાજાપરના દરવાનને બૂમ પાડી. તેણે વેષ બદલ્યો હતો. પહેરેગીર ઉંઘમાં ઝોકા ખાતો હતો. તેણે કેટલીકવાર તો દાદજ દીધી નહિ. છેવટે "કોણ છે ?" કહી તેણે દરવાજો ઉઘાડયો ત્યારે રામરાજાએ તેને કહ્યું:

" મને રણમસ્તખાને માસાહેબને અતિ અગત્યનો સંદેશો કહેવા મોકલ્યો છે. માટે તેમને ખબર આપ. તેઓ ઉંઘમાં હોય તો પણ ઉઠાડ. મારો સંદેશો ઘણોજ અગત્યનો છે."

પહેરેગીર હા–ના કરી આનાકાની કરવા લાગ્યો.

તે બોલ્યોઃ

" હમણાં હું પહેરાપર એકલોજ છું. બંગલામાં પણ કોઈ માણસ નથી. બધા ખાનસાહેબ પાસે ગયા છે. માસાહેબની બુઢ્ઢી દાસી પણ ક્યાંક ચાલી ગઇ છે. હવે તેને ઉઠાડવા જવા માટે બંગલા સુધી કોણ જાય ? સ્હવારે જઈશ. હમણાં તો મધરાત થઇ છે."

" એમ કરે તે કેમ ચાલે ? મને ખાનસાહેબે ખાસ મોકલ્યો તે શામાટે ? ગમે તેમ કર ને મારા આગમનની ખબર આપી માસાહેબ સાથે મારી મુલાકાત કરાવી આપ; તારી મહેનત નકામી નહિ જાય. તે તને શાબાશી આપશે. "

આમ અનેક પ્રકારે સમજાવવાથી દરવાને લાચાર થઇ જવાનું કબૂલ કર્યું અને તે દરવાજો પુનઃ બંધ ન કરતાં તું અહિં સંભાળ રાખ એમ રામરાજાને કહી ત્યાંથી ચાલી ગયો. રામરાજા ત્યાં પાંચ મિનિટ થોભ્યો અને તેની નજર એકદમ પુષ્કરિણિની બાજુએ ગઈ. તેને ત્યાં જવાની વિલક્ષણ ઉત્કટ ઇચ્છા થઇ આવી અને એ ઇચ્છાનું જોમ એટલું બધું વધી ગયું કે તે દરવાજાને ઠેકાણે રહેવા દઇ પુષ્કરિણિ તરફ ગયો પણ.



## પ્રકરણ ૧૪ મું.

### અપૂર્વ મિલન !

રામરાજા કુંજવનમાં આવે એટલે તેને પુષ્કરિણિ તરફ જવાની ઇચ્છા થાયજ એ નિશ્ચિત બીના હતી. તેના કિનારાપર તેણે જુવાનીમાં અનેક જાતના વિલાસ ભોગવી આનંદ કર્યો હતો. તેથી અથવા પુષ્કરિણિમાં કંઇક અજબ જાતનું જાદુ ભરેલું હતું તેથી પણ તેને ત્યાં જવાનો મોહ થતો અને તે મોહને તે દૂર કરી શકતો નહિ. તેમાંય આજે પૂર્ણિમાની અગર વદ એકમ અથવા બીજની રાત હોવાથી સર્વત્ર શુભ્ર ચંદની ફેલાઇ ગઇ હતી અને વાતાવરણમાં શાંતતા હતી. વૃક્ષોનાં પાંદડાં શુદ્ધાં હાલતાં ન્હોતાં. ચંદની રાતે આવી શાંતિ અને સ્તબ્ધતા જવલ્લેજ જણાય છે. આકાશ તદન નિરભ્ર હતું અને તારાઓ પોતાના સઘળા પ્રકાશથી તેજસ્વી દેખાવાનો પ્રયત્ન કરવા છતાં પણ ચંદ્રના તેજમાં ઝાંખા પડી ગયલા જણાતા હતા. એકાદ ચક્રવર્તિ સમ્રાટ દરબાર ભરે ત્યારે તેમાં જેમ સર્વ માંડલિક રાજાઓ પોતાનો વૈભવ અને દૌર દમામ પૂર્ણપણે બતાવવા માટે જે હોય-ન હોય તે બધાનું પ્રદર્શન કરાવવાનો પ્રયત્ન કરે છે, પોતાની ખામી ન જણાય તે માટે જેમ કાળજી રાખે છે, પોતે દમામદાર પોષાકમાં સજ્જ થયો છે એમ માની યોગ્ય આસનપર અભિમાનથી જઇ બેસે છે પણ સમ્રાટના

વિપુલ વૈભવ આગળ બધાનાં અલંકારો ઝાંખા પડી જાય છે, કોણ ક્યાં બેઠો છે, તેનો રસાલો કેટલો છે, તે જાણવાની કોઈ દરકાર પણ કરતું નથી, તેવીજ દશા આજે ચંદ્રમા આગળ સર્વ તારામંડળની થઇ હતી. આ બધી વાત ખરી છે. ચંદ્રિકાના અતુલ તેજથી રામરાજા મોહિત થયો હતો તે પણ સત્ય છે; પરંતુ તેનું મન ફક્ત ધવલ ચંદાથી અતિ રમણિય બનેલી સૃષ્ટિને જોવા માટે ઉત્સુક ન્હોતું. તેના મનમાં વિલક્ષણ ઉત્સુકતા હતી, વિષમ-શોકાર્દ્ર ભાવોથી તેનું અંતર ભરેલું હતું અને એ શોક આતુરતા અને દુઃખની લાગણીઓના આવેશમાં તે શું કરે છે, કયાં જાય છે તેનું ભાન ભૂલી જઇ કુંજવનના દરવાજાપરથી તે સીધો પુષ્કરિણિને રસ્તે નીકળી ગયો. તેણે દરવાનને રણમસ્તખાનનો કાસદ આવ્યો છે એમ કહેવા તેની મા પાસે મોકલ્યો હતો એટલે તે પાછો આવે ત્યાં સુધી તેણે દરવાજા આગળજ ઉભું રહેવું જોઈતું હતું પણ પુષ્કરિણિ પર નજર જતાં તે સર્વ ભાન ભૂલી જઈ લોહચુંબકથી આકર્ષયલા એકાદ લોખંડના ટૂકડા પેઠે દરવાજો છોડી ત્યાંથી પુષ્કરિણિ તરફ ચાલી ગયો.

ઉપર અમે એકવાર કહી ગયા છીએ કે રણમસ્તખાન બાદશાહની નોકરી છોડી રામરાજાનો નોકર થયો એ બીનાની ખબર પવન વેગે પસરતાં કુંજવનમાં તેના નોકરચાકરોમાં ભારે અજાયબી ફેલાઇ હતી. તેમની લાગણીમાં પણ ઘણો ફેરફાર થઈ ગયો હતો. કેટલાક બીજા એલચીની નોકરીમાં ગયા. બાસાહેબ માટેનો તેમનો પૂજ્યભાવ પણ હવે લય પામ્યો. જેઓ હજુ નોકરીમાં હતા તેઓ પોતપોતાની ઈચ્છાનુસાર દારૂ તાડી અથવા ગાંજો પી નિશામાં ચૂર થઇ ગમે ત્યાં પડ્યા હતા. રાત્રીના પહેલા પહોરમાં નિશા કરનાર પાછલી રાતના નિશામાં મસ્ત થઇ શાંત સમાધિમાં પડ્યા

હોય છે. જુવાનીમાં અતિશય ધાંધલ કરનાર વૃદ્ધાવસ્થામાં અત્યંત શાંત બની જાય છે. તેવીજ બધા નોકરોની આજે હાલત હતી. રામરાજાના સદ્‌ભાગ્યે દરવાન દરવાજો ઉઘાડવા જેટલી શુદ્ધિમાં હતો તે નવાઈ જેવુંજ હતું.

રામરાજા પુષ્કરિણિ તરફ ગયા પછી પોતે દરવાનને માસાહેબ પાસે મોકલ્યો છે એ વાતજ તે ભૂલી ગયો ! હવે તેને પુષ્કરિણિ અને ભૂતકાલનાં સુખદ સ્મરણ સિવાય બીજાં કશાંનું ભાન રહ્યું નહિ. તે પુષ્કરિણિની પ્રદક્ષિણા ફરવા લાગ્યો. તેના કાંઠાપરથી તેમાંના કમળો તરફ જોતો તો બીજી પળે ઉંચે આકાશ તરફ નજર ફેંકતો તે ધીમે ધીમે ડગલું ભરતો હતો. ધીમેધીમે એક એવે ઠેકાણે તે આવ્યો કે ત્યાં આવતાંજ એક વૃક્ષ તરફ જોઇ તેને કંઇ સ્મરણ થવાથી તે એકદમ સ્તંભિત થઇ ગયો. કેટલાંક વર્ષો પૂર્વે તે આજ વૃક્ષ નીચે ઉભો રહ્યો હતો. તેની પ્રિયા મેહેરજાન એકલીજ પુષ્કરિણિમાં ક્રીડાનૌકા છોડી મધ્યભાગમાં પતાકાસ્તંભ નજીક હોડી ઉભી રાખી પોતે તેને અતિ પ્રેમપૂર્વક શીખવેલી અષ્ટપદી પોતાના અતિ મંજુલ સ્વરે લલકારી રહી હતી અને પોતે તેને આ વૃક્ષ નીચેથીજ જવાબ આપ્યો હતો. આ સુખી અનુભવનું અને તે રાત્રીના આનંદમય પ્રસંગનું પ્રત્યક્ષ ચિત્રજ તેની નજર સામે આબેહુબ આવી ઉભું. તે ચિત્ર નીહાળવામાં તે લીન થઈ ગયો. તેજ સુખ આજે તે પુનઃ ભોગવે છે એવું તેને જાગ્રતસ્વપ્નમાં જણાયું. જોતજોતામાં તેની આંખોમાં આંસુ આવી ગયાં; એટલુંજ નહિ પણ તેને ડૂંસકાં આવવા લાગ્યાં ત્યારેજ તે મનોહર ચિત્ર તેની નજર આગળથી ખસી ગયું અને તેના પેટમાં મોટો ધ્રાસકો પડયો. મહેરજાન અને તે પુષ્કરિણિના મધ્યભાગમાંથી કિનારાપર આવવા લાગ્યાં ત્યારે એકાએક તેને મેહેરજાનના કંઇક વિવક્ષિત શબ્દોની સ્મૃતિ થઇ. તે

સ્મૃતિ થતાંજ તેનો જાગ્રત સ્વપ્નનો આનંદ નષ્ટ થયો અને તે મનમાંજ બોલ્યો:

" તેમ થયું હોત તો કેવું સારૂં થાત ! ત્યારપછીની આ બધી આફતમાંથી બચાવ થયો હોત. તે અને હું ગમે ત્યાં સાથે સુખના શિખરપર અથવા દુ:ખના ભોંયરામાં હોત: પણ અમે અહિંથી સાથે ગયાં હોત તો પરમેશ્વર જ્યાં મોકલત ત્યાં સાથેજ હોત. અમારો સાચો પ્રેમ જોઈ પ્રભુએ અમને વિખૂટાં પાડયાં ન હોત."

આવા કાંઇક વિચિત્ર વિચાર તેના મનમાં ઘોળાવા લાગ્યા. સૃષ્ટિસૌંદર્ય તરફ તેનું જરા પણ લક્ષ ન્હોતું. ચંદ્ર પોતાના નિત્યક્રમ પ્રમાણે ત્રીસ પાંત્રીસ વર્ષો પૂર્વેની તે વિવક્ષિત રાત્રીએ કુંજવનપર પોતાનો પ્રકાશ જે રીતે પ્રસારતો હતો તેવીજ રીતે આજે પણ તેનું તેજ કુંજવનપર રૂપેરી ચાદર જેવું છવાઇ ગયું હતું. જે રીતે કમળો તે રાત્રિએ પોતાની સુગંધથી આખાં વાતાવરણને સુગંધમય બનાવી રહ્યાં હતાં તેજ રીતે આજે તેમનું કામ પણ ચાલુ હતું. પણ રામરાજાનું મન તે રાત્રિના જેવું નહિ હોવાથી તેને કશાથી પણ સુખ મળી શકયું નહિ. તેની આંખોને તે ચંદ્ર આજે જણાયો નહિ. તેના નાકને કમળની સુગંધ આવી નહિ. તેના મગજને તે વેળાની શાંતિએ જરા પણ શાંતી આપી નહિ. તેની મનઃસ્થિતિ કંઇ નિરાળીજ થઇ ગઇ હતી. તે વૃક્ષ નીચેથી પોતે જરાપણ દૂર ન જવું એવું તેના મનમાં આવ્યું હતું. દરવાનનું તો તેને સ્મરણ શુદ્ધાં રહ્યું નહિ. તો પછી તે તેને બૂમ મારતો અહિં આવશે એવું ભાન તો હોયજ કયાંથી ?

કોઇ કોઇવાર કોઇ કોઇ પ્રસંગ એવા બને છે કે તેમ કેમ બન્યું તે કહેવું બહુ કઠિન થઇ પડે છે. કોઈક પ્રસંગ સંયોગ અમુક સમયે અમુક સ્થળે બનશે એમ કોઇ કહે તો તે ખરૂં પણ લાગતું

નથી. તેમ કહેનારની આપણે મશ્કરી કરવા મંડી જઇએ છીએ: પણ સ્વપ્નમાં-વિચારમાં પણ ન હોય એવા બનાવો માનવી જીવનમાં બન્યાના અનેક પ્રસંગો મળી આવે છે. તેમ કેમ બન્યું તેનો ખુલાસો મળી શકતો નથી. જ્યારે કંઇ કારણ કળી શકાતું નથી ત્યારે "ઇશ્વરી યોગ," 'વિધિના લેખ' કહી આપણે બીજાના મનનું સમાધાન કરવાનો પ્રયત્ન કરીએ છીએ. આવીજ સ્થિતિ આ વેળાએ રામરાજાના મનની થઇ. તેની જીંદગીના સઘળા બનાવો-ખાસ કરી મેહેરજાન સાથે સંબંધ થયા પછીના જીવનના સઘળા બનાવો-એક પછી એક સિનેમેટોગ્રાફની ફીલમ પેઠે તેની નજર સામે આવવા લાગ્યા. તે સ્મૃતિ ચિત્ર જોતા જોતા તે આજના પ્રસંગ સુધી જ્યારે આવી પહોંચ્યો ત્યારેજ શુદ્ધિમાં આવ્યો. પોતે આવ્યો શા માટે અને તેણે કર્યું શું ? એ પ્રશ્ન હવે તેના મનમાં ઉઠયો. દરવાન સંદેશો કહી આવ્યો હશે કે ? પોતાને ત્યાં નહિ જોવાથી પોતાની બીજે કોઇ સ્થળે શોધ તો નહિ કરી હોય ? પોતે પોતાનો ઘોડો દરવાજા પાસેજ બાંધેલો છે. એટલે તે આટલામાંજ હશે એમ ધારી તે પોતાને આમ તેમ જોતો હશે. એવા વિચાર આવવાથી તે દરવાજા તરફ જવા નીકળ્યો. પણ એટલામાં તે અટકયો. તે વૃક્ષ આગળથી બે ચાર ડગલાં તે આગળ નહિ ગયો હોય એવામાં તેને કોઇ સામેથી આવતું હોય એવો ભાસ થયો. તે જુએ છે તો તેની નજરે શુભ્રવસ્ત્ર પરિધાના એક મૂર્તિ પડી. આ મૂર્તિ કોણ હશે તે માટે તેને અણુમાત્ર શંકા ન્હોતી. રણમસ્તખાનની માતા-પોતાની પ્રથમ પ્રિયા મેહેરજાનજ તે છે એવી તેના મનની ખાત્રી થઇ ગઇ. અગાઉ એકવાર રણમસ્તખાન સાથે આ પુષ્કરિણિના કિનારાપર તે ફરવા આવ્યો હતો ત્યારે શુભ્રવસ્ત્ર પરિવેષ્ટિત જે મૂર્તિ તેને જણાઇ હતી તે આજ તે વિષે તેને જરા પણ શંકા રહી નહિ. તે અહિંયા આ સમયે શા માટે આવી ? દરવાને પોતાનો સંદેશ તેને કહ્યો તે

સાંભળીને તો નહિ આવી હોય ? પણ તે આમ અહિં શા માટે આવે ? કોઈ કાસદ આવ્યો હોય તેને અહિં લઇ આવ એવોજ હુકમ તેણે દરવાનને આપ્યો હશે અથવા તેના પુત્રે જે પગલું લીધું તેથી ગુસ્સે થઇ હવે કાસદ મોકલવાનું કામ નથી, હું તેને મળવા માગતી નથી, એવો જવાબ તેણે મોકલવો જોઇતો હતો: ત્યારે તે અહિં શા માટે આવી ? તે પોતે ત્યાં કેમ આવ્યો ? જ્યારે જ્યારે તે કુંજવનમાં આવે છે ત્યારે તેના પગ તેને ત્યાં કેમ ખેંચી લાવે છે ? તે પોતાના પુત્ર સાથે આજ કુંજવનમાં રહી તેનું શું કારણ ? આ કુંજપરની–પુષ્કરિણિ પરની પ્રીતિજ તેનું કારણ હોવી જોઇએ. બીજું શું કારણ હોય ?

આવા વિચાર તેના મનમાં ચાલતા હતા ખરા પણ તેની આંખો તો તે શ્વેતમૂર્તિ તરફજ એકી ટસે જોઈ રહી હતી. તે આ-ટલી રાત્રે અહિં આવી શું કરે છે તે કેટલીકવાર જોઇ પછી તેની પાસે જઈ મારો સંશય દૂર કરીશ એવો વિચાર તેણે રાખ્યો.

આ બાજુ તે શ્વેત મૂર્તિ–માસાહેબ–પુષ્કરિણિના તીરપર આવીને કેટલીક વારસુધી તેના જળ તરફ જોતી ઉભી રહી. સર્વત્ર સ્તબ્ધતા પ્રસરી રહી હતી. વૃક્ષનાં પાન શુદ્ધાં હાલતાં ન્હોતાં. પુષ્ક-રિણિના જળમાં તરંગ પણ ઉઠતા ન્હોતા. પણ માસાહેબ આવ્યાં પછી સ્થિતિ ધીમે ધીમે બદલાતી ગઇ. વૃક્ષની ડાળીઓ ધીમે ધીમે હાલવા લાગી. તેના અવાજથી ત્યાંની શાન્તતામાં ભંગ થવા લાગ્યો. પુષ્કરિણિના જળપર તરંગ ઉઠવા લાગ્યા. કમળનાં પુષ્પો જળની સપાટીપર અત્યાર સુધી તદ્દન સ્થિર હતાં તે હવે મંદ મંદ સમીર લહરીથી હાલવા લાગ્યાં. કમળ પુષ્પોની સુગંધ પવન વિના જળની સપાટીપર સ્થિર રહી હતી તે હવે દૂર સુધી પ્રસરવા લાગી. અત્યાર સુધી કેટલાંક દેડકાં કિનારે આવી બેઠાં હતાં તે હવે પાણીમાં ડપડપ

ડૂબકી મારવા લાગ્યાં. પુષ્કરિણિનું જળ અત્યારસૂધી તદન સ્થિર હતું તે પર ચંદ્રિકા રૂપેરી ચાદર બીછાવી હોય એવી લાગતી હતી તે હવે તરંગ પૂર્ણ થવાથી ચંદ્રિકાને લીધે પાણીમાં એકવાર ચમકારો જણાય, બીજીવાર કંઈક શ્યામ છટા જણાય એમ છાયા અને પ્રકાશની જાણે રમત ચાલતી હોયની એવો ભાસ થવા લાગ્યો.

છાયા અને પ્રકાશ ! બન્ને સાક્ષેપ શબ્દો ! પરંતુ તેમાં કેટલો બધો ભિન્નાર્થ ભરેલો છે ? કોઇપણ વસ્તુ પ્રકાશમાં આવે છે ત્યારે તે સ્વચ્છ-તેજસ્વી જણાય છે. તેજ છાયામાં હોય ત્યારે તેની સ્થિતિ તદન જૂદીજ થઈ જાય છે. છાયા અને પ્રકાશ ! આખું આયુષ્ય-આખી સૃષ્ટિ છાયા અને પ્રકાશના પરિણામનુંજ ફળ હોય એમ નથી લાગતું ? પ્રકાશમય જીવિન ગાળવાની મનુષ્યમાત્રની મહત્વાકાંક્ષા હોય છે. તે આ લોકમાં મળવું અશકય માની તેનું અસ્તિત્વ મનુષ્ય પરલોકમાં કલ્પે છે અને ત્યાં જવાની ઇચ્છા કરે છે. જેના સુદૈવે આ જગત્માં પ્રકાશનો ઉપભોગ કરવાનો મળે છે તેનું જીવન રમણિય જણાય છે. તેને આ લોક છોડી જવાની ઇચ્છા પણ થતી નથી. પણ જેનું આખું જીવન છાયામાં-છાયામાંના અંધકારમાં જતું હોય-જેને પ્રકાશ એટલે શું તેનો અનુભવ પણ કદિ નહિ થયો હોય તેને તો આ લોક છોડી કયારે પરલોકમાં-પ્રકાશમય જીવન ગાળવા જાઉં એવું થયા કરે છે. માસાહેબનું આખું જીવન લગભગ છાયામય હતું. પ્રકાશનું કિરણ કવચિત તેની નજરે પડયું હશે પણ તે છાયાની અંધકારમયતા તેને વિશેષ અંધારી જણાય તેટલા માટેજ જણાયું હતું એમજ તેના મનને લાગતું હતું. અને જે છેલ્લો બનાવ બન્યો તે પરથી તો હવે પ્રકાશનાં કિરણો કદિપણ દષ્ટિએ પડશે નહિ એવી તેના મનની પૂર્ણ ખાત્રી થઇ ગઇ હતી. એક સમય એવો હતો કે જયારે તેનું જીવન અત્યંત છાયામય-અંધકારમય

થઇ ગયું હતું. પણ ત્યારે તેને એમ લાગતું હતું કે ઉદયોન્મુખ શક્તિ પોતાના હાથમાં છે. તે સૂર્ય વખત જતાં ઉદય પામશે અને તેનો ઉદય થયો એટલે જેણે પોતાના સુખ સૂર્યપર છાયા પાડી ખગ્રાસ ગ્રહણ કર્યું હતું તે રાહુનું પારિપત્ય કરવાની તેના દીલમાં આશા હતી. આગળ જતાં તે સૂર્યનો ઉદય થયો. તે બાલ્યાવસ્થામાંથી તરૂણ દશામાં દાખલ થયો. પોતાના છાયામય દિવસ વહી ગયા. હવે તેને હમ્મેશાં પ્રકાશમય દિવસો જોવાના મળશે એમ તેને લાગવા લાગ્યું: પણ તેને એમ લાગ્યું તેથી શું વળ્યું? પરમેશ્વરી સંકેત કૈંક નીરાળોજ હતો. તે સંકેત પ્રમાણે પોતેજ ચાહી ચલાવીને તે રાહુના મુખ નજીક આવી પડી, તે મુખમાં ન પડતાં તેનો નાશ કરીશ એવી આશા પણ જણાઇ. પણ પછી? તે રાહુનું વિદારણ કરવાની વાત તો બાજુએ રહી પણ તે રાહુએજ તેનું જીવન સર્વસ્વ ગ્રહણ કરી લીધું: તેમાં રાહુનો શો દોષ? તેણે પોતેજ શામાટે તેના મુખ આગળ તેને લાવી મૂકયો! તેનુ પ્રાયશ્ચિત હવે તેને ભોગવવું પડે છે. પણ તે હવે કઇ આશાપર ભોગવવું! એમાંથી પાર નીકળી જવાની હવે કયાં આશા હતી? હવે એકજ રસ્તો હતો. આ છાયામય જીવલોકમાંથી નીકળી જવું. પછી પ્રકાશમય પ્રદેશ હશે તો તેને તે મળશે. નહિ હશે તો કઇ નહિ. પણ આમાંથી તો નીકળી જવું. આવો વિચાર કરી ને પુષ્કરિણિપર આવી હતી. તેના જીવનની સાથી લૈલી ઉર્ફે માર્જિના તેના માર્ગમાં નડે નહિ એવા ઇરાદાથી તેણે તેને કંઇ કામ સોંપી દૂર મોકલી દીધી હતી. તે નહિ હોય એટલે પોતાનું કામ પાર પાડી શકાશે એવી તેની માન્યતા હતી અને તે માન્યતા સત્ય પણ હતી. લૈલીનો તેનાપર જેટલો પ્રેમ હતો તેટલો કોઇનો પણ ન્હોતો. પોતાના પુત્રનો તેનાપર અસીમ પ્રેમ છે એમ તેને લાગતું હતું તે હવે અનુભવને અન્તે અ-

સત્ય ઠર્યું હતું. તેવો પ્રેમ હોત તો તે આમ વર્તજ નહિ. તેણે પોતાના એવા વર્તનથી જાણી જોઇને તેને મૃત્યુના મુખમાં ધકેલી દીધી હતી એમ કહેવામાં કશી હરકત નથી. મૃત્યુના મુખમાંજ નાખી એટલુંજ નહિ પણ તેના મ્હોપર કલંક લગાડી તેને મૃત્યુની ખાઈમાં ધકેલી દીધી! બાદશાહ પાસે, જનાનામાં તેનું કેટલું બધું માન હતું? તે માનને લીધે તેણે પોતાની વ્યુહ રચના ઘડી કાઢી હતી અને છેવટે તેના વ્યુહની આવી દશા થઇ. બાદશાહ શું કહેતા હશે? આવી સ્ત્રીને પેટે આવો ફીતુરી કપૂત જનમ્યો તે માટે તેને આશ્ચર્ય ઉપજતું હશે. કદાચ તેનું આજસૂધીનું ફકીરી જીવન પણ ખોટું-વિશ્વાસઘાત કરવામાં તેનો પણ કંઇ ભાગ હશે એવું પણ બાદશાહના મનમાં આવ્યું હોય તો ના કેમ કહેવાય? આવા આવા વિચારો તેના મનને કરડી ખાવા લાગ્યા અને છેવટે 'હવે જીવ આપ્યા સિવાય છૂટકો નથી' એવુંજ તેના મનને લાગ્યું. એ વિચારને અમલમાં મૂકવાને તે હમણાં પુષ્કરિણિને કિનારે આવી ઉભી હતી. આ પુષ્કરિણિના કિનારાપર તેણે એકવાર પ્રેમક્રીડા કરી હતી. આ પુષ્કરિણિમાં પોતાના પ્રિયતમ સાથે ડૂબી જવાની એકવાર ઇચ્છા દર્શાવી હતી તેનું તેને અચાનક આ સમયે સ્મરણ થઇ આવ્યું અને જો એ ઇચ્છા પ્રમાણે ઉભય એકમેકની ગોદમાં ડૂબી ગયાં હોત તો કેવું સારૂં થાત-કેટલી માનસિક યાતનામાંથી તે બચી ગઇ હોત એવા ચાલુ વિચારો તેના મનમાં આવવાથી તે સ્થિર આંખોએ પુષ્કરિણિના જળ તરફ જોઇ રહી હતી. રામરાજાને જેમ થોડાક વખત પહેલાં આખા જીવનનાં પ્રસંગો એક પછી એક આંખો સામે જણાયા હતા તેમ માસાહેબને પણ જીવનના વિવિધ પ્રસંગો દેખાવા લાગ્યા. નાનપણથી આજ સુધીમાં બનેલા બધાય બનાવો સ્વપ્નમાં જેમ અમુક દશ્યો જણાય છે તેમ માસાહેબને હમણાં

તાદ્દશ થવા લાગ્યાં. તે પોતાની નાતજાત છોડી પોતાના પ્રિયતમને કેમ વશ થઇ, તેના પ્રેમપાશમાં પોતાના કુટુંબને કેમ ભૂલી ગઇ, પછી તેના પ્રેમીએ તેનો ત્યાગ કરવાથી દુઃખી થઇ તેણે કેવી રીતે તેના દેશનો ત્યાગ કર્યો, પછી અનેક દુઃખો વેઠી ફક્ત તેનો પુત્ર મોટો થયા પછી પોતાનો હેતુ કેમ પાર પાડવો, પોતાનું વેર કેમ વાળવું એવી આશાથી જેમ તેમ દેશપરદેશ રખડી કેમ દહાડા કાઢયા, ત્યાર પછી દૂર દેશમાંથી પુનઃ સ્વદેશમાં આવી બાદશાહી જનાનાપર પોતાનો કાબુ કેમ બેસાડયો, પછી બાદશાહની મહેરબાની મેળવી પોતાના પુત્રને એલચી બનાવી પુનઃ તે કુંજવનમાં કેમ આવી, ત્યાં આવ્યા પછી શું શું બનાવો બન્યા અને છેવટે શું થયું તે બધું તેની આંખ આગળથી પસાર થઇ ગયું અને હવે મરવા સિવાય છૂટકો નથી એમ લાગવાથી પોતે આપઘાત કરવાને હમણાં અહિં આવી છે એ વિચાર મનમાં આવતાં તે પરમેશ્વરની અંતીમ પ્રાર્થના કરવા લાગી. પછી મુસલમાની રીતિ પ્રમાણે તેણે નમાજ પઢવાની તૈયારી કરી. આ બધું એક ઝાડ નીચે ઉભો ઉભો રામરાજા જોઈ રહ્યો હતો. તેને એકદમ તેની પાસે જઇ 'પ્રિય મેહેરજાન' કહી ગાઢ આલિંગન દેવાની હજારોવાર ઇચ્છા થઇ. પણ અનેક સારાં માઠાં કામ કરવાની હિમ્મતવાળા રામરાજાની આજે તેમ કરવાની છાતી ચાલી નહિ. એક પલ પછી તેની પાસે જઇશ. એ શું કરે છે તે જોઉં. પછી આગળ જઇશ. એમ વિચારી તે ત્યાંજ છૂપો રહ્યો. આત્મહત્યા પૂર્વે તે આ છેલ્લી નમાજ પઢતી હતી એવી તેને કલ્પના આવી નહિ. તેનું મુખ પણ તેને જણાતું ન્હોતું. ફક્ત મનોમય સાક્ષીથી આ મહેરજાનજ છે એમ તેને લાગતું હતું. અને તેના તરફ જોતો, પાસે જાઉં કે એવો વિચાર કર્યા કરતો હતો પણ તેનાથી એક પગલું પણ આગળ જવાતું ન્હોતું.

આ બાજુ બાસાહેબ નમાજ પઢી રહ્યા પછી તેના મનમાં એક જાતની અવાચ્ય શાંતિ પ્રસરી. પુષ્કરિણિમાં પડતું નાખી આ લોક છોડવાનો તેનો નિશ્ચય પણ કાયમ થયો. તેણે જે શાલ ઓઢી હતી તે ફેંકી દીધી અને "અલ્લાહો અકબર ! મહમદ બસુલિલ્લા" એવો પરમેશ્વરના નામનો મોટેથી ઉચ્ચાર કરી તેણે એકદમ પુષ્કરિણિમાં પડતું મૂકયું.

તેજ ક્ષણે એક બીજી વ્યક્તિ તેની પાછળ પાણીમાં પડી એમ કહેવાની કંઇજ જરુર નથી.



## પ્રકરણ ૧૫ મું.

### રણમસ્તખાન માટે માગણી.

આ પ્રકરણમાં બનેલા બનાવ પછી લગભગ આઠ દશ દિવસ વહી ગયા; ત્યારે વિજાપુરના બાદશાહ તરફથી તેના બીજા પ્રતિનિધિ દ્વારા રામરાજાને એમ પૂછવામાં આવ્યું કેઃ " તમે અમને જણાવ્યા વિના અમારા પ્રતિનિધિ તરિકે તમારા દરબારમાં રાખેલા અમારા નોકરને તમારી નોકરીમાં શા માટે રાખ્યો ? અમારો એ નોકર અમને બેવફા થઇ તમારા રાજ્યમાં આવ્યો કિંવા તમે પોતેજ તેને બેવફા બનાવ્યો એવી અમારી માન્યતા છે. તમારૂં આ કામ યોગ્ય નથી તથા તેથી તમારી અને અમારી મિત્રતામાં ઘણો ઘટાડો થયો છે. જે માણુસ તમારા પક્ષમાં આવ્યો છે તેને અમે વિશ્વાસપાત્ર માનેલો પણ તે ફીતુરી નીકળ્યો. આવો ફીતુરી અમારા રાજ્યનો મોટો દ્રોહી ગણાય. માટે આ બધી બાબત ધ્યાનમાં લઇ તમે અમારા માણુસને પાછો આપી દો. અમે તેના ગુન્હા માટે તેને દેહાંતની સજા કરવાના છીએ. એમ જો નહિ કરો, તમે અમારા માણુસને સોંપી નહિ દો તો આપણી મિત્રતા તૂટે એવીજ તમારી ઇચ્છા છે એમ સમજીશું. જે થયું તે ઠીક થયું. રણમસ્તખાન ખુલ્લી રીતે તમારો નોકર થયો. તે અમારી નોકરીમાં અમારા વિશ્વાસપાત્ર માણુસ તરિકેજ રહીને જો ફીતુ । થયો હોત તો ભારે

ધોટાળો થાત. તેના જવાથી અથવા તે તમારો નોકર થવાથી અમને કંઈપણ નુકસાન થયું નથી. પણ જે થયું તે તમારી અમારી મિત્રતાની દૃષ્ટિએ ઠીક થયું નથી એમજ અમારૂં કહેવું છે. રણમસ્ત અમારો તાબેદાર-અમારો ગુન્હેગાર છે માટે અમારા બીજા વકીલના તાબામાં તેને સોંપી દો. ખરૂં પૂછો તો તે તમને કાંઇ પણ ઉપયોગી નથી. તેનાપર વિશ્વાસ રાખશો તો તમે પણ ફસાશો. બનેલા બનાવથી આપણી મિત્રતામાં વાંધો આવે છે તેથી અમે આ માગણી કરી છે. આ માગણી પ્રમાણે તમે અમારા ગુનેહગારને તાબડતોબ અમારા વકીલને સ્વાધીન કરજો. હમણાં આટલુંજ લખવામાં આવે છે. સમજુને વધુ લખવાની જરૂર નથી."

પત્રનો આ સારાંશ માત્ર છે. પત્ર જૂની પદ્ધતિ પ્રમાણે લાંબોલચ લખવામાં આવ્યો હતો. વકીલસાહેબે તે ભરદરબારમાં રામરાજાને આપ્યો. રામરાજાએ તે લીધો. પોતેજ પત્ર ઉઘાડયો અને મનમાંજ વાંચ્યો. વાંચીને તે હસ્યો. બીજા દરબારીઓને તેમાંનો મજકુર સમજાયો નહિ. જે તે રામરાજા તરફ નજર કરી જોઈ રહ્યા. પછી રામરાજાએ તે વકીલને કહ્યું.

" તમારો ખલિતો અમને પહોંચ્યો. તે પર પૂર્ણ વિચાર કરી અમે જવાબ આપીશું. હમણાંજ જવાબ આપત; પણ હમણાંજ જવાબ આપવાથી તમારા બાદશાહને અમે વિચાર કર્યા વિનાજ જવાબ આપ્યો એમ લાગશે માટે તમે ચારેક દિવસ અહિં રહો એટલા વખતમાં અમારો વકીલ તમને અમારો જવાબ પહોંચાડી જશે. તસ્દી માફ કરશો."

રામરાજાનું તે બોલવું, તે હસવું, તેના તે વેળાના ભાષણની એકંદર રીતિ–એવાં હતાં કે સાંભળનારને ક્રોધજ ઉપજે. બાદશાહના વકીલને ત્યાં વધુવાર બેસવું ભારી થઇ પડયું. તે સિવાય પ્ર-

આણે કુર્નિસ પણ બજાવ્યા સિવાય જવાને ઉભો થયો એટલામાં તેની નજરે એક બીજો બનાવ પડયો. તે એ કે ઉપર કહ્યા પ્રમાણે વકીલને જવાબ આપ્યા પછી નજીક ઉભા રહેલા રણુમસ્તખાન તરફ જોઇ રામરાજા હસ્યો અને બાદશાહ તરફથી આવેલો ખલિતો તેના હાથમાં મૂકયો !

આટલું તે વકીલે જોયું. તે મનમાંજ તિરસ્કારથી કંઇક બબડયો. તેના કપાળપર ભયંકર કરચલી વળી અને તે બહાર આવી પાલખીમાં બેસી ચાલતો થયો. પાલખીમાં બેઠા પછી જો કોઇએ તેનું મ્હો જોયું હોત તો તેના કપાળપર કરચલી ન દેખાત પણ તેના વદનપર સ્મિત જણાત અને કંઇક બીજાજ શબ્દો તેના મ્હોંમાથી નીકળતા સંભળાયા હોત !

વકીલ ચાલી ગયા પછી તરતજ રામરાજાએ દરબાર બરખાસ્ત કર્યો અને રણુમસ્તખાનને તે ખલિતો વાંચી બેચાર ઘડી પછી મારી પાસે આવજે એમ કહી તેને પણ રજા આપી. બાદશાહનો ખલિતો વાંચ્યા પછી રામરાજાની વૃત્તિ કાંઇક નિરાળા પ્રકારની થઇ ગઇ હતી. તેની વૃત્તિમાં આનંદનો અંશ વિશેષ હતો. હવે હું આ તકનો સુન્દર ઉપયોગ કરી લઉં એવો વિચાર આવવાથી હવે શું પગલાં લેવાં તેનાજ તે વિચાર કરતો હશે એવો તેની ચર્યાપરથી ભાસ થતો હતો.

તેણે તે ખલિતો રણુમસ્તખાનને આપ્યો તેમાં તેનો હેતુ તેને એવું સમજાવવાનો હતો કે ‘ તને હજુ તો નોકર રાખ્યો એટલામાં કેવો અનર્થ થવાનો સંભવ ઉપસ્થિત થયો છે તે જો. તને નોકરી રાખવાથીજ આવો અનર્થ થશે. પણ તે પણ હું વહોરી લઉં છું માટે તું તે પ્રમાણે તારૂં વર્તન રાખજે બીજું કંઇ નહિ. ’ હવે તે ખલિતોઃ

વાંચીને રણુમસ્તખાન તેની પાસે આવે ત્યારે તે તેને માટે વિના કારણે કેટલી ખટપટમાં ઉતરે છે તે તેને સ્પષ્ટ રીતે બતાવવું એવો પણ તેણે મનમાં વિચાર કરી રાખ્યો હતો એ સિવાય બીજા પણ કેટલાક લાભો તે ખલિતાથી મેળવવાનો તેનો વિચાર હતો; પણ તે સર્વનો ઉલ્લેખ આ સ્થળે કરવાની જરૂર નથી. જેમ જેમ પ્રસંગ આવતા જશે તેમ તેમ અમે તેનો ઉલ્લેખ કરતા જઈશું.

રણુમસ્તખાન પોતાના ખાનગી મહાલમાં જઇ તે ખલિતો વાંચી મુછમાં હસ્યો. વાસ્તવિક રીતે તેમાં તેને હસવા જેવું કંઇ ન્હોતું. આખો મજકુર તેને ગભરાવે એવોજ હતો. પણ તેના વદન પર અણુમાત્ર ભયની નિશાની જણાઇ નહિ. હવે રામરાજા શું કરશે ? હવે તે પોતાનો પક્ષ લઇ જે લખવાનું હશે તે લખશે તે વિષે તેને કશી શંકા રહી નહિ. તથાપિ તેણે તે ખલિતો એક બે વાર શબ્દે શબ્દ ચીપી ચીપીને વાંચ્યો અને તે બરાબર મગજમાં રાખી લીધો. ત્યારબાદ ભોજન વિગેરેથી પરવારી, પોતાના નોકરોને કાંઈ કહી રાજેશ્રી પુનઃ રામરાજા પાસે ગયા.

રામરાજા પાસે તે જતાંજ રામરાજાએ અન્ય નોકરોને દૂર કરી કહ્યું:

" કેમ ? ખલિતો વાંચ્યો ? હવે શો જવાબ આપવો ? "

" સરકાર ! " રણુમસ્તખાને અત્યંત નમ્ર ભાવે જવાબ આપ્યો.

" શું જવાબ આપવો તે માટે હું આપને શું કહું ? આપ પુખ્ત વિચારક, અનુભવી મુત્સદ્દી છો. આપ જેવો જવાબ આપવો જોઇએ તેવો આપવા સમર્થ છો. મારે માટે આપ આપના પર અને આપના રાજ્યપર આફત વહોરી લો પણ મને છોડશો નહિ એમ હું આપને કેમ કહી શકું ? જે દિવસે હું આપના શબ્દોના મોહમાં સપડાયો અને આગલો પાછલો વિચાર કર્યા વિના આપને

આશ્રયે આવ્યો તે દિવસેજ મારૂં જે થવાનું હોય તે થાઓ એવો વિચાર કરીને હું આવ્યો હતો. ત્યાં રહી એક પછી એક અપમાન સહન કર્યા કરવું મને ઠીક લાગ્યું નહિ. આપનો મારાપર વિશ્વાસ હતો એટલું ઠીક હતું. નહિ તો આપની પણ નોકરી કરવાની મારી ઇચ્છા નથી એમ કહીને ગમે ત્યાં ચાલી જવાની મને ઉત્કટ ઇચ્છા થઇ હતી હું આપની પાસે બોલ્યો નહિ; પણ બાદશાહે હું વિજાપુર ગયો ત્યારે મારૂં જે અપમાન કર્યું તેથી મારા અંતરમાં કારી ડંખ લાગ્યો હતો. હું ઉત્તર હિંદુસ્થાનમાં–પંજાબમાં–ગમે ત્યાં જઈ પેટ ભરવાના વિચારમાં હતો. આપની પાસે આવવાનું કારણ આપની વાણીનો મોહ–બીજું કંઇ નહિ. હું બાદશાહની નોકરી છોડી લખનૌ તરફ ચાલ્યો ગયો હોત તો બાદશાહને મારૂં સ્મરણ પણ થાત નહિ; પણ હું તમારો નોકર થયો એજ તેના ગુસ્સાનું કારણ: અને તેને ગુસ્સો ઉપજે તે સ્વાભાવિક પણ છે. તેની જગ્યાએ આપ હોત તો આપને પણ ગુસ્સો ઉપજ્યો હોત. મોટી પદવીપર નિયુક્ત થએલ વિશ્વાસપાત્ર માણસ બેવફા થઈ શત્રુને જઇ મળે તે કોને ગમે ? માટે હવે આપ જે વિચાર કરવો હોય તે કરી લો. પૂરે પૂરો વિચાર કરી કાં તો મને આશ્રય આપો અથવા પુનઃ બાદશાહના તાબામાં સોંપી દો. આપ ગમે તે વિચાર કરશો તેથી મને ખરાબ લાગવાનું નથી. હું સાવ ગાંડપણ કરી આપને આશરે આવ્યો છું. ”

આટલું કહી રણમસ્તખાન થોભ્યો ત્યારે રામરાજાએ પૂછ્યું:

“ સા’વ ગાંડપણ કરીને આવ્યા છો એમ કેમ બોલો છો ? ”

“ સા’વ ગાંડપણ નહિ તો બીજું શું કહું ? ” રણમસ્તખાન આગળ બોલવા લાગ્યો.

“ મારે હાથે ઘેલછાજ થઈ છે. હું કેવળ રાજદ્રોહ કરીનેજ બેસી રહ્યો નથી. મેં માતૃદ્રોહ પણ કર્યો છે. મારી માતા અતિશય

ધર્મિષ્ઠ, નેક અને ટેકીલી છે. તેણે મને આટલાં કષ્ટ વેઠી મોટો કર્યો–તેને હું મારી ચામડીના પગરખાં સીવડાવું તો પણ તેનો ઉપકાર વળે એમ નથી. પણ એજ માતાને જે વાત નહિ ગમે એવી મારી ખાત્રી હતી તે મેં જાણીબુઝીને કરી. તેનો ત્યાગ કરી હું તમારા શબ્દોપર મોહ પામી તમારી પાસે આવ્યો. તે સાંભળી મારી માતાએ નિરાશ થઇ આપઘાત કર્યો કે કોણ જાણે તે કયાં ગઇ તેનો કાંઇ પત્તો નથી. મારી માતા મારા આવા નીચ કૃત્યથી દૂર દેશાવર ચાલી ગઈ અથવા તેણે આત્મહત્યા કરી હશે એવો વિચાર આવતાંજ મારા શરીરના રૂંવા ઉભા થાય છે. કોઇકવાર મારી તલવારથી મારૂં ગળું કાપી નાખું તો સારૂં એમ પણ લાગી આવે છે. તેમ આ હાથોએ થશે કે કેમ તે શંકા છે. પણ આ તેવો પ્રસંગ અચાનક આવી ગયો છે માટે આપ મને વિજાપુર મોકલી આપો એટલે મારા સર્વ પાપોની મને યોગ્ય સજા થશે. રાજદ્રોહ અને માતૃદ્રોહનાં બે પાપ મેં કર્યાં. તે માટે દેહાંતદંડ સિવાય મને બીજી શી શિક્ષા થઇ શકે? દેહાંતદંડથી પણ મારા પાપનું પરિક્ષાલન થશે કે કેમ તે શંકાસ્પદ છે."

રામરાજાએ હસીને તેને કહ્યું:

"અરેરે! તમને ભારે પશ્ચાતાપ થતો જણાય છે. એટલે અત્યારે તમને કંઇ કહેવાથી ફાયદો થાય એમ જણાતું નથી. તમારાં માતુશ્રી જડતાં નથી એ ખબરથી તમારૂં મન અત્યંત ખેદ પામ્યું છે અને તે કુદરતીજ છે. પણ મેં તમારે લીધે તમારી માતુશ્રીની શોધ કરવામાં કંઈ કચાસ રાખી નથી. હજુય તમે જે જે સૂચવો તે કરવાને તૈયાર છું તે તમે જાણો છો. છતાં આમ નિરાશ કેમ થાઓ છો? નિરાશ થવાથી તમારાં માતુશ્રી મળવાનાં હતાં?"

"મળે તોપણ મને તેનો ઉપયોગ શો? હવે તે મારા તરફ

નજર શુદ્ધાં કરશે નહિ. ‘ હું આપના દર્શન કરવા આવું છું ’ એમ કહેવડાવીશ તો કેવો ભયંકર જવાબ આપશે તેનો કંઇ નેમ નથી. તે અત્યંત દૃઢ નિશ્ચયી છે. એકવાર એક નિશ્ચય થયો કે થયું. પુનઃ કાલાંતરે પણ તેનો નિશ્ચય તૂટે નહિ. તે કુશળ છે એવા ખબર મળે તો મને જણાવજો એટલે બસઃ તેણે આત્મહત્યા કરી હશે તો તે પણ એક રીતે ઠીક થયું ગણાશે કારણકે મારે હાથે હવે પછી કેવાં કેવાં અનન્વિત પાપો થશે તે તો તેને જોવાં નહિ પડે.”

“તે એટલી બધી દૃઢ નિશ્ચયી છે એમ ? હવે પુનઃ તે તમારૂં મ્હો પણ નહિ જુએ ?” રામરાજાએ ચમત્કારિક સ્વરમાં પૂછયું.

“નહિ. ફરીથી તે મારૂં મ્હો જોશે નહિ. હું મરી ગયો એમજ તે સમજે છે. તેની તમને ખબર નથી. તે બહુ માની અને નિસ્પૃહી છે. જેટલી પ્રેમાળ તેટલીજ કઠોર છે. એકવાર પ્રેમ કરે તો અતોનાત પ્રેમ કરે. પણ દ્વેષ કરવાનું કંઇ કારણ મળ્યું કે ખલાસ! પછી તેનું ફરીથી મ્હો પણ નહિ જુએ. મારા મનમાં શું થાય છે ને શું નહિ તેની કલ્પના પણ બીજાને થાય તેમ નથી. મારી મા–એટલે મારૂં સર્વસ્વ, મારી મા એટલે મારો પ્રાણ–ને મારા પ્રાણને છોડી મેં આજસુધી જેનું નીમક ખાધું તેની સાથે બેઇમાની કરી હું તમારી પાસે આવ્યો...”

થોડીકવાર તેનાથી બોલાયું નહિ. તે મૌન રહ્યો. ત્યારબાદ તે પુનઃ બોલ્યોઃ

“પછી શું ! આપ આપનો વિચાર કરો. મને બાદશાહ પાસે મોકલી દેવાની ઇચ્છા હોય તો તેમ કરો. મને આશ્રય આપી આખા રાજ્યપર શા માટે આફત વહોરી લો છો ? એમ ન કરશો. તમને મારાથી કાંઈ ખાસ લાભ થવાનો નથી. અને કદાચ આગળ જતાં મારી વફાદારી માટે આપને શંકા ઉપજે તો પછી બધું

ધૂળમાં મળે ! હું ઘરનોય જાઉં ને બાદનો પણ જાઉં. હમણાં આ-પના મનમાં જેમ હોય તેમ કરી નાખો. મને દેહાંતની સજા કરો. એટલે પછી મારે માટે કોઇને કંઈ શંકા રાખવાનું કારણજ રહે નહિ. ”

રામરાજા તેને બોલતો અટકાવી બોલ્યો.

“ ક્ષત્રિયો એકવાર જેને આશ્રય આપે તે કટ્ટો શત્રુ હોય તોપણ તેને કદિ મૃત્યુને હવાલે કરતા નથી. તો પછી તમે તો મારા આમંત્રણથી—મેં તમને બોલાવ્યા તેથી મારી પાસે આવ્યા અને હું તમને શત્રુને સ્વાધીન કરી દઇશ એવી કલ્પના પણ તમારા મનમાં કેમ આવી શકે છે ? આગળ જતાં તમે શું કરશો અને પછી મને તમારે માટે શંકા ઉપજશે તેથી આજે હું તમને શાને સ્વાધીન કરી દઉં ? છટ છટ એ તમારા મનમાં શું આવ્યું ! તમારાપર મારો પ્રેમ છે, મને તમે મારા પુત્ર જેવા લાગો છો તેથી તો મેં આટલા આગ્રહથી તમને મારી નોકરીમાં રાખ્યા. તમે હમ્મેશાં મારી પાસે રહો એવી મારી ઇચ્છા હોવાથી મેં તમને તેવી કામગીરી સોંપી. તે તમને બાદશાહને સોંપવા માટે કે ? આવી કેવી ગાંડી કલ્પના કરો છો ? ફરીથી એવો શબ્દ સુદ્ધાં બોલશો નહિ. મારાપર કે મારા રાજ્યપર જે આફત આવવાની હોય તે આવવા દો. હું તેને પહોંચી વળવા સમર્થ છું. મુસલમાનોનું રાજ્ય અમારી આસપાસ પ્રસરેલું હોવા છતાં આટલાં વર્ષોથી અમે અમારૂં હિન્દુ સામ્રાજ્ય ટકાવી રાખ્યું તે શું આવી ધાકધમકીથી બ્હી જઇને ? છે—છે. પુનઃ એવો વિચાર સુદ્ધાં મનમાં લાવશો નહિ. તમે હવે હિંદુ રાજાના નોકર થયા. હિંદુજ બન્યા એમજ કહોને ! હવે જેમ મને તમારે માટે અભિમાન ઉપજે તેમ તમે અમારે માટે મગરૂરી ધરાવો અને હું તમારા તાબામાં જે પઠાણોની ટુકડી આપું

ખું તેમાં ભરતી કરો. બીજી ટુકડી બનાવો. હિંદુ રાજ્ય ટકાવવું છે એવો વિચાર નિરંતર હૃદયમાં રમતો કરો. બાદશાહે જેવું તમારૂં અપમાન કર્યું તેવું અહિં કોઈ કરવાનું નથી. તે વિષે નિશ્ચીંત રહો."

રામરાજાએ એકસરખું બોલ્યાજ કર્યું. 'તમે મને મારા પુત્ર જેવા લાગો છો,' એ શબ્દો બોલતાં તેની સ્થિતિ અત્યંત વિલક્ષણ થઇ હતી અને તે ભાવ છુપાવવા માટેજ તેણે આટલું લાંબુ ભાષણ કર્યું:

રણમસ્તખાન તેનું બોલવું ચુપચુપ સાંભળ્યા કરતો હતો.



## પ્રકરણ ૧૬ મું.

### વિજાપુરમાં મેહેરજાન.

રણુમસ્તખાન બાદશાહની નોકરી છોડી રામરાજાનો નોકર થયો તે સાંભળી કેટલાક દરબારીઓને ઘણો આનંદ થયો; કેમકે તેમણે ભાખેલું ભવિષ્ય ખરૂં પડયું હતું. તેમાં વળી થોડા દિવસ પછી તેની મા પણ કયાંક અદશ્ય થઇ ગઈ એવી બાતમી સાંભળીને તો તેઓ ઘણાજ ખુશી થયા. બાદશાહની રણુમસ્તખાન-પર એટલી બધી પ્રેમાળ લાગણી હતી કે તે માટે તેની ઘણાને અદેખાઇ આવતી હતી. રણુમસ્તખાન કોણ, કયાંનો, કયાંથી આવ્યો, તે વિષે કોઇને કંઈજ ખબર ન્હોતી; અને તે ઉત્તર હિન્દુસ્થાનમાંથી આવતાં વારજ બાદશાહની મહેરબાની મેળવી એક પછી એક પાયરી ચઢતો જાય છે તેનું રહસ્ય શું છે? જે માનવંત જગ્યા મેળવવા માટે કેટલાકો વર્ષોથી નોકરી કરતા વૃદ્ધ થવા આવ્યા હતા તેમને બાજુએ મૂકી વીસ પચીસ વર્ષના છોકરાને એલચીપદ જેવી જોખમદારીની જગ્યા મળે એ ઘોટાળો છે શું? તે જાણવા માટે જેને તેને આતુરતા થઇ રહી હતી. આ છોકરો કોનો કોણ થાય તે તેઓ જાણતા ન્હોતા. જાત પઠાણ કહેવડાવે છે પણ અમુક ઠેકાણાનો મૂળ રહેવાશી છે, અમુક ઠેકાણે તેનો બાપ અમુક કામ કરતો હતો

અથવા કોઇ અધિકારપર હતો એમ ખાત્રીથી કોઈથી કહી શકાય તેમ ન્હોતું. એકજ વાત નિ:સંદેહ હતી. તે એ કે વિજાપુરના બાદશાહની માનીતી બેગમ પોતાના પિયરમાં લાહોર ગઇ હતી ત્યાં તેને રણમસ્તખાનની માતા સાથે મુલાકાત થઇ હતી. તેનો કડક વૈરાગ્ય જોઇને જબુન્નિસા બેગમના મનમાં તેને માટે અત્યંત આદર ભાવ ઉત્પન્ન થયો. ઉભયને મિત્રતા થઇ. જબુન્નિસા લાહોરમાં હતી ત્યાં સુધી બન્ને રોજ મળતી અને વિવિધ વાર્તાલાપ કરી મૈત્રી દૃઢ કરતી. માસાહેબે એકવાર જબુન્નિસાને પોતાના જીવનની ભૂતકાલિન હકીકતનો થોડોક ભાગ કહ્યો. તેમાં તેણે કહ્યું કે 'મારો પતિ કાબુલકંદહાર તરફ લડાઇમાં ગયો ત્યારે હું ગર્ભવતી હતી. મારા પતિ લડાઇમાં મરણ પામ્યા. વિધવા થવા પછી હું વૈરાગ્ય માર્ગે ચઢી ગઇ પણ મારી વફાદાર દાસી લૈલીએ માગ બાળકની કાળજી રાખી તેને મોટો કર્યો. છોકરો બાળપણથીજ હુશિયાર અને મળતાવડા સ્વભાવનો હોવાથી અમારી નજીક રહેતા એક ઉમરાવની નજરમાં આવ્યો અને તેણે તેના શિક્ષણની વ્યવસ્થા કરી આપી. હું ભક્તિમાં લીન થઈ જવાથી તેના તરફ જોતી પણ નહિ પણ મારી દાસી અને ઉમરાવના કુટુંબીઓની તેનાપર પ્રેમભરી નજર હોવાથી તેની કેળવણી સારી રીતે પૂરી થઇ–હવે તેને કોઇ ઉદ્યોગધંધામાં નાખું એટલે ગંગા નાહી.'

આવી હકિકત તેણે તથા તેની દાસીએ સરળભાવે જબુન્નિસા બેગમને કહી; પણ તે વાત કહેવાની રીતમાં એક જાતની મોહકતા હતી. વળી તેના વૈરાગ્યના તેજથી કોઇ પણ માણસના મનપર વિલક્ષણ છાપ પડે તેમ હતું. જબુન્નિસાના મન પર પણ તેની વિલક્ષણ અસર થઇ. અને તેના મનમાં તેને સાથે લઈ જવાની ઇચ્છા ઉત્પન્ન થઈ. મેહેરજાનના મનમાં પણ હવે ધીમે ધીમે દક્ષિણ તરફ

જવાની ઇચ્છા ઉદ્ભવતી હતી કારણકે તે કુંજવનમાંથી નીકળી તે દિવસેજ તેણે એવો નિશ્ચય કર્યો હતો કે જો તેને છોકરો થશે તો તેને સારી પેઠે શિક્ષણ આપી તેને દક્ષિણમાં લઇ જઇ તેની મારફતેજ રામરાજાપર વેર લેવું. જહાંનિસા બેગમ વિજાપુરના બાદશાહની ઘણી માનીતી બેગમ હોવાથી તે લાહોરમાં પોતાના પિયરમાં આવવાની છે એવી ખબર મળી ત્યારથીજ તેની મહેરબાની સંપાદન કરવાની તેને ઇચ્છા થઇ હતી. બેગમ જો ત્યાં આવી ન હોત તો તે વ.સ બાવીસ વર્ષ પૂર્વે દક્ષિણમાંથી અચાનક ઉતરમાં આવી પડી હતી તે હવે ઉત્તરમાંથી દક્ષિણમાં જવાની હતી અને ત્યાં જઈ બેગમની પ્રીતિ મેળવી પોતાના પુત્રદ્વારા પોતાનું વેર વાળવાની હતી; પરંતુ સુદૈવે એજ અરસામાં જહાંનિસા બેગમ લાહોરમાં આવવાથી તેને તેની પ્રીતિ મેળવવાની સુન્દર તક મળી ગઇ. તેણે પોતાની વૈરાગ્યશીલતાથી આજુબાજુના લોકો પર ઘણી સારી છાપ પાડી હતી. અને માર્જિનાએ તે કામ કરવામાં ઘણી સહાય કરી હતી. જાણે તે કોઇ અતિ પવિત્ર સાધવી હોય તેમ ભાવીક લોકો તેના દર્શન કરવા આવવા લાગ્યા. અને તેને દવાદારૂ વિગેરેની ખબર છે એવી ચોમેર વાત થવા લાગી. તેણે કરેલા લોબાનના ધુપથી ધારેલુ કામ થાય છે એવી પણ શ્રદ્ધાળુ લોકો વાત કરવા લાગ્યા. આથી જ્યાં ત્યાં તેનું નામ પ્રસિદ્ધ થવા લાગ્યું. જહાંનિસા બેગમની મહેરબાની તથા પ્રીતિ મેળવવા માટે તેણે પહેલાથીજ યોજના ઘડી રાખી તેને અનુકૂળ પરિસ્થિતિ ઉત્પન્ન કરી હતી. જહાંનિસા અત્યંત ધર્માંધ છે તે તે જાણતી હતી. જો તેના પાસા પોબાર પડે તો બેગમની ધર્મિષ્ઠતાથી પોતાનું કામ પાર પડશે એમ લાગવાથી તેણે માર્જિના દ્વારા ખટપટ કરાવી જહાંનિસા બેગમની દાસી દ્વારા પોતાની વાત બેગમને કાને નખાવી; અને તેમ થવાથી બેગમ પોતે

તેના દર્શન કરવા એકવાર આવી. તે આવે ત્યારે પોતાની પાસે કોઇ ન હોય એવી વ્યવસ્થા તેણે પહેલાથીજ કરી રાખી હતી. અને બેગમ આવતાં ‘ તને મારી સાથે વાત કરવાની ઇચ્છા હોય તો તું એકલીજ સાથે કોઈ દાસી લીધા વિના આવ ” એવો જવાબ કહેવરાવ્યો. બેગમ એ જવાબને માન આપી એકલીજ તેની પાસે આવી. જબુન્નિસા બેગમે આવી તેના તરફ જોતાંજ તેના મનપર વિલક્ષણ અસર થઇ. તેવી અસર કેમ થઈ તે કહેવું મુશ્કેલ છે. મેહેરજાનના વૈરાગ્યને જોઇને તેને માટે અસંખ્ય માણસો પૂજ્યભાવ ધરાવતા થયા હતા. તે કોઇ દિવ્ય વિભુતી છે એવી પણ કેટલાકોની માન્યતા હતી. પરંતુ પ્રથમ દર્શનેજ જબુન્નિસાના મનપર એવી અસર થઇ કે આ બાઇને મારી ગુરૂ બનાવી લઉં એમ તેને લાગ્યું. કોઇ કહેતું કે માસાહેબે તેનાપર કંઇક વશીકરણ મંત્ર પ્રયોગ કર્યો. કેટલાક કહેતા કે જબુન્નિસા ગાંડીજ છે, ધર્મ ભોળી છે, તેથી તેના મન પર એવી અસર થઇ ગઈ. ગમે તેમ હો પણ જબુન્નિસા મેહેરજાન પર ગાંડી ગાંડી થઇ ગઇ એટલું તો સત્ય હતું. તે લાહોરમાં હતી ત્યાં સુધી બન્ને વચ્ચે એટલી બધી મિત્રતા વધી ગઇ કે બન્ને દશ દશ કલાક સાથે બેસી વાતો કરતી. ને બે એકઠી મળતી ત્યારે કોઇ પણ ત્રીજી વ્યક્તિ દખલ કરી શકતી નહિ. જોત જોતામાં દિવસ વહી ગયા અને બેગમને વિજાપુર જવાનો વખત નજીક આવતો ગયો એટલે તેણે એવો આગ્રહ કરવા માંડયો કે મેહેરજાને તેની સાથે વિજાપુર આવવું. મેહેરજાનને તો તે જોઇતુંજ હતું. પણ તેણે એકદમ હા પાડી નહિ. તેણે પોતાના પુત્રની અડચણ બતાવી. જબુન્નિસાએ તે અડચણ તરત દૂર કરી. તમે બધાંજ ચાલો. હું તમને એકાંતમાં રહેવાની ગોઠવણ કરી આપીશ અને તમારા છોકરાને દરબારમાં ઠેકાણે પાડી આપીશ. એમ બેગમે કહ્યું એટલે મેહેરજાને ઉપર ઉપરથી જાણે મહા દુઃખ થતું હોય તેવો ડો ; કરીને જબુ-

ન્નિસા સાથે દક્ષિણમાં જવાનું કબૂલ કર્યું. તે પ્રમાણે તે જબુન્નિસા સાથે વિજાપુર આવી. તેની સાથે તેની દાસી તથા તેનો પુત્ર પણ હતાં તે કહેવાની જરૂર નથી.

વિજાપુર આવ્યા પછી સૌથી પહેલાં જબુન્નિસા બેગમે એક એકાંત સ્થળ જોઈ મેહેરજાનને રહેવાની વ્યવસ્થા કરી આપી. ત્યાં તે રહેવા ગઇ કે તરતજ તે મોટી સાધવી છે એવી વાત લોકોમાં થવા લાગી. તેને માટે એવી વાત થવા લાગી કે પતિના મરણ પછી તે મહાસતિ કોઇ ઓલિયા ફકીરના ઉપદેશથી વૈરાગ્ય ધારણ કરી લોકકલ્યાણમાંજ જીવન ગાળે છે; અને મંત્રને જોરેજ પોતાનું તથા પોતાના પુત્રનુ ગુજરાન ચલાવે છે.

બીજી બાજુ વખત જોઈ જબુન્નિસાએ પણ બાદશાહ પાસે એવી વાત કહાડી કે, ' હું લાહોરથી એક સાધવી સ્રીને લઇ આવી છું. તે અત્યંત પવિત્ર સતી છે. તેનાં દર્શન કરવાની તમારી ઇચ્છા હોય તો હું તેને મહેલમાં બોલાવી મંગાવું મારા પર તેની અત્યંત કૃપા હોવાથી તે આવશે. '

જબુન્નિસાપર બાદશાહનો ઘણોજ પ્રેમ હતો. તેણે મેહેરજાનના દર્શન કરવાનું કબૂલ કર્યું. બાદશાહના મનપર પણ મેહેરજાને ભારી અસર કરી. આ બાઇમાં કાંઇ પણ અલૌકિક તેજ છે એમ તેને પણ લાગ્યું. તેને તે બાઇ સાથે બે બોલ બોલવાની ઇચ્છા થતાં તે પરવાનગી માગી ' તમારી કાંઈ ઇચ્છા હોય તો મને કહો ' એટલું બોલ્યો તે સાંભળી મેહેરજાને હિમ્મતથી જવાબ આપ્યો.

" શાહસાહેબ! તમારી પાસેથી મારે માટે કંઇ માગવાની તો મને ઇચ્છા નથી. પરમાત્માની કૃપાથી સર્વોત્કૃષ્ટ સુખ—સંતોષ—તે મને મળેલું છે. પણ હું આપને એક ભેટ આપું છું. તેનો આપ સ્વીકાર કરો એટલે મારૂં કર્ત્તવ્ય પૂરૂં થાય. બસ એટલીજ મારી ઇચ્છા છે. "

મેહેરજાનના બોલવાનો અર્થ બાદશાહના લક્ષમાં આવ્યો નહિ. પોતે તેને કંઇ માગવાનું કહેતાં તેજ તેને કાંઈ ભેટ આપવા માગે છે એનો અર્થ શો ? તેને અજાયબી ઉપજી: તે બોલ્યો:

" આપ મારાપર અનુગ્રહ કરી ભેટ આપવાની ઇચ્છા રાખો છો તો પછી મારાથી શી રીતે ના પડાય ? આપના અનુગ્રહ માટે હું પાત્ર છું એવી આપની માન્યતા છે તે જાણી મને આનંદ ઉપજે છે. આપ જે આપો તેનો સ્વીકાર કરવાને હું અધીરો થઇ ગયો છું."

તે સાંભળી મેહેરજાન થોડીકવાર સ્તબ્ધ બેસી રહી. પછી આનંદ તથા સંતોષની લાગણીથી બોલી:

" તમારૂં કલ્યાણ થશે બાદશાહ ! તમે મને મારી ઇચ્છાનો સ્વીકાર કરી પ્રભુભક્તિ માટે સ્વતંત્ર કરી. મારી ભેટ હું તમારી પાસે મોકલી દઈશ. મારી ભેટ એટલે મારો પોતાનો પુત્ર ! તે સુશિક્ષિત છે, શૂર સૈનિકને યોગ્ય તાલીમ તેને મળેલી છે. તેને તમારા કબજામાં લઇ લો અને તેની પાસેથી ગમે તે કામ લો. હું તેનાં વખાણ કરૂં તે કામનાં નહિ. તેની કાર્યદક્ષતા તમે જોશો એટલે તરત તમારા ધ્યાનમાં આવી જશે. તમે તેને તમારા પુત્ર પેઠે ચાહવા લાગશો તે વિષે મને જરા પણ શક નથી. તેને તમે તમારોજ ગણી લો એટલે થયું. એજ મારી ભેટ. બીજી ભેટ કાંઇ નથી. એના સ્વીકારથી તમને કોઇક કાર્યમાં વિજય મળશે. આજ સુધી જે કામ કરવાને તમે વલખાં મારી રહ્યા છો તે પાર પાડવામાં મારો પુત્ર તમને ઘણો ઉપયોગી થઈ પડશે. "

આવું આવું કહી તેણે બાદશાહને ઠંડોગાર કરી મૂક્યો. ત્યાર બાદ તે ત્યાંથી ચાલી ગઇ. બાદશાહે જબુન્નિસા બેગમને તેને માટે અનેક પ્રશ્નો પૂછ્યા. તેના મનપર મેહેરજાનના વર્તનની ઘણી સારી અસર થઇ. મેહેરજાન ઘેર પહોંચતાંજ બાદશાહે તરત તેના છોકરાને મોકલી આપવાનું કહેવડાવ્યું. તે પ્રમાણે મેહેરજાને રણમસ્ત-

ખાનને મોકલી પણ આપ્યો. તે પણ બોલવે ચાલવે હુશિયાર અને દેખાવમાં પણ ખુબસુરત હોવાથી બાદશાહ તેનાપર ઘણો પ્રસન્ન થયો. તેણે તેજ ક્ષણે પોતાની તહેનાતમાં તેની નીમણુક કરી હમ્મેશાં પોતાની પાસેજ રહેવાનો તેને હૂકમ કર્યો.

આ પ્રમાણે માદીકરાએ વિજાપુરના દરબારમાં પ્રવેશ કર્યો. દરબારમાં દાખલ થયા પછી રણુમસ્તખાને પોતાની કાર્ય દક્ષતા તથા વિનયી સ્વભાવથી બાદશાહની સમ્પૂર્ણ મહેરબાની જીતી લીધી. ચાર પાંચ વાર બાદશાહ તેને પોતાની સાથે શિકારે લઈ ગયો. ત્યાં તેણે શિકારમાં પણ ભારી કુશળતા તથા હિમ્મત બતાવી. ત્યારથી બાદશાહ તેને પુત્ર પેઠે ચાહવા લાગ્યો. દરેક બાબતમાં તે તેની સલાહ લેવા લાગ્યો. આમ કેટલાંક વર્ષો પસાર થયાં. એટલે સ્થિતિ એવી થઇ કે રણુમસ્તખાન બાદશાહનો જમણો હાથ થઇ પડયો.



## પ્રકરણ ૧૭ મું.

### છેવટનો પેગામ.

જેની અતિ ત્વરાથી ઉન્નતિ થાય છે તે બીજાઓની આંખે વહેલો ચઢે છે. વિજાપુરના દરબારમાં રણમસ્તખાનની પણ તેવીજ દશા થઈ. આ માણસ કોણ છે તેની ખબર ન હોવા છતાં બાદશાહે તેને પોતાની ખાસ તહેનાતમાં રાખ્યો અને તે અલ્પકાળમાં બાદશાહનો જમણો હાથ થઈ પડયો તે બીજા દરબારીઓને રૂચ્યું નહિ. જેમનાથી બોલી શકાય તેમ હતું તેમણે બાદશાહના કાન ભંભેરવાનો એક બેવાર પ્રયાસ કર્યો. જેમનાથી બોલાય તેમ ન્હોતું તેઓ પેટ બાળીનેજ બેસી રહ્યા. કેટલાક વખત વરતીને ચાલનારા બાદશાહનો એ માનીતો છે તો આપણે શામાટે એની સાથે વાંકા થવું ? એવા વિચારે રણમસ્તખાન સાથે સારી રીતે વર્તતાઃ પણ તેમનાં દીલ સાફ ન્હોતાં.

બીજા કેટલાક એવા હતા કે જેઓ રણમસ્તખાનનું નાક કાપવાનો પ્રસંગજ શોધ્યા કરતા હતા. તેઓએ તેના કુળ વિગેરેની તપાસ કરવા માંડી. તપાસથી કંઈ અગત્યની ખબર મળી નહિ ત્યારે તેઓએ તેના જન્મ સંબંધી કલ્પનાને આધારે અનેક વાતો જોડી કાઢી. પણ તેમની ગપ બાદશાહને કાને જતા છતાં જ્યારે કંઇ પરિણામ આવ્યું નહિ ત્યારે તેમને મૌન રહ્યા સિવાય બીજો

રસ્તો રહ્યો નહિ. છતાં તેમનાં મગજ કંઇપણ બુટ્ટો ઉઠાવવામાં ગુંથાયલાંજ રહેતાં.

આ બાજુ માસાહેબ માટે વિજાપુરના લોકોમાં અતોનાત આદર ઉત્પન્ન થયો. તેનું શુદ્ધ સતિત્વ તથા પરોપકાર બુદ્ધિ જોઇ લોકો તેને અતિ વંદનીય માનવા લાગ્યા. કોઇપણ ગરીબ કુટુંબમાં કોઇ માંદુ પડતું તો તે પોતે તેને ઘેર જઇ તેના દવાદારૂનો બંદોબસ્ત કરી આપતી; એટલુંજ નહિ પણ તેને દ્રવ્યની મદદ પણ કરતી. જે ગરિબોને મદદ કરે છે તેના જીવનની બારીક તપાસ કરીને તેઓ તેના ગુણગાન ગાતાં નથી. તેમને તો પોતાને મદદ કરનાર દેવ અથવા દેવી જેવાંજ લાગે છે. વિજાપુરના ગરિબ લોકો મેહેરજાનને પણ દેવીજ ગણવા લાગ્યા. તે સર્વની " મા " થઇ અને એ " મા " ના દીકરા તરિકે રણુમસ્તખાનને પણ ગરિબ ગુરબા ચાહવા લાગ્યા. એ ક્યાંથી આવ્યો, એનો બાપ કોણ, એનું ખાનદાન કયું, માસાહેબનો બાપ કોણ, વિગેરે તપાસ કરવાનું કદિ પણ તેમના મનમાં આવ્યું નહિ. પરમેશ્વરે આ દયાળુ બાઇને તેમના ભલા માટેજ ત્યાં મોકલી એવીજ એ લોકોની માન્યતા થઇ ગઇ. શ્રીમંત તથા દરબારી માણસો " માસાહેબ " કે તેના પુત્ર માટે કંઇ નિંદાખોર વાત કરતા તો આ ગરિબવર્ગ તેમને દમ ભરાવી ચૂપ કરી નાખતો.

માસાહેબ અને રણુમસ્તખાનનો પ્રજામાં આટલો આદર થયા પછી બાદશાહે રણુમસ્તને વિજયનગરના પોતાના પ્રતિનિધિ તરિકે મોકલ્યો ત્યારે તો દરબારીઓના મગજની વરાળ ઘણીજ વધી પડી. બાદશાહ પાસે કોઇનું કાંઇ ચાલ્યું નહિ તથાપિ તે વેળાએ કેટલાકોએ એવું ભવિષ્ય ભાખ્યું કે એકદમ આકાશમાં સરરર કરતું ઉંચે જતું બાણ અલ્પ સમયમાં ભૂમિપર નકામું થઈ પડયા વિના રહેવાનું નથી.

## પ્રકરણ ૧૭ મું.

પછી બાદશાહે નારાજ થઇ તેનાપર એક ઉપરી અમલદાર નીમ્યો ત્યારે સઘળા અદેખા દરબારીઓને પરમાનંદ થયો. અને બાદશાહે કરેલા અપમાનથી સંતપ્ત થઇ રણુમસ્તખાને બાદશાહી નોકરી છોડી વિજયનગરના રાજ્યની નોકરી સ્વીકારી તે જોઇને તો સર્વના આનંદનો પારજ રહ્યો નહિ. ગમે ત્યાંથી ભાઇસાહેબ આવ્યા અને બાદશાહે તેને એકદમ છાપરે ચઢાવ્યો. એ કોણ છે, ક્યાંનો છે, તેની તપાસ કરી નહિ. કહે છે કે પંજાબથી આવ્યો? પણ પંજાબમાં એ કોનો સગા છે? કોનો પુત્ર છે? તેની મા કોણ? બાપ કોણ? તેનું ખાનદાન કયું? વિગેરે જાણ્યા વિના બાદશાહે તેને 'મોટા ભા' બનાવ્યો તેનું તેણે ફળ ચખાડ્યું. અમે આગળથીજ ભવિષ્ય ભાખી મૂક્યું હતું, એવી બધા હુશિયારી મારવા લાગ્યા. તેમાં પણ થોડાક દિવસ પછી રણુમસ્તખાનની મા અલોપ થઇ ગઇ ત્યારે તો ઇર્ષ્યાળુ દરબારીઓને ગપ્પાં મારવાની અચ્છી તક મળી ગઇ. આ આખું કાવત્રું રામરાજાનુંજ હોવું જોઇએ. વિજાપુરની અત્યંત ગુપ્ત બાતમી મેળવવા માટે તેણે પોતાની ઉપપત્નિને તથા તેના પુત્રને ચાલાકીથી વિજાપુરના દરબારમાં મોકલેલાં હોવાં જોઇએ. વિજાપુરના રાજ્યની વ્યવસ્થા કેવી છે? તેનું સૈન્ય કેટલું બળવાન છે? બીજા મુસલમાની બાદશાહો સાથે કેવી પ્રપંચ બાજી ચાલે છે? તે સર્વ જાણી લેવા માટે કપટી રામરાજાએ આ જાળ રચેલી હોવી જોઇએ. તે સિવાય આમ બનેજ નહિ એમ બધા બોલવા લાગ્યા. પ્રથમ જેઓ આપસ આપસમાંજ બોલતા તેઓ હવે જાહેરમાં મોટા મોટા બરાડા પાડવા લાગ્યા. જે બાદશાહને મોંઢે મર્યાદાથી રણુમસ્તખાનને મોટી પદવી આપવા માટે નારાજી બતાવતા હતા તેઓ હવે વધુ હિમ્મતથી ગમે તેમ બકવા લાગ્યા. હવે એ રાજદ્રોહીએ આપણી સઘળી બાજીથી રામરાજાને પરિચિત કરી દીધો હોવો જોઇએ અને બધી વાતથી માહિતગાર થઇ તે હવે તેની સહાયથી

વિજાપુર પર હલ્લો કરતાં પણ આધું પાછું જોવાનો નથી. આપણે તેને પાયમાલ કરવાના હતા. પણ હવે તેજ આપણાથી સવાયો થઈ આપણું રાજ્ય પાયમાલ કરવા આવશે એ નિઃશંક છે. માટે હવે આપણે પણ સાવધાન થઈ તૈયારી કરવા માંડો. આવી રીતે દગો કરી કોઇ જાસુસ આવે નહિ તેની કાળજી રાખવી જોઇએ તથા ત્રણે બાદશાહોએ માંહો માંહેના અંટસ ભૂલી જઈ એકત્ર થઈ વિજયનગરપર હલ્લો કરવો જોઇએ: એકસંપ થઈ હલ્લો કરીશું નહિ તો વિજયનગર કદિ પણ પડવાનું નથી. એવી દરબારીઓ બાદશાહ સમક્ષ ચાલુ કટ કટ કરવા લાગ્યા. આપણો માણસ વિદ્રોહી થઇ શત્રુ પક્ષમાં ગયો છે. તેને તરત અમને સ્વાધિન કરો એવી વિજયનગરના રાજા પાસે માગણી કરવાનો આગ્રહ પણ દરબારીઓએજ કર્યો. બાદશાહને પણ તે ગમ્યું. દરબારીઓની એવી ઇચ્છા હતી કે આવી માગણીનો રામરાજા જરૂરજ નકાર કરશે એટલે તેમને વિજયનગરપર હલ્લો કરવાનું કારણ મળશે. ઘણા દિવસથી બીજાં બે મુસલમાની રાજ્યો સાથે એકતા કરવાની ખટપટ ચાલી રહી હતી અને તેમાં સફળતા પણ મળી હતી: એટલે હવે આ તક જવા ન દેશો. હિંદુ રાજાને બરાબર સ્વાદ ચખાડો, આ ઠીક લાગ આવ્યો છે, એવી બધા સૂચના કરવા લાગ્યા.

બાદશાહના મનમાં તો તેવી ઇચ્છા હતીજ. છેવટે એવી પરિસ્થિતિ થાય એવી ઇચ્છાથીજ તેણે બન્ને મુસલમીન રાજ્યોને સાથે લેવાની ખટપટ કરી હતી. હવે તેની આશા પાર પડશે એમ તેને પણ લાગવા માંડયું. તેણે બન્ને બાદશાહો પાસે પોતાના વકીલોને ગુપ્ત રીતે મોકલી અગાઉ જે જે કાવત્રાં રચાયાં હતાં તે બધાંય સંબંધી ત્રણે રાજાના વકીલોએ મસલત કરવા માટે અમુક સ્થળે ભેગા થવાની વ્યવસ્થા કરી. એટલુંજ નહિ પણ ત્રણે બાદશાહો ભેગા મળી મંત્રણા કરીએ તો બહુ સારૂં—પોતે બીજા બેને મળવાને

તૈયાર છે-પોતાના રાજ્યમાં બન્ને બાદશાહો આવવા તૈયાર હોય તો ઠીક-તેમ નહિ તો બીજે કોઇ સ્થળે-બીજાના રાજ્યમાં પણ પોતે આવવાને તૈયાર છે-પણ ત્રણે મળીને અવશ્ય વિચાર કરવોજ જોઇએ. આ સંધિ ગૂમાવવા જેવી નથી. એવા પત્રો લખાયા અને વિજય નગર સાથે યુદ્ધ કરવાનો મનસુબો કરી રણમસ્તખાનને સોંપી દેવાની માગણી થઇ. રણમસ્તખાન અમારો અપરાધી છે. તેણે અમારો વિશ્વાસઘાત કર્યો છે. તેને શિક્ષા કરવી તે રાજનૈતિક દૃષ્ટિએ અમારૂં કામ છે. આપણી મિત્રતા કાયમ રહે એવી જો તમારી ખરી ઇચ્છા હોય તો અમારા ગુનેહગારને જરાપણ આનાકાની કર્યા વના રવાના કરી દો. તેમાંજ ભલાઇ છે, એવા અર્થની માગણી કરવામાં આવી.

આનો જવાબ નકારમાંજ મળશે તે માટે કોઇને શંકાજ ન્હોતી. પોતાના શત્રુનો અતિ વિશ્વાસપાત્ર માણસ પોતાના પક્ષમાં આવે તો તેનો પૂરતો લાભ લેવાને બદલે તેને પાછો કોણ સોંપી દે? બાદશાહે એકલા રણમસ્તખાનનીજ માગણી કરી હતી એમ ન્હોતું. તેણે તેની માતાની પણ શોધ કરી મોકલી આપો એવું કહેવડાવ્યું હતું. રામરાજા ના પાડે એવીજ માગણી કરવામાં આવી હતી કે જેથી તે ફાટેલો જવાબ આપે એટલે બાદશાહ ગુસ્સે થાય તો લડાઇની હોળી સળગે. આબાદ થયું પણ તેમજ. પછી પૂછવુંજ શું? જ્યાં ત્યાં આનંદ આનંદ થઇ રહ્યો. બીજા બાદશાહો સાથે મસલત કરી વિજયનગરપર હલ્લો કરવામાં હવે જરાપણ હરકત રહી નહિ. આ કારણ આગળ કરી હવે ઘણા દહાડાનું વેર વાળવું, ત્રણેએ સાથે મળી પ્રચંડ હિંદુ સામ્રાજ્યના ટુકડા કરી વહેંચી લેવા અને પુનઃ હિંદુ રાજા ડોકું ઉંચું ન કરી શકે એવી રીતે તેને પાયમાલ કરવો એવીજ જે તે બડાઇ મારવા લાગ્યા. વિજાપુરના પ્રત્યેક સરદારની નસોમાં જોસથી લોહી વહેવા માંડયું. બાદશાહ આગળ ચું કે ચાં ન કરનારા પણ નાના સરખા દરબારમાં સ્પષ્ટપણે બો-

લવા લાગ્યા. બાદશાહને તેમનો ઉત્સાહ જોઇ ઘણો સંતોષ થયો અને " હવે હું ચૂપ રહેવાનો નથી. જે વ્યવસ્થા કરવાની ઇચ્છા હતી તે બરાબર થઇ છે એટલે હવે હું જરા પણ વિલંબ કરવાનો નથી. વિજયનગરપર હલ્લો કરૂં, તેની દોલત લૂંટી લઉં અને હિંદુ રાજ્ય જમીનદોસ્ત કરી નાખું એટલુંજ નહિ પણ વિજયનગરમાંથી રામ-રાજાને-તેના કુટુંબકબીલાને-અમીરઉમરાવ વિગેરેને પકડીને મુસલમાન બનાવું ત્યારેજ ખરો. ' એમ બાદશાહ પણ છેવટની પાયરી પર બેસી બોલવા લાગ્યો.

બાદશાહનાં વચન સાંભળી દરબારીઓને અતોનાત આનંદ થયો તે કહેવાની જરૂર નથી. બાદશાહે સર્વત્ર દુહાઇ ફેરવી સૈન્યને તૈયાર રહેવાનું ફરમાન કાઢયું. બીજા બે બાદશાહોને અતિ નમ્રતા તથા કળકળતી લાગણીથી એવો સંદેશ મોકલાવ્યો કે, " આ પ્રસંગે આપણે સઘળા એક થઇશું તો ફાવીશું. એકજ હલ્લો ભેગા બળથી કરીશું તો વિજયનગર હસ્તગત કરી શકાશે. માટે હવે બીજા ત્રીજા વિચાર છોડી દો. આજ સુધી આપણે સંપીને રહ્યા નહિ તેથીજ આપણી છાતી પર એ રાજ્ય ઉભું થયું છે. આજ સુધીમાં રામ-રાજાએ અનેક પ્રકારે આપણો છળ કર્યો પણ તેમાં તે ફાવી ગયો કારણકે આપણે એક ન્હોતા. આપણે માંહોમાંહેના મતભેદ ભૂલી એક થયા હોત તો કયારનો એ કાફિર રાજાનો અંત આવ્યો હોત. માટે આ બધી વાત ધ્યાનમાં લઈ એકવાર બધા એકત્ર થઇ કાર્ય પાર પાડી લઇએ. આપણો વિજય થયો કે ત્રણે જણ એ રાજ્ય વહેંચી લઇશું. હાલમાં વધારે શું કહું ? હાલના જેવો પ્રસંગ ફરીથી મળવાનો નથી. બધી યોજના જેવી જોઇએ તેવી થઇ ચૂકી છે. " આવો સંદેશો વિજાપુરના બાદશાહે લેખિત તથા મ્હોડેથી પોતાના બે મિત્રોને કહાવ્યો. તેની અસર ઘણી સારી થઈ. તેમને પણ એ રૂચ્યું કારણકે વિજયનગરનું રાજ્ય એ ત્રણ રાજ્યોમાંના કુસંપને

હીધેજ સમૃદ્ધ થતું ગયું હતું ને તેમને જણાવા લાગ્યું હતું. એકસંપ થવાની ખટપટ પણ અંદરખાનેથી ચાલતી હતી. રામરાજાની શંકા પ્રમાણે ત્રણે બાહામની રાજ્યો એક થઇ વિજયનગરપર હલ્લો કરવાનું કાવત્રુ રચતાં હતાં. ત્રણે બાદશાહોનાં મન એકજ વિચારનાં થાય એવી પરિસ્થિતિ ઉત્પન્ન થયલીજ હતી તેમાં વિજાપુરકરે અતિ નમ્રતાથી પોતાના મિત્રોને જે વિનંતી કરી ત્યારે તે બન્નેને વિજાપુર સાથે મળી જવામાં કંઇ વાંધો જણાયો નહિ. ત્રણે રાજ્યોના વજીરો મળતાં વિજાપુરના વજીરે જ્યારે પોતાના બાદશાહે કેટલે સુધી તૈયારી કરી છે તે કહ્યું ત્યારે સર્વની ખાત્રી થઇ કે આ સાહસમાં જરૂર વિજય મળવાનો સંભવ છે ને આ તક ગઈ તો રામરાજા એક પછી એકને ગળી જતાં વાર લગાડવાનો નથી.

ખરૂં જોતાં વિજાપુરના બાદશાહે જે કપટ નાટક રચી રાખ્યું હતું તેથી તે એકલો પણ વિજયનગર લઇ શકે તેમ હતું. પણ એક વાર તેને એમ પણ લાગ્યું કે તેની કપટબાજીમાં તેને કદાચ હાર મળે તો તેની ફજેતીનો પાર રહે નહિ: અને રામરાજા તેને તેજ વેળા નાબુદ કરી નાખે. માટે ત્રણેએ એક થઇ હલ્લો કરવો કે જેથી વિજય થાય તો ત્રણેને લાભ થાય અને પરાજય થાય તો ત્રણે અપમાનમાં પણ સરખા ભાગીદાર બને.

વિજયનગરનું લશ્કર ગમે તેવું કાચું હતું તોપણ તે એટલું મોટું હતું કે તેમાં કોઇને ફોડીને પણ એકલડોકલ રાજા તેની સામે ટકી શકે તેમ નહોતું. માટે સાહસ કરવું તો એવું કરવું કે જેથી પરાજીત થવાનો સંભવ જેમ બને તેમ ઓછો રહે. આ સઘળો વિચાર કરી બાદશાહે નમ્રતાથી પત્ર લખી પોતાનો વકીલ અહમદનગરના બાદશાહ પાસે મોકલ્યો હતો. તેની સાથે ઐક્ય થતાં તેણે ગોવળકોંડા સાથે પણ તેજ રીતે કામ લીધું અને સર્વ કંઇ સરળતાથી પાર પડશે એવો સંભવ જણાયા પછી તેણે પોતાના કપટ

નાટકના બીજા બે પ્રવેશ આગળ ચલાવ્યા. રણુમસ્તખાનની ફરીથી જબરીથી માગણી કરી. આ માગણીમાં તો ચોકખું કહ્યું હતું કેઃ “અમારી પ્રજામાંનો નહિ પણ અમારી નોકરીમાંનો માણુસ અમારી સાથે દગલબાજી કરી તમારી પાસે આવ્યો છે તેને આશ્રય દેવો એટલે આપણી મિત્રતા તોડવાની આપની ઈચ્છા છે એમ કહેવાને અમને કારણુ મળે છે. આપની તેવી ઇચ્છા ખરેખર હોય એમ અમને સંભવિત લાગતું નથી. એજ માણુસે આપના દરબારમાં આપનો અનાદર કર્યો ત્યારે આપે મને ફરિયાદ કરતાં મેં તેને સજા કરી. તેનો દરજ્જો ઓછો કર્યો. કેમ? કારણુકે આપ અમારા મિત્ર છો અને આપની સાથે અમારો નોકર એવું વર્તન ચલાવે તે યોગ્ય નહોતું. પણ હવે આપ એજ માણુસને—અમારા નોકરને—જેને સજા કરવાની આપે સૂચના કરી હતી તેને અમે સજા કરવાથી નારાજ થઈ તે આપના પક્ષમાં ભળ્યો ત્યારે આપે તેને આશ્રય આપ્યો. એ ઘોટાળો શું છે તે તે જાણે ને તમે જાણો! તમારો હેતુ ગમે તે હોયઃ તોપણુ આપણી મિત્રતાનો ખ્યાલ કરી અમને તે માણુસ બિનશરતે સ્વાધીન કરો. તેમ આપ કરતા નથી એમ જણાયા પછી આપણી વચ્ચે અગાઉ થયલા કરારો તમે તમારા વર્તનથી રદ ગણો છો એમ સમજી અમે પોતે ત્યાં આવી અમારા ગુનેહગારને પકડી જશું. તે તમારા આશ્રયે રહે તેથી અમારી આબરૂનેજ નહિ પણુ અનેક બાબતમાં ઝાંખપ લાગે તેમ છે. તેવી ઝાંખપ અમે લાગવા દેવા માગતા નથી. માટે આ પત્ર મળ્યા પછી એક દિવસમાં અમારા માણુસને સ્વાધીન કરી દેજોઃ નહિતો અમને યોગ્ય લાગશે તેમ કરીશું. આપનું હિત શામાં છે તે તમે વિચારી લેજો.”

આ ધમકીનો પત્ર રામરાજાપર મોકલવામાં આવ્યો.

---

## પ્રકરણ ૧૮ મું.

### રામરાજાનો જવાબ.

આ ગયા પ્રકરણમાં આપેલો વિજાપુરના બાદશાહનો ધમકીવાળો પત્ર વાંચીને રામરાજા ખડખડ હસી પડયો અને તેણે તુરત રણમસ્તખાનને બોલાવી તે પત્ર વાંચવા આપ્યો. રણમસ્તખાન તે પત્ર વાંચી અત્યંત ખિન્ન થઇ બોલ્યોઃ

" સરકાર ! મારા જેવા રંક માણસને આપેલા વચનના પાલન માટે આપ આપના રાજ્યપર શામાટે નકામી આફત વહોરી લો છો ? મેં જે કૃત્ય કર્યું છે તે માટે મને બાદશાહ યોગ્ય શાસન કરે તેજ વિહિત છે. મારી બાદશાહ પ્રત્યેની બેવફાઇને માટે આપના રાજ્ય પર આફત આવે-આપના રાજ્યને લડાઇમાં જોડાવું પડે તે ઇષ્ટ નથી. બાદશાહને તો કંઇ બહાનુંજ જોઇતું હતું. તેણે આજ સુધી બન્ને બાદશાહોના પેટમાં ભરાઇ, તેમની સાથે ગુપ્ત મસલતો કરી જે ઘાટ ઘડી રાખ્યો છે તે હવે પાર પડવાની સ્થિતિએ આવી પહોચેલો જોઇ તે લડવા તૈયાર થયો છે. પકવ ફળ મ્હો આગળજ નહિ પણ ઓઠ પર આવીને પડેલું હોય તે મારા જેવા ક્ષુદ્ર નોકરના દગાથી છીનવી લેવાવાનો પ્રસંગ ઉપસ્થિત થાય તે તેનાથી કેમ ખમાય ? તેની સઘળી બાજી જેણે બોરવી નાખી, જેણે સઘળા પ્રપંચો ઉઘાડા કરી નાખ્યા તેના પર તેને ભયંકર ક્રોધ ઉપજે તેમાં

નવાઇ શી ! આ પ્રસંગે તેને આઇતું બ્હાનું મળી ગયું છે એટલે તે આવો પત્ર લખેજતો ! પણ આપ એ પત્રથી ડરતા નથી તે યોગ્ય નથી. હું સાધારણ માણસ છું. મારા જેવા માટે આપ આપના રાજ્યપર વિના કારણે વિકટ પ્રસંગ લાવી મૂકો નહિ આપ મને તેને સ્વાધીન કરી દો. મારા નસિબમાં જેવું હશે તેવું થશે: બાકી આજે આપની સ્થિતિ તો એવી છે કે એ ત્રણ જણ તો શું પણ બીજા બેપાંચ મળીને આપનાપર ચારે દિશાએથી હલ્લા કરે તો પણ બ્હીવાની જરૂર નથી. આપનું સૈન્ય તેમની ધુળ ખંખેરી કાઢે એવું છે, તે વિષે મને જરાપણ શંકા નથી. આખા લશ્કરની તૈયારી જય્યત છે. વળી અમારા વિજાપુરી લશ્કરમાં નબળાઇ શું છે, તેમના વ્યુહરચના કેવી છે તેની મને પૂરતી માહિતી હોવાથી કઇ વખતે કેમ મારો ચલાવવો અને કઇ વખતે હલ્લા કરવા તે હું સારી પેઠે જાણું છું. એવા શિયાળવાઓ પાંચ દશ શામટા આવે તો પણ શું થયું ! છતાં મને બાદશાહને હવાલે કરવાથી જો એ બધી આફત ટળી જતી હોય તો આપનાહક શામાટે આફત વહોરી લોછો ? આપનું જે કામ હતું તે બધું પાર પડી ગયું છે—"

રામરાજાએ તેને આગળ બોલવા દીધો નહિ. તેણે તેને કહ્યું:

" બાદશાહનો આ ખલિતો તમે મારી પાસે આવા શબ્દો બોલો તેટલા માટે મેં તમને વંચાવ્યો નથી. મારે કંઇ જવાબ મોકલવો હશે તો મોકલીશ: નહિ તો નહિ પણ મોકલું. જે માણસ આ ખલિતો લઇને આવ્યો છે તેને બંદીખાનામાં નાખાશે. તમારા જેવાને બાદશાહને સ્વાધીન કરી દેવા તે ભયંકર વિશ્વાસઘાત કરવા બરાબર છે. અમારા હિન્દુઓનું બીરદ તો પેટના છોકરા અને આશ્રયે આવેલા માણસને સરખા માનવામાં છે. માટે ફરીથી તમે આવાં વચન બોલશો નહિ. તમને હવે હું મારાજ સમજું છું. "

આ છેવટનાં બે વાક્યો બોલતી વખતે રામરાજા પોતાના તરફ ખૂબ પ્રેમ પૂર્ણ દૃષ્ટિએ જુએ છે એવો રણમસ્તખાનને સ્પષ્ટ ભાસ થયો હોવો જોઇએ. તે બન્ને એકલાજ હતા. જો બીજું કોઈ હોત તો તેને પણ રામરાજાની તે વેળાની દૃષ્ટિમાં અતિ વિલક્ષણ માર્દવ ભરેલું જણાયા વિના રહેત નહિ. તેની દષ્ટિમાંજ મૃદુતા ન્હોતી–તેના અંગ વિક્ષેપમાં–કૃતીમાં પણ–એ ભાવ હતો. તેણે પોતાના બન્ને હાથો વ્હાલથી રણુમસ્તખાનના ખભાં પર મૂકી પ્રેમાળ સ્વરે તેને કહ્યું:

" કારણ ગમે તે હોય: પણ તારે માટે મારા હૃદયમાં અતિશય પ્રેમ ઉત્પન્ન થાય છે. તને પ્રથમ મેં જોયો ત્યારથીજ તું મારી પાસે હોય એવી મને ઇચ્છા થઇ હતી: ભરદરબારમાં પેલી સુન્દરીનો પક્ષ લઇ તું લડવા તૈયાર થઇ ગયો ત્યારથી તો મારો પ્રેમ દસ ગણો વધી ગયો હતો. મને એવું લાગ્યું હતું કે તારા પિતાને ધન્ય છે, કે જેણે તને પેદા કર્યો. ધન્ય તે માતા કે જેની કુખે તારા જેવો વીર પુત્ર જન્મ્યો!"

રામરાજા આ શબ્દો પ્રેમપૂર્ણ સ્વરે બોલ્યો પણ દરબારમાંના તે પ્રસંગનો ઉલ્લેખ કાને પડતાંજ રણુમસ્તખાનની વૃત્તિ એકદમ બદલાઇ. તેના કપાળપર કરચલી વળી. અને તે ત્રસ્ત નજરે નીચું જોઇ રહ્યો.

રામરાજા તેના માતપિતાને ધન્યવાદ આપતો એકદમ અચક્યો. તેની દૃષ્ટિ રણુમસ્તખાનના વદનપર ગઇ. અને પોતાના બોલવાથી તેના મનપર ઇષ્ટ અસર થવાને બદલે તેને દુઃખ થયું છે તે તેના જોવામાં આવ્યું: પણ એજ પલે તેણે એ દુઃખદ મુદ્રાની મીમાંસા જૂદીજ કરી. તે મોટેથી હસી પડયો અને બોલ્યો:

" વિજાપુરનો બાદશાહ આપણાપર હલ્લો કરે એવી મારી

ઇચ્છા છે અને તેનું કારણ માત્ર એકજ છે. તે કારણ એજ કે એ બહાને તે રાજ્યપર હલ્લો કરી તે કન્યાને પકડી તને સ્વાધીન કરવી. પ્રેમ એટલે શું તે હું નથી જાણતો એમ નથી. તેં જેનું તે દિવસે રક્ષણ કર્યું હતું તેના પર તારો પ્રેમ છે તે કોઇ આંધળાને પણ જણાઇ જાય તેમ હતું. તો પછી મારા જેવા વૃદ્ધની તો વાતજ શી? તેણે તને આ બાબતમાં નિરાશ કરી અત્યંત દુઃખી કર્યો છે. તેણે તને કેમ ધુતકાર્યો તે પણ હું જાણું છું એટલે વિજાપુરમાં દાખલ થઇ પ્રથમ જે કામ કરવાનું તે એજ. તે બુલબુલ પક્ષીને પકડી લાવી......"

"બુલબુલ પક્ષીને પકડી લાવી" એ શબ્દો રામરાજાના મ્હો-માંથી નીકળતાજ રણમસ્તખાનને કંઇનું કંઈ થઇ ગયું. તેનો હાથ એકદમ તલવાર પર ગયો, તેની આંખો વિસ્ફારિત થઇ, હાથોમાં સ્ફૂરણ આવ્યું. રામરાજાના લક્ષની બહાર આ પરિવર્તન ન્હોતું. પરંતુ તેને લાગ્યું કે તે કન્યાને પકડી લાવવાની વાત તેણે કાઢી તેથીજ એકદમ તેને આવું સ્ફૂરણ થયું હોવું જોઇએ આવી ધાર-ણાથી તે આગળ બોલવા લાગ્યોઃ

"બહાદૂર! તે બુલબુલને લાવવા માટે તને આટલી બધી ઉત્કંઠા થાય છે તે જોઇને મને પરમ સંતોષ થાય છે. વિજાપુરમાં પ્રવેશ કરી પ્રથમ એજ કામ કરીશું. તું તેની જરાપણ ફીકર ન રાખ. મારા પ્રાણના ભોગે પણ હું તારી તેની સાથે શાદી કરાવી આપીશઃ તું જરાપણ ચિંતા ન કર. તને પરણાવવાની મેં પ્રતિજ્ઞા લીધી છે."

રણમસ્તખાનને અત્યંત ક્રોધ ઉપજ્યો. તેનું કારણ "બુલબુલ" શબ્દ હતો. નૂરજહાન સાથે તેનો પહેલો મેળાપ થયો ત્યારે તેણે તેને બુલબુલની અને રામરાજાને બાજ પક્ષીની ઉપમા આપી હતી.

તેનું તેને રામરાજાના ભાષણથી આ સમયે સ્મરણ થયું. અને રામરાજા તેના નામનો ઉચ્ચાર માત્ર કરે એટલે તેના નામને અપવિત્ર કરે છે એવું લાગવાથી તેને અતિશય દુઃખ તથા ક્રોધ ઉપજ્યાં. જેણે તેની આબરૂપર ધાડ આણી હતી, તેણે તેનું નામ પોતાની પાસે ઉચ્ચારવું એટલે બન્નેનું અપમાન કરવું એવુંજ તેના મનને લાગ્યું: પણ તેણે તરતજ પોતાના હૃદયપર કાબુ મેળવ્યો અને તે બોલ્યોઃ

"હવે આપનાથી શા માટે મારા ભાવ છૂપાવું ? આપ કહો છો તેવીજ મારા મનની સ્થિતિ છે. વિશેષ શું કહું ? જો એ સંબંધમાં મારૂં અપમાન થયું ન હોત તો હું આપના પક્ષમાં આવ્યોજ ન હોત. તે અપમાનજ મને આપની પાસે ખેંચી લાવ્યું. હવે તે અપમાનને ભૂંસી નાખવાનો રસ્તો એકજઃ અને તે તેને સ્વપરાક્રમથી-બાહુબળથી અહિં લઇ આવવાનો."

"બરાબર છે. એમજ કરવું જોઇએ. અને આપણે જરૂર તેને લઇ આવશું. વિજાપુરમાં પગ મૂકતાં વાર તેની શોધ કરી તેને આપણે પ્રથમ અહિં મોકલી આપશું. હું હમણાં જવાબ મોકલું છું તેમાં પણ એ વાતનો ઉલ્લેખ કરવાનો છું. તમે જે માણસ માગો છો તે તો આપતો નથી પણ તમેજ તે માણસને માટે અમુક એક વ્યક્તિને મોકલી આપોઃ નહિ મોકલો તો તેને અહિં લઈ આવવા માટે અમે પોતેજ વિજાપુરમાં આવીએ છીએ, એમ સ્પષ્ટ જણાવી દઉં છું. તેણે તને લઇ જવા માટે અહિં આવવાની જેવી ધમકી આપી છે તેવોજ હું પણ તેને જવાબ આપું છું."

રામરાજા એમ ખાત્રી પૂર્વક માનતો હતો કે રણમસ્તખાન બે કારણથી તેના પક્ષમાં આવ્યો હતો. એક તેને નૂરજહાન ન મળી તે અને બીજું બાદશાહે તેનું કરેલું અપમાન. તે જો તેને નૂરજહાન મળે એવી તજવીજ કરે તો તે અવશ્ય ખુશ થશે અને જે કામ તે

બાદશાહ પરના ક્રોધથી કરે છે તે કૃતઘ્ન ભાવથી કરશે. તે હંમેશાં તેનો ઋણી રહે તે માટે બાદશાહને એવોજ જવાબ લખવો એવો તેના મને ખરેખરજ નિર્ધાર કર્યો હતો. અને તે પ્રમાણે તેણે કર્યું પણ.

તેને એમ લાગ્યું કે બાદશાહે જ્યારે તેને ધમકાવવાના હેતુથી પત્ર લખ્યો છે તો તેને પોતે તેનાથી સવાશેર છે એવું બતાવવુંજ જોઇએ. રણમસ્તખાનના ઉદ્દામપણા માટે પ્રથમ પત્ર લખી તેણે બાદશાહ સાથે તકરાર કરી હતી. તે પત્રમાં તેણે રણમસ્તખાનની ઉદ્દામ વૃત્તિનું મૂળ મદનના ખેલમાં છે એમ સૂચવ્યું હતું. તેને અનુસરીને આ પત્ર લખવો એવો વિચાર કરી તેણે બાદશાહને મોકલવાનો જવાબ લખી નાખ્યો. તેમાં તેણે સ્પષ્ટ લખ્યું હતું કેઃ—

"રણમસ્તખાનને તમારે સ્વાધીન કરવો તે અમારા હિંદુ ધર્મથી વિરૂદ્ધ છે. જે અમારે શરણે આવ્યો તે અમારામાં આશ્રય દેવાનું સામર્થ્ય છે ત્યાં સુધી અમારેજ શરણે રહેશે. જે દિવસે અમારૂં સમૂળ ઉચ્ચાટન થશે તે દિનેજ તે અમારો આશ્રય નહિ મેળવી શકે. માટે ખોટી હઠ લઇને અમારી સાથે લડવા તૈયાર થાઓ નહિ. તેણે તમારી નોકરી છોડી અમારી લીધી તેમાં વિશ્વાસઘાત શો છે તે અમે સમજી શકતા નથી. આપણે મિત્રો છીએ. તે મિત્રતા તોડવાનું કંઇ કારણ નથીઃ છતાં કાંઈ બહાનું કાઢી એ મિત્રતા તોડવાની તમારી ઈચ્છા હોય તેમ જણાય છે. જો તેવી ઈચ્છા હોય તો ખુશીથી તમે તેમ કરો. પણ ગમે તેવું બહાનું કાઢી અમારાપર દોષ નાખી લડવા તૈયાર થવું તે તમારી આજસુધીની કીર્તિને કલંક લગાડનારૂં છે. તમે જો અમારા તરફ મિત્રભાવ ધરાવતા હો, અમારી વિરૂદ્ધ કાંઈ કાવત્રાં નહિ કરતા હો તો તમારો એક નોકર અમારે ત્યાં આવ્યો તેથી તમને આટલો બધો ગુસ્સો કેમ ઉપજે છે ? જો તમે આપણા પ્રેમમાં—આપણા સંબંધમાં વાંધો આવે એવું કંઇજ નહિ કર્યું હોય તો તે અમને શું કહેવાનો હતો ? અને ત-

મારો વિશ્વાસઘાત શી રીતે કરવાનો હતો ? તમારા પત્રમાં લખવા પ્રમાણે અમે રણુમસ્તખાનને તો તમારે સ્વાધિન કરતાજ નથી–કરવાના પણ નથીઃ પણ ઉલટી એક માગણી તમારી પાસેજ કરીએ છીએ. તે એ કે અમારા દરબારમાં જે કન્યાનો પક્ષ રણુમસ્તખાને લીધો હતો તેને દેખત કાગળે મોકલી આપજો. રણુમસ્તખાનની સાથે તેની શાદી કરવાનો અમારો દૃઢ નિશ્ચય થયો છે અને તે નિશ્ચય અમલમાં મૂકવાનો અમે પૂર્ણ નિર્ધાર કર્યો છે. રણુમસ્તખાન તે કન્યા સાથે શાદી કરવાને કુળ–શીલ–શૌર્ય–ગુણ–સર્વ વાતે સર્વથા યોગ્ય છે. એટલુંજ નહિ પણ ખાનદાનમાં તો તે તે કન્યાના કુળ કરતાં અનેક ગણા ઉંચા ખાનદાનનો નબીરો છે માટે કોઇપણ પ્રકારની શંકા ન કરતાં, રણુમસ્તખાનપરનો ગુસ્સો બાજુએ મૂકીને, અને તેણે તમારી નોકરી છોડી દીધી છે એ વાત ભૂલી જઇને તે છોકરીને વિજયનગર મોકલી આપો. કન્યાના વડીલો લગ્ન કરવા આવે તો ઠીક છે. અને રણુમસ્તખાન જેવા કુલીન યુવાનને તથા કન્યાના સગાં સંબંધીઓને શોભે એવા ઠાઠમાઠથી લગ્ન સમારંભ કરીશું. રણુમસ્તખાનને અમે અમારો અંગરક્ષક સરદાર તો બનાવ્યો છે. હજુ બીજી મોટી મોટી પદવીઓ પર તેને ચઢાવવાની અમારી ઇચ્છા છે. માટે તમે નાહક રકઝક કરશો નહિ. તેણે તમારી સાથે કોઇ પણ પ્રકારનો વિશ્વાસઘાત કર્યો નથી. અમારી નોકરી તેને સારી લાગી ને તે અમારી પાસે આવ્યો. તેમાં તમારે અમારા કે તેના પર ગુસ્સે થવાની જરૂર નથી. આ પછી અમે રણુમસ્તખાનને મોકલતા નથી એ કારણથી આપણી દોસ્તી તોડવાનો તમે ઉપક્રમ કરશો તો તમે લડવાજ માગો છો અને તે માટે બહાનાં શોધો છો એમ અમે સમજીશું અને તમે સારી પેઠે જાણો છો કે તમારી તલવારો જોઇને અમે બ્હી જઇએ એવા તો નથી. તમારે લડવુંજ હોય તો ખુશાલ આવજો; અને લડાઇના મેદાનમાં અમારી

સમસેરનો સ્વાદ ચાખજો. તમને આગળથીજ જણાવી દઉં છું કે જો તમે ત્રણપાંચ કરશો તો વિજાપુરને ખાખ કરી નાખતાં હું પાછું જોવાનો નથી. તમે એકાદ કારણ આપો તેની રાહ જોઇનેજ અમે બેઠા છીએ. કારણકે આજ કેટલાંક વર્ષોથી તમે ગોવળકોંડા અને અહમદનગર સાથે કાવત્રાં કરી રહ્યા છો. અમારી પાસે તેના પૂરાવા છે. પણ અમે આજ સુધી તમને તે બીના જણાવી નથી કારણકે તમે અમે તેવાં કાવત્રાં કરો તો પણ અમારે પ્રથમ હથિયાર ઉપાડવા નહિ એવો અમારો નિશ્ચય છે. તમે પ્રથમ હથિયાર ઉપાડો તો પછી અમે બાયલા નથી. પછી ક્ષમા-દયા-માયા-મિત્રતા બધું ભૂલી જઈ વિજયનગરના સૈનિકો તમારા રાજ્યની ધુળધાણી કરી નાખશે તે લક્ષમાં રાખજો.

"નૂરજહાનને મોકલી આપવાનું ચૂકશો નહિ."

આખો પત્ર લખાઇ રહ્યા પછી છેવટનું નાનું વાકય રામરાજાએ મુદ્દામ પોતાને હાથે લખ્યું તે પત્ર તેણે રણમસ્તખાનને વાંચી બતાવ્યો. અને પછી તેની હાજરીમાંજ વિજાપુરના કાસદને બોલાવી તેને તે પત્ર આપ્યો. રણમસ્તખાનને તે પત્ર બતાવવામાં તેનો હેતુ એવો હતો કે તે તેને માટે કેવું સાહસ ખેડે છે તે ધ્યાનમાં રાખી તેની સાથે પ્રેમ તથા કૃતજ્ઞતાથી તે વર્તે. તેને માટે તે લડાઇ કરવા તૈયાર થયો, વિજાપુરના બાદશાહની મિત્રતાને ઠોકરે મારી, પણ તેને દગો દીધો નહિ, તેનો પ્રાણ બચાવવા માટે આ બધી આફત તેણે વહોરી લીધી તે તેને બતાવવા માટેજ તેણે તે પત્ર તેને બતાવ્યો હતો.

રામરાજાએ તે પત્ર વાંચી સંભળાવ્યો ત્યારે રણમસ્તખાનના મનમાં કેવા વિચાર ઘોળાતા હશે?

હવે પછીનાં પ્રકરણો આ પ્રશ્નનો જવાબ આપશે.

---

## પ્રકરણ ૧૯ મું.

### થોડાક ઇતિહાસ.

રૂમસ્તખાનને સ્વાધિન કરી દેવા સંબંધી જે પત્ર રામરાજા-પર મોકલવામાં આવ્યો હતો તેનો જવાબ કેવી જાતનો હશે તે વિજાપુરનો બાદશાહ ખાત્રીપૂર્વક જાણતો હતો. તેણે પત્રના જવાબપર આધાર પણ રાખ્યો ન્હોતો: તેના અન્ને મિત્રો સાથે જે વ્યવસ્થા કરવાની હતી તે તેણે પૂર્ણપણે કરી નાખી હતી.

બાહામની બાદશાહતની શાખાઓ થઇ અને તેમનામાં દ્વૈત-ભાવ ઉત્પન્ન થયો તથા પરસ્પર અદેખાઇ વધતી ગઇ. એ અદેખા-ઇથી તેમનામાં વિશેષ ફાટફુટ પડી હતી. તે એટલે સુધી કે એક-મેકનો નાશ કરવા માટે તેમણે પારકાં રાજ્યોની સહાય મેળવવાની પેરવી કરી. રામરાજાની સહાય મેળવવા માટે કેટલાકોએ તેની દાઢીમાં હાથ નાખ્યા. અલિ આદિલશાહે પોતાના શત્રુને જેર કરવા માટે રામરાજાની બે વખત મદદ લઇ શત્રુપર સ્વારી કરી હતી. આ સ્વારીમાં રામરાજાને વિજય મળ્યો તેથી પ્રથમ તો અલિ આદિલ-શાહને ઘણો સંતોષ થયો. પણ તે વિશેષ વખત ટક્યો નહિ. રામ-રાજા એ વિજયથી અત્યંત ઉન્મત થયો. તુંગભદ્રાથી ઠેઠ રામેશ્વર સુધી વિજયનગરનું રાજ્ય પ્રસરેલું હતું; અને સઘળાં મુસલમાની રાજ્યોને તેનો ભય લાગતો હતો. આ વખતે રામરાજા પોતાનું

મગજ ઠેકાણે રાખી વર્ત્યો હોત તો ઘણું સારૂં થાત. પણ મદ અને મોહ એ ભયંકર શત્રુના સપાટામાં તે સપડાયો. હું કરીશ તે થશે, હું જે કહીશ તેમજ બનશે એવું તેને અભિમાન આવ્યું. જો આવું અભિમાન ન આવ્યું હોત તો તેના રાજ્યનો અધિકાધિક વિસ્તાર થતો ગયો હોત. પણ દુર્દૈવે તેમ થયું નહિ. તેની ઉન્મત્તતા તેનેજ નડી. તેની વિરૂદ્ધ ત્રણ ચાર મુસલમાની રાજ્યો એક થવાની કોશીશ કરે છે એવી વાત તેને કાને આવી હતી છતાં તેને તેમાં કાંઇ માલ જણાયો નહિ. એવા સત્તર જણ એક થાય તો શું થયું? હું બધાને પાણી પાઇશ, એવી ભાવના તેના મનમાં જન્મી હતી. એટલુંજ નહિ પણ એવો પ્રસંગ ઉપસ્થિત થાય તેવું તે ઇચ્છવા લાગ્યોઃ આવી ઇચ્છા કરવાનું કારણ એ હતું કે પોતાના દુશ્મનો એકત્ર થઈ આવે ત્યારે તેમના બધાના હાડકાપાંસળા એકવાર એવા ઢીલા કરી નાખવા કે જેથી તેઓ કદિપણ માથું ઉંચુંજ કરી શકે નહિ. રસ્તામાંથી કાંટાના વૃંદજ સમૂળાં નષ્ટ કરી નાખવાની તેની ઇચ્છા હતી. આ વિચાર તેના મનમાં પ્રબળ વેગથી ઘોળાવા લાગ્યો. રામ-રાજાનો આ વિચાર એકદૃષ્ટિએ યોગ્ય હતો. પણ તેની શક્તિ માટે તેને જે વિશ્વાસ હતો તે ખોટો હતો. તેનું સૈન્ય પ્રચંડ હતું પણ તેમાં પાણી રહ્યું ન્હોતું. એટલુંજ નહિ પણ લશ્કરમાં મોજીલાપણું, અયશઆરામ અને એદીપણું વધ્યાં હતાં તેનું ભાન રામરાજાને ન્હોતું. તરૂણાવસ્થામાં સારી શરીરસંપત્તી હોવાને લીધે ગમે તેવા સાહસો ઉઠાવી શકાય પણ તેજ માણસ વૃદ્ધાવસ્થામાં તારૂણ્ય જેટલું બળ બતાવી શકતો નથી. તારૂણ્યમાં જેટલો ખોરાક હોજરી પચાવી શકે તેટલો જો વૃદ્ધાવસ્થામાં ખાવામાં આવે તો અપચોજ થાય. રામ-રાજાની સ્થિતિ એવીજ થઇ હતી. પોતાનાં ગાત્રો પહેલાંના જેટલા સમર્થ નથી, તેમાં અગાઉ જેટલી પાચનશક્તિ નથી તેનું ભાન જેમ હોજરીને નથી હોતું તેમ રામરાજાને પણ પોતાના લશ્કરમાં

હવે અગાઉનાં શક્તિ અને ઉત્સાહ નથી.–ત્રણ ચાર શત્રુ સાથે મળી લડવા આવે તો તેમની સામે ઝુઝવાની તાકાત નથી–એ વાતનું ભાનજ ન્હોતું. તેના મનને એક પ્રબળ વિકારે ઘેરી લીધું હતું અને તે વિકારના આવેશમાં એક એવો વિચાર આવ્યો કે તેના સઘળા મુસલ્માન શત્રુઓ એકઠા થઇ લડવા આવે તો ઘણું સારૂં થાય. તેમને એકદમ હરાવી પછી પોતે દિગંત જેતા થાય. પછી તેને પોતાના રાજ્યનો વિસ્તાર રામસેતુથી હિમાચલ સુધી ફેલાવવાની સરળતા થશે. પછી દક્ષિણમાં શું પણ આખા હિન્દમાં અશ્વ ફેરવી અશ્વમેધ કરવામાં કાંઈ હરકત નડશે નહિ. દિગંતજેતા થવાના વિચારે બીજા વિચારને તેના મનમાં દાખલ થવા દીધા નહિ. તેના ભાઇ તિરૂમલ્લ તરફથી પણ તેના વિચાર ફેરવવા જેવી કાંઇ હકીકત તેને મળી નહિ. તે સેનાપતિ હતો પણ સેનાની અંતરસ્થ સ્થિતિની તેને જરાય ખબર ન્હોતી એમ કહીશું તો ચાલશે. ઘણાં વર્ષોથી જીર્ણ થયલું વૃક્ષ જેમ અંદરથી પોકળ થઇ ગયલું હોય છે છતાં તેનો વિસ્તાર જોઇ સંતુષ્ટ થઇ મનુષ્ય તેની છાયા નીચે બેસે છે, એકાદ દિવસ વંટોળીઓ થાય અને તે વંટોળીઆમાં વૃક્ષની કોઇ ડાળ ભાગી જશે અથવા તે મૂળમાંથી ઉખડી જશે એવો વિચાર પણ પાંથસ્થના મગજમાં ઉદ્ભવતો નથી તેવીજ રામરાજા અને તેના બંધુની સ્થિતિ થઇ હતી. આજ સુધી તેમના રાજ્યરૂપી વૃક્ષે કેટલાય વંટોળીઆ જોયા છે–તે એવા સામાન્ય વાવાઝોડાથી શું તૂટવાનું હતું આવાજ વિચારથી બન્ને ભાઇઓ નિરાંતે ઉંઘતા હતા. વળી વિજાપુરના રાજ્યમાંથી એક અતિ ઉપયોગી માણસ પોતાના પક્ષમાં આવ્યો છે તેથી તેમને વિજય મેળવવામાં એક બીજી શક્તિની સહાય મળી છે એવા વિચારથી ઉલટી તેમની ભ્રમણા વિશેષ વધી.

આ પ્રમાણે મદ અને મોહ એ બે વિકારથી અંધ થઇ રામરાજા અશ્વમેધ યજ્ઞ કરવાનાં સ્વપ્નાં જોવા લાગ્યો. શત્રુઓ કેવા પ્રયત્નો

કરે છે તેની બાતમી પણ તેને કાને આવતી બંધ જેવી થઇ ગઇ—એવી બાતમી મળતી ત્યારે તે જાસુસને " કંઇ નહિ. કરવા દો. એક પોતાની છોકરી બીજાને આપે ને બીજો ત્રીજાને આપે તેથી કાંઇ લશ્કરનું બળ વધતું નથી. દીકરાઓને જણાવો કે જેટલાએ એકત્ર થતું હોય તેટલા ટોળે મળીને આવો. તનને લાગતું હશે કે વિજયનગર પાકેલા ડાંગરનું ખેતર છે. પણ નજીક આવશો તો જણાશે કે ત્યાં તો દવ સળગ્યા કરે છે. તેમાં બધા બળીને ખાખ થઈ જશો. દવની જ્વાલા પસરતાં વાર કેટલી ? દીકરાઓ આવ્યા કે બળીને ખાખ થઈ જશે ! " આવા અભિમાની ઉદ્ગારો દરબારીઓની નજર સમક્ષ કાઢતો અને " ખરેખર, પરમેશ્વર એ લોકોની એમજ ખબર લેવા માગે છે. તેથી તેણે તેમને આવી બુદ્ધિ સુઝાડી છે. એકવાર તેમને આવવા તો દો—એટલે તેમને જડમૂળથી ઉખેડી કાઢીશું એટલે વૈદિક ધર્મનો પ્રચાર થશે." એવા દરબારીઓના જવાબથી તે મલકાતો. રામરાજા, તિરૂમલ્લ અને વ્યંકટાદ્રિ એ ત્રણમાંથી એકને પણ પોતે માને છે તેવુંજ આ યુદ્ધનું પરિણામ આવશે કે ? તે વિષે જરાપણ શંકા ઉદ્ભવી નહિ. પોતાની ઇચ્છા પ્રમાણે શત્રુનો નાશ થશે કે તેમનોજ નાશ થવાનો સંભવ છે ? તેનો તેમણે વિચાર કર્યો નહિ. તેમની નજરે એકજ ચિત્ર પડતું અને તે વિજયનું—શત્રુના પૂર્ણ નાશનું—અને ભાવી અશ્વમેધ યજ્ઞનું !

આ બાજુ વિજાપુર, ગોવલકોંડા અને અહમદનગર ત્રણેએ પોતાનું વેર ભૂલી જઇ એકત્ર થઈ આ પ્રચંડ હિંદુ રાજ્યનો નાશ કરવાનો દઢ નિશ્ચય કર્યો. સર્વેએ કસમ ખાધા એટલુંજ નહિ પણ પરસ્પર વિશ્વાસ ઉત્પન્ન થાય તે માટે નિઝામશાહે પોતાની કન્યા ચાંદબીબી અલિ આદિલશાહને પરણાવી. અલિ આદિલશાહે પોતાની કન્યા હુસેનના છોકરા સાથે આપી. તેમનાં લગ્ન સમારંભ વેળાએ અનેક રાજ્ય પ્રકરણી ખટપટો પૂરી થઇ. આ લગ્ન પ્રસંગને નીમીત્તે એક-

મેકના પ્રતિનિધિઓ એકમેકને મળવા ગયા. તેમની મસલત ચાલી. બેરીદ્શાહ નામે એક ચોથો રાજા પણ તેમને મળી ગયો. બધાએ પોતાની ફોજ લઈ વિજાપુર આવવું અને હલ્લો કઇ બાજુથી કરવો, મુખ્ય મારો કયાંથી ચલાવવો તે સંબંધી મંત્રણા થવા લાગી. આ બાજુ રામરાજાને ગાફીલ રાખવા માટે પત્ર અને કાસદની આવજા ચાલુજ રાખી. રણમસ્તખાનને સ્વાધીન કરવાની માગણી તિરસ્કારવામાં આવી ત્યારે આદિલશાહે પુનઃ વકીલ મોકલી વિજયનગરની હદપર આવેલા પોતાના કેટલાક પ્રાંતો અને કિલ્લાની માગણી કરી. આ માગણી કરવાનો હેતુ બીજો કંઈ ન્હોતો. રામરાજાને વધુ વાર વકીલને જવાબ આપવામાં રોકી રાખવો અને પોતે લડાઇની તૈયારી કરી નાખવી–ગમે તેમ કરી બે ત્રણ કારણો લડાઇ માટે બતાવવાં એવોજ તેમનો હેતુ હતો.

અત્યારસુધી તદ્દન બેફીકર રહેલો રામરાજા શત્રુનાં લશ્કર વિજાપુરમાં એકઠાં થયાં એવી ખબર મળતાંજ જાગ્યો. તેના પ્રચંડ સૈન્ય આગળ શત્રુદળ ટકવાનું નથી એવી તેની ખાત્રી હોવા છતાં હવે હાથ પગ હલાવ્યા સિવાય ચાલશે નહિ એવો વિચાર કરી તુંગભદ્રાના ઉતાર આગળ બંદોબસ્ત કરી મુસલમાનોને તે ઉતારો ઓળંગી આ બાજુ આવવા દેવા નહિ. ઉલટો તે ઉતારાનો લાભ લઇ પોતે શત્રુપર હલ્લો કરવો એવો તેણે વિચાર કર્યો. આ કામ માટે તેણે તિરૂમલ્લરાયની નીમણૂક કરી અને વ્યંકટાદ્રિને એક મોટી સેના આપી બીજી દિશા સંભાળવા મોકલ્યો. પોતે વચમાં રહ્યો અને પોતાના સંરક્ષણ માટે તેણે રણમસ્તખાનને તેના પઠાણ સૈનિકો સાથે પાસે રાખ્યો. તેણે તેને આગળ મોકલ્યો નહિ. તેને ઘરભેદુ રણમસ્તખાનજ ઉપયોગી થઈ પડશે એમ લાગ્યું હતું. તેને માટે અલિ આદિલશાહે માગણી કરી. તે માગણીને અવગણીને તેણે પત્ર લખ્યો ત્યારેજ તેણે રણમસ્તખાનને કહ્યું હતું કે, " હવે આને પરિણામે

સઘળી પાદશાહતો એક થઇ આપણાપર તૂટી પડશે. પણ હું તેમની દરકાર કરતો નથી. દુનિયાના સઘળા પાદશાહો એકત્ર થાય તોપણ આપણો પરાભવ કરે તે શકય નથી. આપણે સ્વસ્થ બેસી રહીએ તે ઠીક નહિ એટલા માટેજ આગળ વધશું: પણ નદીના ઉતારમાંજ તેમને સીધા કરવા જોઇએ એટલે તેઓ આગળ આવેજ શી રીતે?"

રણમસ્તખાન માથું હલાવી બોલ્યો:

"મારાપર આપનો વિશ્વાસ બેસે એવી કાંઈપણ કામગિરિ મારે હાથે થવી જોઇએ. માટે શત્રુના સૈન્યને ઉતાર આગળજ ગડપ કરવાનું કામ મને સોંપો. હું તેમને ફસાવી ભળતેજ ઠેકાણે દાખલ થવા દઇશ અને એક પણ માણસ બચી જાય નહિ એવી બાજી રમીશ."

તેનું બોલવું સાંભળી રામરાજાને અજાયબી ઉપજી. તેણે તેને કહ્યું:

"તું હજુ બાળક છે. તું આગળ જશે તો તેઓ તારાપર હવે વિશ્વાસ પણ કેમ મૂકશે? શત્રુને ગંગાની આ બાજુ નહિ આવવા દેવા માટે તિરૂમલ્લરાય શક્તિવાન છે. આપણે વચમાંજ રહેવું જોઇએ. તું મારી પાસેજ રહે. તું શૂરનો બચ્ચો છે. તું કેમ લડે છે તે એકવાર આ આંખોએ જોવાની મને ઇચ્છા છે. માટે તું મારી પાસેજ રહે."

"ઠીક છે. મારી મરદાની અને વ્યુહ રચના જોવાની તમારી ઇચ્છા છે તો હું પણ તે બતાવવા તૈયાર છું. પ્રસંગ આવેજ તમને તે જણાશે. શત્રુ નજીક આવ્યો બેડો પાર! મારી એકલાનીજ નહિ પણ મારા પઠાણો અને મારા તાબાના આખા લશ્કરની મરદાની ત્યારેજ તમને જણાશે." રણમસ્તખાનનો આવો શાંત પણ અભિમાની જવાબ સાંભળી રામરાજા ખુશ થયો અને બોલ્યો:

"શાબાશ! હું તને શૂરવીરનો બચ્ચો કહું છું તે કંઈ ખોટું છે?"

આ વાક્ય બોલતી વખતે રામરાજાની દષ્ટિમાં કેવો અર્થ અને કેવો પ્રેમ જણાતો હતો ! તેની આંખો એકીટસે રણમસ્તખાનને જોઈ રહી હતી.

રણમસ્તખાન અને રામરાજાને ઉપલી વાત થયા પછી એક બે દિવસમાંજ એવી ખબર આવી કે શત્રુ વિજાપુરથી નીકળી ચૂકયો છે. રામરાજાના દરબારમાં રહેતો વિજાપુરનો વકીલ પાછો ચાલી ગયો એટલે હવે લડાઇ થવાનીજ તે વિષે કોઇને કાંઇ શંકા રહી નહિ. રામરાજાની માન્યતા તેનું લશ્કર તૈયાર છે એવી હોવાથી તેને પણ કાંઈ ચિંતા થઇ નહિ.



## પ્રકરણ ૨૦ મું.

### રામરાજાના મનની નવી લહરો.

લડાઇ માટે આટલી હદ સૂધીની તૈયારી થઇ તોપણુ રામરાજાને કોઇ જાતની ચિંતા કે ધાસ્તી લાગી નહિ. કદાચ કર્મ સંયોગે તેનો પરાજય થશે એવી શંકા સુદ્ધાં તેને આવી નહિ. આ ત્રણે જણુને એકવાર પૂરેપૂરા હાથ બતાવી હરાવ્યા પછી મુસલમાનો તેના તરફ કદિ ઉંચી આંખે જોવાના પણુ નથી અને તેમ એકવાર થયું એટલે ઉત્તર હિંદુસ્થાન જીતવાનો પ્રયત્ન શરૂ કરી દેવો, આ એકજ મહત્વાકાંક્ષાથી તેનું મન ભરાઇ ગયું હતું. તે સિવાય તેને બીજો કશો વિચારજ આવતો નહિ. દિગ્વિજય અને ચક્રવર્તિ ગણુાવા માટેના અશ્વમેધ યજ્ઞના તેને પલે પલે સ્વપ્નમાં આવવા લાગ્યાં. તે પોતાની ઇચ્છાશક્તિ માટે જેમ અભિમાન રાખતો હતો તેમજ રણુમસ્તખાનની વફાદારી માટે પણુ તેને અભિમાન હતું. તેમાં વળી રણુમસ્તખાને તેને એમ કહ્યું હતું કે તે ત્રણે શત્રુમાં ગમે તે પ્રકારે પાછી ફુટ પડાવી શકશે. કેવી રીતે ફૂટ પાડવી તેનું પણુ રામરાજા સમક્ષ તેણે સ્પષ્ટીકરણુ કર્યું હતું. એટલુંજ નહિ પણુ તે વિષેના પુરાવા પણુ તેણે રામરાજાને બતાવ્યા હતા. તે પુરાવા જોઇ રામરાજા તો આશ્ચર્ય ચકિત થઇ ગયો હતો. રણુમસ્તખાન આટલી તરૂણુ વયમાં આવી વિલક્ષણુ શક્તિ ધરાવે છે તો તેની નસોમાં તેવુંજ રક્ત

હોવું જોઇએ. શૌર્ય અને શાણપણ સાથે એક વ્યક્તિમાં જવલ્લેજ હોય છે એમ ધારી રામરાજા પોતાના વિજય વિષે તદ્દનજ નિશ્ચિંત થયો. વાત કરતાં કરતાં રામરાજાને એક વિચાર આવ્યો. રામરાજાના મનમાં એકાદ વિચાર આવ્યો એટલે તેને અમલમાં મૂકવામાં તો તે ઢીલ કરતોજ નહિ. તે કાંઇક સુખમય વિચાર હોવો જોઇએ કારણકે તેના મુખપદ સ્મિત ફરકયું. અને રણમસ્તખાનનો વાંસો થાબડી તે બોલ્યો.

" તું આવો શૂરવીર અને રાજનીતિ નીપુણ છે તેમાં કાંઇ નવાઈ નથી. તારી નસોમાં કોનું રક્ત......"

આટલુંજ બોલી રામરાજા થોભ્યો—નહિ–તેને એકદમ અચકવાનું યોગ્ય લાગ્યું હોય એમ જણાયું.

રણમસ્તખાનના મનને તેના શબ્દોથી માઠું લાગે છે એમ તેને લાગ્યું. તેની ચર્યાપર કંઇક ચમત્કારિક ફરક પડયો છે એવો રામરાજાને ભાસ થયો. તેથી તે અટકયો. ક્ષણભરમાં એ ફરક દૂર થયો. અને રણમસ્તખાનેજ તેને કહ્યું:

" આપના જેવી શાંત વૃત્તિ જગતમાં કોઇની હશે કે કેમ તેની મને શંકા થાય છે. લડાઇમાં ઝંપલાવવાનો વખત આવી પહોંચ્યો છે છતાં તમે નકામી વાતોપર તડાકા મારો છો એ શું કહેવાય ? "

તે સાંભળી રામરાજા બોલ્યોઃ

" અરે ! મારી શાંત પ્રકૃતિનો ખરો અનુભવ હજુ તને થયો નથી. આ વેળા મારા મનમાં જે વિચાર આવ્યો હતો તે જો હું તને કહું તો તને કેટલી અજાયબી ઉપજે તે કહી શકાય તેમ નથી. પણ હમણાં તે કહેતો નથી. તે વિચારનો અમલ થયા પછી કહીશ. હમણાં તું જા અને તારી તૈયારી કરવા માંડ. મારા મનમાં હમણાં

જે વિચાર આવ્યો છે તે પ્રમાણે કરવાનો નિશ્ચય કરીશ તો તને પુનઃ બોલાવવા મોકલીશ. નહિ તો હવે તારો મારો મેળાપ લડાઈ પૂરી થયા પછી થશે."

રામરાજાએ તેને રજા આપી અને પોતે પણ ઘોડો સજ્જ કરવાનો હુકમ કર્યો. ઘોડો તૈયાર થઇ આવતાંજ રાજેશ્રી તે પર સવાર થઇ કુંજવનને રસ્તે પડયા. તેની સાથે બીજા પાંચસાત માણુસો હતા. યોગ્ય વેળાએ તેઓ કુંજવનમાં આવી પહોંચ્યા. ત્યાં હવે વિજાપુરના બાદશાહનો કોઇ માણુસ ન્હોતો. તેના સઘળા માણુસો ક્યારના ચાલી ગયા હતા. રામરાજા એકવાર આખા કુંજવનમાં આમથી તેમ ને તેમથી આમ ફર્યો. કુંજવનની દુર્દશા થયલી જોઇને અથવા કાંઇ ભૂતકાળનાં સ્મરણ થવાથી તેણે અનેક નિશ્વાસ નાખ્યા. અંતે તેણે પોતાના માણુસોને બોલાવીને હુકમ કર્યો:

" આજુબાજુથી જોઇએ તેટલા માણુસો વેઠે પકડો અને આખું કુંજવન સાફ કરાવો. બંગલો સાફ કરો. પ્રથમ જેવો હતો તેમ શણુગારો અને હું કહું છું તેવીજ વ્યવસ્થા ત્રણ દિવસમાં થઈ જવી જોઇએ. ચોથે દિવસે હું અહિં પાછો આવીશ. જરા જેટલી પણ ભૂલ થશે તો સખત સજા કરીશ "

એટલું કહી રામરાજા પુષ્કરિણિ તરફ ગયો. એક વાર પુષ્કરિણિને કિનારે ફર્યો અને પુનઃ નોકરો પાસે આવી બોલ્યો:

" પુષ્કરિણિપર પણ સાફસુફ કરાવો. એક હજાર માણુસ વેઠે પકડવા પડે તો પકડો. પણ આજથી ચોથે દિવસે સઘળું તૈયાર થવું જોઇએ. "

લડાઈ જાગી હતી, શત્રુ માથાપર ગાજતો હતો અને તે પણ સામાન્ય શત્રુ ન્હોતો-ચારચાર શત્રુ એક થઈ આવ્યા હતા. આવી દશામાં રામરાજાને આવી ધુન આવે તેને શું કહેવું ? એવું નોક-

રેના મનમાં આવ્યું. કદાચ કંઈ રાજ્યપ્રકરણી કારણ હશે અને ત્યાંજ કંઇ દાવ માંડવાનો હશે એવા વિચારથી સંતુષ્ટ થઇ તેમણે પોતાનું કામ કરવા માંડયું.

રામરાજા ત્યાંથી એકલોજ નીકળ્યો. તેના મનમાં એક વિચાર ચાલતો હતો. તે અમલમાં ન આવે ત્યાં સુધી બીજુ કંઇ સુઝેજ નહિ એવો તેનો સ્વભાવ હતો. તે સ્વભાવને અનુસરીને તેણે પોતાનામાં મનના તરંગોને મૂર્ત સ્વરૂપ આપવા માંડયું હતું. પુષ્કરિણિમાંની નૌકા કયાં ગઇ હતી તેનો પત્તો ન્હોતો. કુંજવનનો દેખાવ આબેહુબ પ્રથમ જેવો હતો તેવોજ કરવાનો વિચાર તેના હૃદયપર સામ્રાજ્ય ભોગવતો હતો. વિજયનગરમાં કયાંય પણ ક્રીડાનૌકા હોય ત્યાંથી લાવી તે પુષ્કરિણિમાં મૂકવાનો તેણે નિશ્ચય કર્યો. કુંજવનમાં રહેલી સઘળી વ્યક્તિઓને પુનઃ ત્યાં લાવવી. પરમેશ્વરની ઇચ્છા બધું પૂર્વવત કરવાની છે એમ તેને લાગવાથી તે ઈશ્વરી આજ્ઞા પ્રમાણેજ વર્તે છે એમ તે માનવા લાગ્યો.

વિજયનગર આવતાં વારમાં રાજેશ્રીએ એવો હુકમ કાઢયો કે ગમે ત્યાં અમુક જાતની ક્રીડાનૌકા હોય તો તે લાવી કુંજવનમાંની પુષ્કરિણીમાં મૂકવી. સરકારી માલીકીની હોય તો ઠીક છેઃ પણ સરકારી નહિ હોય ને કોઇની ખાનગી માલીકીની હોય તો પણ હરકત નહિ. વેચાતી અથવા મફત, સમજાવટથી કે બળ જબરીથી પણ તે લઈ લેવી પણ પુષ્કરિણીમાં આજથી ત્રણ દિવસમાં ક્રીડાનૌકા હોવીજ જોઇએ. તેના વચનને કોણ અમાન્ય કરે ? ચારે તરફથી ક્રીડાનૌકાની તપાસ થવા લાગી. અને છેવટે એક અતિ સુન્દર, નાની, ક્રીડાનૌકા હાથ લાગી અને તે પુષ્કરિણીમાં મૂકવામાં આવી છે એવા સમાચાર રામરાજાને મળી ગયા. હવે ચોથો દિવસ કયારે થાય અને પોતે બીજા વિચારને અમલમાં કયારે મૂકે તે વિષે તેની આતુરતા વધવા લાગી. લડાઈની ખબરો માટે તેને જેટલી આતુરતા ન્હોતી

તેથી વિશેષ કુંજવનની દુરસ્તી સંબંધીની ખબર માટે તે આતુર બની ગયો.

રામરાજાની આજ્ઞા કોણ તોડી શકે ? કુંજવનને સાફસુફ કરવાનું કામ શરૂ થઇ ગયું. અસંખ્ય માણસો વેઠે પકડી–રાત દિવસ કામ કરી ત્રણ દિવસમાં તેને નંદનવન જેવું બનાવી દેવામાં આવ્યું. ત્રીજે દિને રામરાજાને સઘળું તૈયાર થઇ ગયું છે એવી ખબર મોકલવામાં આવી.

રામરાજાના મનનું આ સમાચાર સાંભળી ઘણું સમાધાન થયું અને તેણે બીજી કાંઇક વ્યવસ્થા કરવા માટે કેટલાક ખાસ માણસોને આજ્ઞા કરી; પણ પોતે તો ચોથે દિવસેજ કુંજવનનો રસ્તો પકડયો. ત્યાં જઇ જુએ છે તો ખરેખરજ, સઘળી વ્યવસ્થા તેની આજ્ઞાનુસારજ કરવામાં આવી હતી. તરતજ તેણે જેને એ કામ સોંપ્યું હતું તેને શાબાશી આપી કહ્યું કે 'હવે આજ સ્થળે તારી હું નીમણુંક કરૂંછું: પણ અહિં તું જે જુએ તે વિષે એક શબ્દ પણ કોઇને કાને જવો ન જોવો જોઇએ.' આ શબ્દો સાંભળનારને લડાઇ સંબંધીજ કાંઇ મોટું કાવત્રું ચાલે છે એમ લાગ્યું.

બીજે દિવસે સ્હવારે તે બંગલામાં માસાહેબ–રણમસ્તખાનની મા અને તેની દાસી આવીને રહેલાં જણાયાં. તેમની સેવામાં બીજા જ માણસો હતા. કુંજવનની વ્યવસ્થા માટે રાખેલા નોકરોને લાગ્યું કે આ છે શું ? કંઇ સમજાયુંજ નહિ. લડાઇને ને આ લોકોને શો સંબંધ ?

માસાહેબ હવે અગાઉ કરતાંય વિશેષ ક્ષીણ થઇ ગયાં હતાં. તેમના વદનપર ચિંતા સિવાય–અત્યંત તીક્ષ્ણ ચિંતા સિવાય–બીજી કોઇ પણ છાયા જણાતી ન્હોતી. એકાદ મનુષ્યના જીવનમાં નિરાશા સિવાય બીજી કોઇ લાગણીનો અનુભવજ થવાની આશા ન હોય અને એવી રીતે હતાશ થયલા મનુષ્યની જેવી દશા થાય તેવી મા-

સાહેબની દશા થઈ હતી. આ સમયે તે જપજાપ પણ ભૂલી ગઈ હતી. કેવળ મૂક વૃત્તિ રાખી પોતાની ઓરડીમાં બેસી રહેવા સિવાય તેને કશું સુઝતું ન્હોતું. તે તેની વૃદ્ધ દાસી સાથે પણ જેમ બને તેમ ઓછું બોલવાનો પ્રસંગ આવે તેમ સારૂં એવું ઇચ્છતી હોયની એમ જણાતું હતું. પોતાનું દુઃખ મનમાંજ દાબી રાખવું, કોઈ પાસે હૈયું ખાલી ન કરવું, આ જગતમાં મારૂં હવે કોઇ નથી, બધા મારી પાસે મારી મરજી વિરૂદ્ધ કાર્ય કરવાની હઠ લઇનેજ મને છળવા આવે છે, હું સુખે મરૂં એવી પણ પરમેશ્વરની ઇચ્છા નથી—એવા વિચારો તે બિચારીના મનમાં નિરંતર ઘોળાયા કરતા હતા. હું જન્મી ત્યારથીજ મારાપર દુઃખના ઝાડ તૂટવા માંડયા, હું જે કરવા ગઈ તે બધામાં નિરાશ થઇ, એવો મેં પરમેશ્વરનો શો ગુનાહ કર્યો છે? મરવાની ઇચ્છા છતાં મરાય નહિ એને શું કહેવું? એવા વિચારો રાત દિવસ તેના મનમાં ઘોળાતા હોય એમ લાગતું હતું.

કુંજવનમાં પુનઃ આવ્યા પછી તો તેની ખિન્નતા અત્યંત વધી ગઇ. તેમાં પણ હવે ધનમલ્લ વારંવાર તેની નજરે પડવા લાગ્યો. આ કાળો નાગ આટલા વર્ષે પાછો પોતાના પર ચોકી કરવા આવ્યો છે. પ્રથમની માફક તે હમણાં પણ મૂગોજ રહે છે એ ચિન્હ પણ ખરાબ છે. આ દુષ્ટ વચમાં એક વાર આવ્યો—પુનઃ એક વાર ગુમ થયો—પુનઃ આજે પોતાને કનડવા આવ્યો. એને ને મારે સંબંધ શો? એને હાથે તો મારા જીવનનો કાંઇ ભયંકર અંત આવવાનો નથી ને? એવું તેને લાગવાથી તે એટલી બધી ભયભીત થઈ કે ધનમલ્લને જોતાંજ તેનું આખું શરીર થરથર કંપી ઉઠતું. તેણે પોતાની વૃદ્ધ દાસીને એમ કહી રાખ્યું હતું કે, " એ મારી નજરેજ ન પડે એવી ગોઠવણ કર. તેને બહાર—બંગલાની બહાર—ગમે ત્યાં રહેવા દે પણ મારી નજર સામે એને ન આવવા દે. કારણ ગમે તે હો. પણ

એને હાથે મારો ભયંકર અંત આવવાનો હોય એમ મારા મનને લાગ્યા કરે છે તારે મારી છેવટની સેવા આટલીજ કરવાની છે તે કર. એને મારી નજરે ન પડવા દે."

પણ બિચારી દાસીના હાથમાં શી સત્તા હતી? તેણે તેને શાંત કરવા માટે બે મીઠા બોલ કહ્યા. કર્મ ધર્મ સંયોગે રામરાજાએ ધનમલ્લને અંદર જવાની મના કરી હતી. તેણે તેને એમ કહ્યું હતું કે, "બંગલાની આસપાસ પહેરો ભરતો રહેજે. માસાહેબને પુષ્કરિણી તરફ જવા દેતો નહિ ને જાય તો પાણીમાં ઉતરવા દેતો નહિ. પાણીમાં પડતું મેલે તો તરત બહાર કાઢી મને ખબર આપજે. તેને આવો હુકમ મળી ગયલો હોવાથી તે બંગલામાં જવાની ઇચ્છા પણ કરતો ન્હોતો. એકાદ વફાદાર કૂતરા પેઠે તે સોંપેલું કામ બજાવવાનેજ સાવધ રહેતો. તેને તથા બીજા લોકોને તેના સંબંધી કેવા હુકમ અપાયલા છે તેની માસાહેબને કંઇજ ખબર ન હતી. તેને હવે બંગલાની બહાર જવાની ઇચ્છા ન હોવાથી હવે તે બંગલાના દ્વાર આગળ પણ આવતી ન્હોતી. હમ્મેશાં પોતાની ઓરડીમાં ખિન્ન અને ઉદાસ હૃદયે એકની બેસી રહીને વિચારોના પ્રવાહને નિરંકુશ છોડી મૂકતી.

તે પ્રારંભમાં અહિં કેમ આવી, અહિં આવ્યા પછી તેની કેવી આશા હતી, તે આશા એકદમ નષ્ટ થવાથી તે એકદમ સંતપ્ત થઈ ત્યાંથી ચાલી ગઇ, પછી કયા આશા તંતુપર આધાર રાખી પોતાના જીવનનાં પંદર સોળ વર્ષો જેમ તેમ ગાળ્યાં, તે આશા તંતુને પ્રબળ દોરડાનું સ્વરૂપ પ્રાપ્ત થવાથી તે વિજાપુર આવી, વિજાપુર આવી તેણે પોતાનું વર્ચસ્વ કેમ પ્રસ્થાપિત કર્યું, પ્રયત્ન કરતાં કરતાં તેણે કયાંસુધી સત્તા જમાવી, પણ એ બધી મહેનત એકાએક ધુળમાં મળવાથી આપઘાત કરવા સિવાય હવે છુટકો નથી એમ લાગવાથી આત્મહત્યા કરવા પુષ્કરિણીમાં પડી, પણ તેમાં પણ

ના હાવી અને અંતે સર્વ નાશ થઇ કમનસિબે તે બંદીવાન થઇ ફરીથી આ સ્થળે આવી પડી ! બિચારીની આ કેવી કરૂણ દશા ! તેની મહત્વાકાંક્ષા શી હતી અને તેનું થયું શું ? તે મરવા ગઇ ત્યાં મોતે પણ તેનો સ્વીકાર ન કીધો–આમ દુર્દૈવે ખાઇ પીને તેની પાછળ પડવાની શી જરૂર છે ? આવા વિચારો સિવાય તેને બીજો વિચારજ આવતો ન્હોતો. જે સ્થળ જોતાં તેના મનને આનંદ થતો હતો તે તરફ નજર પણ ફેંકવાનું તેને મન થતું નહિ. જે કુંજવનમાં ફરવાની તેને અત્યંત લાલસા થતી તેમાં પગ પણ મૂકવો નહિ, એવી તેના મનની સ્થિતિ થઇ હતી. તેને કુંજવનમાં લાવી કેદી જેવી દશામાં રાખવામાં આવવાથી તેને ઘણુંજ વસમું લાગતું હતું.

કુંજવનમાં આવ્યાને બે દિવસ થઇ ગયા તોપણ તે ઓરડીની બહાર નીકળી નહિ કે પોતાની વૃદ્ધ દાસી સાથે વખતી ઓછી વાત સુદ્ધાં કરી નહિ. નહિજ બોલવું પડે તો સારૂં–એવીજ તેની વૃત્તિ થઈ ગઇ હતી બીચારી માર્જિનાથી આવી સ્થિતિ સહેવાઇ નહિ. તેણે તેને કહ્યું:

" તમે આમ કરશો તો કેમ ચાલશે ?

માસાહેબે તેને ઉત્તર આપ્યો:

" ચાલશે. સહુ એમનું એમજ ચાલશે. પરવરદિગાર હવે મારો જલદી છૂટકો કરે તો સારૂં. પણ તેની તેવી ઇચ્છા નથી તો પછી હું તડફડિયાં મારૂં તેથી શું વળવાનું છે ? તેથી મેં સઘળી પંચાત હવે છોડી દીધી છે. હું તદ્દન સ્વસ્થ છું. તું હવે ચિંતા ન કર. આ બે દિવસમાં હું તારી સાથે કામ સિવાય બોલી પણ નથી. એથી વધુ સ્વસ્થતા કેવીક હોય ?"

" તમે અબોલ રહ્યાં તે સ્વસ્થપણાનું ચિન્હ હતું કે અસ્વસ્થપણાનું ? "

" તને જે જણાય તે ખરૂં. મને નાહક હેરાન ન કર. મને કંઇ પૂછીશ નહિ. "

" હું નહિ પૂછું તો કોણ પૂછશે ? અહિં મારા સિવાય છે કોણ ? અને હોય તો તેને તમને પૂછવાની શી પડી છે ? "

" પણ પૂછીપૂછીને કરવું છે શું ? હવે હદ થઇ ગઇ. ગરિબનો બેલી પરમેશ્વર. તે પણ મારી પરપૂછ કરતો નથી તો તારી પૂછપરછથી શું વળશે ? થયું હવે. આજસુધીમાં બહુ વાત કરી લીધી છે. હવે ગડબડ સડબડ છોડી શાંત બેસી રહે. પેટને મુઠ્ઠી અન્ન આપવાનું તે આપ્યા કર. તેય ન ખાધું હોત પણ ખાધા વિના ચાલતું નથી. ભૂખે રહેવાથી એકદમ જીવ જતો હોત તો તેમ પણ–"

" કેમ પણ ? એટલાબધા જીવપર કેમ આવી ગયા છો ? પરમેશ્વરે તમને આટલાં બધાં સંકટમાંથી છોડાવ્યાં તે સારા દહાડા બતાવવા માટે કેમ ન હોય ? "

" જા. જા. હવે સારા કે માઠા દિવસની વાત મારી આગળ કર નહિ. "

આવી વાતચીત થતી હતી એવામાં રામરાજા આવવાની વરદી આવી.



# પ્રકરણ ૨૧ મું.

## મેળાપ.

રામરાજા આવ્યો છે એવી ખબર સાંભળતાંજ માસાહેબની ભ્રકૂટિ વક્ર થઇ. કપાળપર કરચલી વળી. શરીરપર ક્રોધથી રક્તિમા ચઢી આવી. ઓઠો થરથરવા લાગ્યા. તેણે નોકરને કહ્યું:

" જા. તેને જઇને કહે કે હું કોઈ પણ પારકા માણસને મળતી નથી. મારી નિરાધાર સ્થિતિ જોઇને જો જૂલમથી તે અહિં આવશે તો પરિણામ સારૂં નહિ આવે." એમ કહી તેણે મ્હોપર બુરખો નાખ્યો અને સ્વસ્થ બેસી રહી.

તેની વૃદ્ધ દાસી નજીકજ હતી. તેણે પોતાની પ્રિય શેઠાણીનો ક્રોધ જોયો ત્યારે તેને તો એમજ લાગ્યું કે હવે કોણ જાણે શું થશે? તે ઘણી ગભરાઇ ગઇ અને એકવાર મેહેરજાન તરફ તો બીજી વાર ખબર લાવનાર હુઝુરિયા તરફ બાવરી નજરે જોઇ રહી. હુઝુરિયો થોડીકવાર ત્યાંજ ચૂપ ઉભો રહ્યો. આવો ઉદ્ધત જવાબ કેમ પહોંચાડવો તેના વિચારમાં તે પડયો હતો. તેના પગજ ત્યાંથી ઉપડ્યા નહિ. છેવટે માર્જિના તરફ વળી તેણે તેને કહ્યું:

" મહારાજાને આવો સંદેશો હું શી રીતે કહું? તેમને અહિં કોણ મના કરનાર છે? હું તેમને જઈ આ સંદેશ કહીશ તો મારૂં માથુંજ ઉડાવી દેશે. તેમને અહિં આવવા દો અને પછી જે કહેવું

હોય તે કહો. પણ મહેરબાની કરી આવો ભયંકર અપમાનભર્યો સંદેશો કહેવાની આ ગરિબને ફરજ ન પાડો."

માસાહેબ કાંઈ બોલ્યાં નહિ. પણ તેની દાસી લૈલી નોકરની વાત સાંભળીને બોલીઃ

"ભાઇ! તું તો ચીઠ્ઠીનો ચાકર! ખબર લઇને તું આવ્યો ને તેનો જવાબ લઇને પણ તુંજ જાય તેમાં તારૂં માથું શા માટે તે ફોડાવી દે! જા. તને જે કહ્યું છે તે ચુપચુપ કહી આવ."

આટલું કહેવા છતાં પણ નોકરના પગ ઉપડયા નહિ. તે પોતાની જગ્યાએજ ક્ષણભર સ્તબ્ધ ઉભો રહ્યો. અંતે તે બોલ્યોઃ

"માસાહેબ! તમારા સંદેશાથી પરિણામ સારૂં આવવાનું નથી."

માસાહેબ સંતાપની પરાકાષ્ઠા થવાથી થોડીકવાર કાંઈ બોલ્યાં નહિ. પછી એકદમ તે બોલી ઉઠયાંઃ

"મારૂં અપમાન કરવા તને અહિં મોકલવામાં આવ્યો છે કે! મેં આપેલો જવાબ તારા ધણીને જઇને કહે અને બીજું એમ પણ કહે કે શત્રુપક્ષના જનાનાને બંદીખાનામાં નાખી તેમનું અપમાન કરવા જેવું નીચ કામ કોઇ પણ હિંદુ રાજાએ કર્યું નહોતું તે કરીને તમે તમારી આબરૂ વધારી છે તેથી તમારા કુળનો અને સઘળા ક્ષત્રિયોનો બહુ ઉત્તમ પ્રકારે ઉદ્ધાર થશે."

હવે તે બાઇ સમક્ષ ઉભા રહેવામાં સાર નથી એવો વિચાર કરી નોકર ત્યાંથી ચાલી ગયો અને તેણે મહામહેનને માસાહેબનો જવાબ ભાગી તૂટી ભાષામાં રામરાજાને કહી સંભળાવ્યો. પણ તેથી રામરાજાને સંતોષ થયો નહિ. તેણે તેને જે શબ્દો માસાહેબે કહ્યા હોય તે શબ્દે શબ્દ કહેવાની આજ્ઞા કરી એટલે સઘળી વાત કહેવાની નોકરને ફરજ પડી.

તે સાંભળી રામરાજા શુમારે પા ઘડી તો મૌનજ બેસી રહ્યો. પછી તે બોલ્યોઃ

" તેની વૃદ્ધ દાસી લૈલીને અહિં બોલાવી લાવ. "

નોકર પુનઃ ગયો અને લૈલીને રામરાજાની આજ્ઞા સંભળાવી. માસાહેબ બુરખો પહેરીને બેઠાં હતાં તેના તરફ લૈલીએ જોયું અને તે કંઇ પૂછવા જતી હતી એવામાં માસાહેબેજ તેને કહ્યું:

" જા તારે જવામા કાંઇ હરકત નથી. પણ તેને મારી સમક્ષ આવવા ન દે. તેને જઇને બેશક કહે કે મને મળવા આવે નહિ. હું તેનું મ્હો પણ જોવા માગતી નથી. "

લૈલી ઉભી થઇ અને હિમ્મતથી રામરાજા પાસે જઈ ઉભી રહી. રામરાજા એકલોજ હતો. લૈલીને જોતાં તેણે એક નોકર તે ઓરડામાં હતો તેને પણ બાગમાં ચાલી જવાનું કહ્યું. તેમની આસપાસ કોઇ પણ ન હોવું જોઇએ તેની સંભાળ રાખવાની રામરાજાએ તે નોકરને આજ્ઞા કરી.

તે નોકર ગયા પછી લૈલી તરફ જોઇ રામરાજા બોલ્યો:

" માર્જિના ! માર્જિના ! બોલ. મને ખરી હકીકત જલદી કહી દે. મેં તમને ક્યારનાં ઓળખી લીધાં હતાં. હવે છુપાવવામાં કાંઇ સાર નથી. બોલ, તમે અહિંથી ચાલી ગયાં ત્યાર પછીની બધી વાત મને કહે. તેનેજ મ્હોડે આજે બધી વાત સાંભળવાની મારી તીવ્ર ઇચ્છા હતી; પણ તેની તેવી મરજી નથી તો હું હવે તેનાપર સખતાઇ પણ ગુજારવા ઇચ્છતો નથી; પણ તારે તો બધી હકીકત મને કહેવીજ પડશે. બોલ, જરા પણ સંકોચ કરીશ નહિ. કોઇ પણ વાત છૂપાવીશ નહિ. તમે અહિંથી ક્યાં ચાલી ગયાં હતાં અને તે પછી શું કર્યું ? કેવી રીતે દિવસ કાઢ્યા ? મેં તમારી કેટલી બધી શોધ કરી હતી ? જો મને પત્તો મળ્યો હોત તો તમારી પાછળ આવી તમને પાછાં લઈ આવ્યો હોત. તમને હેરાન થવા દીધાં ન હોત. પણ તમારો પત્તોજ લાગ્યો નહિ. એટલે

શું કરૂં ? હું લાચાર થયો. બોલ, મારે એકજ વાત જાણવી છે. મારા મનની તો તે વિષે ખાત્રી થઈ ગઇ છે. પણ એકવાર તારે મ્હોડે સાંભળવા દે. તું મને ખરી હકીકત કહેશે તો મને અત્યંત આનંદ થશે. બોલ, આમ મૂંગી જેવી ઉભી ન રહે."

માર્જિના પોતાનું નામ રામરાજાને મ્હોડે સાંભળીનેજ અત્યંત ચકિત થઇ અને તેના તરફ એક સરખી નજરે જોવા લાગી. તે કાંઈ બોલી નહિ અથવા શું બોલવું તે તેને સુઝયું નહિ.

રામરાજાએ તેને ફરીથી પૂછયું:

" બોલ, આ રણમસ્તખાન કોણ ? તેજ કની ?"

માર્જિના એક અક્ષર પણ બોલી નહિ તેમ તેના મુખપરથી તેના પ્રશ્નનો જવાબ હકારમાં છે કે નકારમાં તે પણ રામરાજાથી સમજાયું નહિ. છેવટે તે કંટાળીને બોલ્યો:

" કેમ ? તારી જીભને થયું છે શું ? તું મૂંગી કેમ થઇ ગઇ છે ? હું રણમસ્તખાનને પૂછવાનો હતો કે 'તું કયાંથી આવ્યો ? તારો જન્મ કયાં થયો ? તારા માતપિતા કયાંના ? વિજાપુરનાજ કે કોઈ બીજા ગામમાંથી વિજાપુર આવેલાં ?' ખરી વાત કહેવાની તેની ઇચ્છા નથી એમ જણાત તો હું તેને તેની જીવનકહાણી કહેવાનો હતો. પણ મને લાગ્યું કે તારી પાસેથી એક વાર સઘળી હકીકત સાંભળી લઇ–સઘળી ભૂતકાલિન હકીકતથી માહિતગાર થઈ તારી શેઠાણી અને તને પૂછી લીધા પછીજ તેને બધી હકીકતથી વાકેફ કરવો કે નહિ તેનો નિશ્ચય કરવો. એજ હેતુથી આજે હું અહિં આવ્યો છું. વિજયનગરમાંથી તમને અહિં લાવવામાં આવ્યાં છે તે પણ એટલા માટેજ. આ કુંજવનને તમે અહિં હતાં ત્યારે તેની સ્થિતિ જેવી હતી તેવીજ પુનઃ કરાવવામાં આવી છે તે એટલાજ માટે કે તમે અહિં આવો કે તરત તમને ભૂતકાલના સુખ-

અય પ્રસંગોનું તરત સ્મરણ થાય. બોલ, બોલ, માર્જિના! તમને મારે માટે ગમે તે લાગતું હશે, તમે મારે માટે ગમે તેવો અભિપ્રાય બાંધ્યો હશે; પણ મારૂં હૃદય તમારે માટે પહેલાં હતું તેવુંજ છે. મારો તેના પરનો પ્રેમ પૂર્વે હતો તેવોજ નિશ્ચલ છે. મારા જીવનમાં તમારૂં બેનું સ્મરણ નહિ થયું હોય એવો એક દિવસ પણ ગયો નથી. આ કુંજવનમાં હું જ્યારે જ્યારે આવું છું ત્યારે હું પૂર્વેનો રામદેવજ છું–મારામાં કાંઇપણ પરિવર્તન થયું નથી એમ મને લાગે છે. એ છોકરાને પહેલે દિવસે જોયા પછી તો બીજો વિચારજ મારા મનમાં આવતો નથી. મહત્વાકાંક્ષાથી મેં રાજકન્યાનું પાણી ગ્રહણ કર્યું. પરંતુ તેનું ચિત્ત ગ્રહણ કરવાનો મેં કદિ પણ પ્રયત્ન કર્યો નથી. ગેહેરજાન નજરથી દૂર થઇ હતી પણ અંતરમાં તો તે સદાય કાયમ હતી અને છે. તે અહિં આ કુંજવનમાં હતી ત્યારે પણ રાજકન્યા કદિ પણ મારૂં હૃદય આકર્ષી શકી ન્હોતી. તે ચાલી ગયા પછી તો રાજકન્યા મને તદનજ અપ્રિય થઇ પડી. માર્જિના! માર્જિના! ખરો પ્રેમ એકજવાર ઉદ્‌ભવે છે, એકજ વ્યક્તિપર ઢોળાય છે અને તેનાપરજ હમ્મેશાં જડાયલો રહે છે. તેનો કદિ નાશ થતો નથી–તેનું કદિ રૂપાંતર થતું નથી. તેની નકલો અનેક થાય છે પણ મૂળ સાથે તે સંલગ્ન થતી નથી. મૂળ પ્રેમ કદિ પણ ભૂલાતો નથી."

આ છેવટનું વાકય રામરાજા માર્જિના તરફ જોઇને બોલતો ન્હોતો. તેનાં અશ્રુ પૂર્ણ નેત્રો બીજી તરફજ લાગેલાં હતાં. તે વાકય પણ માર્જિનાને ઉદ્દેશીને ન્હોતું બોલાયું. કોઇ બીજીજ મૂર્તિ તેની આંખો સામે ખડી થઈ હતી અને તેને ઉદ્દેશીને તે બોલતો હોય એવો તેના દેખાવપરથી ભાસ થતો હતો.

માર્જિનાએ તેને કાંઇ પ્રત્યુત્તર આપ્યો નહિ. તે ઉપલાં વાકયો બોલી તદ્દન સ્તબ્ધ બેસી રહ્યો. તે કોઈના વિચારમાં લીન થઇ ગયો હોય,

કોઇ મનોવેધક ચિત્રપટ જોવામાં તલ્લીન થઈ ગયો હોય એવો ભાવ તેના વદનપર જણાતો હતો. અને આ વેળાએ તેની આંખ આગળથી ખરેખરજ અનેક ચિત્રો પસાર થઇ જતાં હતાં. આ નવલ કથાના પહેલાં કેટલાંક પ્રકરણોમાં વર્ણવેલા બનાવોના–તેણે ભોગવેલા આનંદના–મનોહર સ્મરણો તેની આંખ આગળ હમણાં ચિત્રિત થતાં હતાં. તે તેમાં એટલો બધો ગરકાવ થઇ ગયો કે તે ચિત્ર દર્શનમાં અને તેણે ભૂતકાળમાં અનુભવેલા આનંદમાં કાંઇ ફેર છે એવું પણ તેને લાગ્યું નહિ. તેની આંખો ભીની થઈ હતી અને આંસુઓ તેના ગાલપર સરી પડતાં હતાં. તે જોઈ માર્જિનાનું મ્હો પણ ગમ્ભીર અને દયામણું થઈ ગયું. તે જે પૂછતો હતો તે પ્રશ્નનો તેને જવાબ આપવો એમ તેના મનમાં આવ્યું અને તે કંઇ બોલવા જતી હતી એવામાં રામરાજાજ તેને ઉદ્દેશીને ફરીથી બોલ્યો:—

"તારી શેઠાણી કેટલી નિષ્ઠૂર છે! તેને ખરો પ્રેમ એટલે શું તેની ખબરજ નથી. મેં કરેલા સઘળા ઉપકાર ભૂલી જઈ મને છોડીને એકદમ ચાલતી થઇ."

એક ક્ષણ! ફક્ત એકજ ક્ષણ જો રાગરાજા કંઇ ન બોલ્યો હોત તો માર્જિનાએ તેને સઘળી હકિકતથી પરિચિત કરી દીધો હોત. તેની તે વેળાની સ્થિતિ જોઇને તે વૃદ્ધ દાસીનું હૃદય ઘણું પીગળી ગયું હતું. પણ રામરાજાના છેલ્લા શબ્દોએ તેનાપર થયલી અસર ધોઈ નાખી. "મારી શેઠાણી નિષ્ઠૂર! તેને ખરા પ્રેમની ખબર નથી–ખરા પ્રેમની પીછાનજ નથી. તે આ માણુસે કરેલા સઘળા ઉપકાર ભૂલી ચાલી ગઇ." આવા શબ્દો માર્જિનાને ચોરી પર શિરજોરી કરવા જેવા લાગ્યા.

"પ્રેમથીજ ઓત પ્રોત જેનું જીવન, નિષ્ઠૂરતાનું જેને સ્વમ પણ નથી, જેણે એને માટે પોતાના ઘરબાર–માબાપનો ત્યાગ કર્યો,

પોતાના ખાનદાનની આબરૂની પણ દરકાર ન કરી, જેનાપર સમ્પૂર્ણ વિશ્વાસ રાખી પોતાનું જીવન સર્વસ્વ જેણે એને સોંપી દીધું, તેનો એજ માણસે પોતાના સ્વાર્થ માટે ત્યાગ કર્યો અને ઉલટો મેહેરબાનનેજ નિષ્ઠુર કહે છે! તેને પ્રેમની ખબર નથી એમ કહે છે, તેનાપર કૃતઘ્નતાનો આરોપ મૂકે છે—એવા માણસને શું જવાબ આપવો ?" એવા વિચારો માર્જિનાના મનમાં આવ્યા અને તે તદન મૌન રહી.

રામરાજાને પોતે વીનવી વીનવીને પૂછે છે, પોતાનું દીલ ખાલી કરે છે, છતાં તે બોલતી નથી તે જોઇ ઘણું ખરાબ લાગ્યું અને તે દુઃખદ સ્વરે બોલ્યો:

" કેમ ? બોલતી નથી ? હું પત્થરની પૂતળી સાથે તો વાત નથી કરતો ? બોલ—બોલ—હું પૂછું તેના જવાબ આપ."

તરતજ માર્જિના બોલી:

" શું બોલું ? તમે શું પૂછો છો તેજ હું સમજી શકતી નથી તો જવાબ શો આપું ?"

" તું સમજતી નથી ? હું શું પૂછું છું તે તું સમજતી નથી ! મને બીજું કાંઇ જોઇતું નથી. ફક્ત એટલુંજ કહે કે આ રણમસ્તખાન તેજ કે ? તમે અહિંથી ચાલી ગયાં પછી કેટલે દિવસે અને ક્યાં... "

માર્જિનાએ તેને આગળ બોલવા દીધો નહિ. તે વચમાંજ બોલી ઉઠી:

" નાહક આવા પ્રશ્ન કેમ પૂછો છો ? મને કાંઇ ખબર નથી અને તમે શું પૂછો છો તે હું સમજી પણ શકતી નથી."

" આવો જવાબ આપવા કરતાં ' હું કહેવા નથી માગતી '

એમ સ્પષ્ટજ કહી દેને ?"

" મને કંઇ ખબરજ નથી તો શું કહું ? અમને તમે કાણુ ધારો છો ? અમારી માસાહેબને તમે કાણુ ધારો છો ? હું કાંઇ સમજતી નથી. અમારાં માસાહેબ એક ગરિબ વિધવા છે. પતિ મરણુ પછી બિચારી પરવરદીગારના ભજનમાં આયુષ્ય ગાળે છે. ઉત્તરેથી દક્ષિણે આવી અને છોકરાની મૂર્ખતાથી અહિં બંદીવાન થઇ પડી.",

રામરાજા મુઝાયો. આ બુઢ્ઢી પાસેથી બધી વાત કેમ કઢાવવી ? તેનો વિચાર કરી તે બોલ્યો:

" તું મેહેરજાનની મારી સાથે મુલાકાત કરાવ. પછી જે પૂછવું હશે તે હું તેનેજ પૂછીશ. "

દાસી ઘણીવાર સુધી કાંઇ બોલી નહિ. રામરાજાએ તેને બેચાર વાર એજ પ્રશ્ન પૂછયો ત્યારે તે બોલી:

" તમે શું બોલો છો અને શું કહેવા માગો છો તે હું બીલકુલ સમજતી નથી તો પછી જવાબ શું આપું ? હું કંઇ જવાબ આપી શકતી નથી. "

રામરાજા હવે લાચાર થયો. તેણે લમણે હાથ દીધો. અંતે ધાકધમકીથી દાસીને ઠેકાણે લાવવાના ઇરાદાથી તે બોલ્યો:

" તું કોની સાથે ચાલાકી કરે છે તેની તને ખબર છે કે ?"

દાસીએ તત્કાળ જવાબ દીધો:

" નહિ. તેની પણ ખબર નથી. હું કંઇ જાણુતી નથી. તમે કાણુ છો તેની મને ખબર નથી. "

તેને સરળ જવાબ ન જ આપવો એવો બુઢ્ઢીએ દૃઢ નિશ્ચય કરેલો જણાય છે. હવે અહિંથી ગયા વિના છૂટકો નથી એમ રામરાજાને સ્પષ્ટ જણાઇ આવ્યું. અને ચાલી જવાનો તેણે વિચાર સુદ્ધાં

કર્યો. પણ જતી વેળા તે દાસીને જરા ગભરાવતાં જવું એવા વિચારથી તે બોલ્યોઃ

" હવે તારૂં આવી બન્યું સમજી લેજે. "

" જો ખરેખર તેમજ હોય તો તે પરમેશ્વરની મહેરબાનીજ હોવી જોઇએ. હવે જીવવાનો મને કંટાળો આવ્યો છે. "

" હું હવે પોતે રણમસ્તખાનને બધી વાત કહીશ અને—"

આ વાકય સાંભળતાં એક ક્ષણ માર્જિના ચમકી. પણ બીજીજ ક્ષણે તેણે કહ્યુંઃ

" કાંઇ ફીકર નહિ. તેને તેથી આનંદ થશે તોય ભલે. માસાહેબનો હવે તેની સાથે કંઇજ સંબંધ નથી. જે પોતાના અન્નદાતાને બેવફા થયો તેનું મરણ નીપજશે તોપણ માસાહેબને માઠું લાગવાનું નથી. ઉલટું તેના મરણથી તેમને સંતોષ થશે કે તે તેના અન્નદાતા વિરૂદ્ધ વિશેષ કાવત્રાં કરતો અટકે. માસાહેબને જો કોઈ પણ બીનાથી વિશેષ દુઃખ થતું હોય તો તે રણમસ્તખાને બાદશાહ સાથે કરેલી બેઇમાનીથીજ છે. "

દાસી જરાપણ દાદ આપતી નથી એવી રામરાજાની ખાત્રી થઈ ગઇ અને હવે વધુ તાણવામાં સાર નથી એવો વિચાર કરી તેણે ત્યાંથી જવાનો નિશ્ચય કર્યો. તે જે હેતુથી ત્યાં આવ્યો હતો તે પાર નહિ પડવાથી તેને ઘણુંજ દુઃખ થયું. ઉદ્ધતાઈ કે ધાકધમકીથી તેનો હેતુ પાર પડે તે શકય ન્હોતું. એટલે હવે ગયા વિના ચાલે તેમ ન્હોતું.

તેના જાસુસો ચારે તરફ ફરતા હતા. તેઓમાંનો એક આગલી રાત્રે કાંઇ ગુપ્ત બાતમી કહેવા માટે વિજયનગરમાં આવ્યો હતો. ત્યાં તેને રામરાજા કુંજવનમાં ગયો છે એવી ખબર મળી. તે જે ખબર લાવ્યો હતો તે અતિ મહત્વની હતી અને રામરાજાને તેથી

જેમ જલ્દી માહિત કરાય તેમ વધુ સારૂં એવા વિચારથી તે જાસુસ કુંજવનમાં આવ્યો અને રામરાજાને મળવાની ખાસ જરૂર છે એવું કુટુરિયા મારફતે કહેવડાવ્યું. રામરાજાએ માર્જિનાને તેજ ક્ષણે ત્યાંથી રજા આપી જાસુસને પોતાની પાસે બોલાવ્યો. જાસુસે તેને નમસ્કાર કર્યા પછી કહ્યું:

" મહારાજ! ત્રણના ચાર શત્રુ થયા. હુસેનશાહ ત્રણ સાથે મળશે કે કેમ તેની શંકા હતી પણ હવે તો તે પણ મળી ગયો. તે લશ્કર લઈ નીકળી પણ ચૂક્યો છે. અરધે રસ્તે એ પહોંચી ગયો હશે."

રામરાજા તે સાંભળીને પ્રથમ જરા ચમક્યો તો ખરો; પણ પોતાનો ભાવ બહાર જણાઈ ન જાય તે માટે તે તે જાસુસ તરફ જરા આગળ વધી બોલ્યો:

" આજ કે મોટી અગત્યની ખબર કહેવા આવ્યો હતો તે! હુસેનશાહ ને ફિસેનશાહ આવી મળશે તો તેથી વિશેષ શું થવાનું હતું? બધા ફાજલશાહો એકઠા મળી આવે તો તો ઘણું સારૂં. સઘળાને ભૂંપીતા કરી નાખું. પછી મુસલમાનોનો એક પણ કાંટો આપણા માર્ગમાં રહેશે નહિ. ઘણું સારૂં થયું. આજે તુંગભદ્રાથી કન્યાકુમારી સુધી આપણું રાજ્ય છે તે હવે હિમાલય સુધી પ્રસારૂં. પૂર્વે પરશુરામે પૃથ્વી એકવીસવાર નક્ષત્રી કરી હતી; હું પૃથ્વીને નિર્મુસલમાન બનાવું. જા. ક્યાં સુધી લશ્કર આવ્યું છે તે જોઈ આવ. કંઈ મહત્વની બાતમી હોય તો કહેવા આવજે. નાહક નજીવી ખબર લઇને દોડી આવતો નહિ. હુસેનશાહ આવ્યો તે આપણને ખાઈ જવાનો નથી સમજ્યો? એ બધાને માથે મોત ભમે છે તેથી તેમને એવીજ બુદ્ધિ સુઝે છે. જા—"

આ પ્રમાણે બોલી રામરાજાએ તે જાસુસને બહાર જઇ ઉભા

રહેવાનું કહ્યું અને તે પોતે પણ ત્યાંથી વિજયનગર પરત જવા નીકળ્યો. તે જે હેતુથી આવ્યો હતો તે સફળ ન થવાથી તેને ઘણું દુઃખ થતું હતું પણ તેનો ઉપાય ભવિષ્યમાં થઇ રહેશે એમ મન મનાવી તે ત્યાંથી બહાર નીકળ્યો અને વિજયનગર જઇ પહોંચ્યો.

વિજયનગરમાં આવતાં વાર તેને અનેક અગત્યની ખબરો મળી. શત્રુનાં સૈન્યો વિજયનગરની હદમાં અલ્પ સમયમાં આવી પહોંચશે. તેમણે તુંગભદ્રાનો ઉતાર શોધી કાઢવા માટે જાસુસો મોકલ્યા છે અને તે જાસુસ મારફત તેને પકી ખબર મળે ત્યાં સુધી પત્રવ્યવહાર ચાલુ રાખી આપણને ભૂલાવામાં નાખવાનો વિજાપુરના બાદશાહે બેત રચ્યો છે એવી ખબર મળી હતી. તેમણે પણ જાસુસ મોકલ્યા હતા અને શત્રુસેનાની હીલચાલની ખબરો મેળવવાનો પ્રબંધ કર્યો હતો. "શત્રુને તુંગભદ્રાની આ પાર આવવા દેવોજ નહિ, તુંગભદ્રામાંજ કબરવાસ કરવા, પહેલો હલ્લો ભયંકર કરવાથી શત્રુ રૂમરૂમ પુકારશે, અને આપણે તેજ વખતે પાછળ પડશું તો આપણો બેડો પાર થશે. પરમેશ્વરની ઇચ્છાજ આપણા રાજ્યનો વિસ્તાર આખા ભરતખંડમાં પ્રસારવાની હોવાથી આ લોકોને આવી કુબુદ્ધિ સુઝી છે." આવી રામરાજાની માન્યતા હતી. તેણે પોતે સેનાપતિપદ લેવાનું, પોતાના લશ્કરના ત્રણ વિભાગ કરી બે બાજુએ પોતાના બન્ને શૂરવીર બંધુઓને રાખી વચમાં પોતે રહેવાનું ઠરાવ્યું હતું અને આવી વ્યવસ્થા કરીને તે શત્રુ સાથે સામનો કરવા તૈયાર થયો હતો.

તેની સેનાના જે જે વીરો તેને મળ્યા તેમને તેણે આ શબ્દો કહ્યા હતાઃ—

"પરમેશ્વરે, શ્રી વીઠ્ઠલે, નૃસિંહેજ આ વિરલ પ્રસંગ આપણને આપ્યો છે. આ સુપ્રસંગે જો તમે ભારતી વીર પ્રમાણે લડશો

તો આપણું સામ્રાજ્ય આખા દેશમાં વિસ્તરશે. આ વેળા જો તમે પાછા પડશો તો જે છે તે પણ ચાલ્યું જશે. મનુષ્યના અથવા રાજ્યના જીવનમાં આવો પ્રસંગ એકજ આવે છે. એ પ્રસંગ જો તે સાધી લે તો સઘળાને માથે બેસે છે. નહિ સાધી શકે તો સઘળાના પગ તળે છૂંદાઇ ધૂળમાં મળી જાય છે. સર્વના મસ્તકપર ચઢીને બેસવું કે પગ તળે રગદોળાવું તેનો વિચાર તમેજ કરોઃ આ વખત આપણા સામ્રાજ્યનું નામ રાખવાનો છે. આજે નામ રાખશો તો બીજા પચાસ વર્ષ સુધી શત્રુ તમારૂં નામ દઈ શકશે નહિ એટલુંજ નહિ પણ આ વખતે તેમને મારી કાઢશો તો કોઇ શત્રુજ રહેશે નહિ આપણા સામ્રાજ્યનો વિસ્તાર થશે અને રામસેતુથી હિમાલય સૂધી એક છત્રી રાજ્ય થશે. આજે ત્રણસેં સાડી ત્રણસે વર્ષથી ઉત્તર હિંદુસ્થાનના પ્રાંતોમાં માંહોમાંહે મારામારી ને અંધાધુંધી ચાલી રહી છે. તેમને કોઇ ઠેકાણે લાવનાર મળ્યો નથી. આપણે તે જગ્યા લઇએ એવું પ્રભુનું નિર્માણ જણાય છે; માટે શત્રુને ભેંયભેગા કરો. આપણું બીરદ રાખો અને વિજયનગરના સામ્રાજ્યની કીર્તિ વધારો."

રામરાજાનો સ્વભાવ સામાન્ય રીતે ઘણો ઉદ્ધત હતો; પણ હમણાં તે પોતાના માણસો સાથે ઘણી સારી રીતે વર્તવા લાગ્યો. તોપણ આજસૂધીમાં તેણે ઘણા શત્રુ કરી રાખ્યા હતા. સદાશિવરાય જે ખરો રાજા હતો તેને એ ત્રણે ભાઇઓએ નજરકેદમાં રાખ્યો હતો. વર્ષમાં એકવાર તેઓ તેને મુજરો કરતા તેજ પ્રસંગે દરબારમાં તે ખરો રાજા છે તે જાણવાનો પ્રસંગ આવતો. બાકી આખું વર્ષ તેને બંદીખાનામાં રાખવામાં આવતો. આ કેટલાક લોકોને ગમતું ન્હોતું. તેથી ત્રણે ભાઇઓને તેઓ ધિક્કારતા હતા. ગાદીપર બેઠા પછી સદાશિવરાય બંદીખાનામાં અને રાજ્ય રામરાજા ને તેના બે ભાઇઓના કબજામાં—એવી સ્થિતિ હતી; પણ તેથી રાજાના પક્ષકારો રામરાજાનો દ્વેષ કરવા લાગ્યા. બીજા કેટલાકો રામરાજાની

ઉદ્ધતાઈના ભોગ થઈ પડવાથી તેનાપર ગુસ્સે થયા હતા. બીજા કેટલાક માણુસો રણુમસ્તખાનની ચઢતી થતી જાય છે, તેનાપર રામરાજાની મહેરબાની દહાડે દહાડે વધતી જાય છે, તે તેમને પસંદ નહિ પડવાથી અદેખા બની રામરાજાની વિરૂદ્ધ થયા હતા. પણ રામરાજાનું વર્ચસ્વ એટલું બધું હતું કે તેના વિરોધીઓ તેનો વાળ પણુ વાંકો કરી શકયા નહિ. આવા વિરોધીઓની સંખ્યા બહુ ન્હોતી. તેમ તેઓ રામરાજાની વિરૂદ્ધ કાંઇ કરી શકે તેમ ન્હોતું. ખાસ કરીને હવે લડાઈના પ્રસંગે તો તેમનાથી કંઇજ બને તેમ ન્હોતું.



## પ્રકરણ ૨૨ મું.

### રણમસ્તખાનની કદામત.

આર ચાર મુસલમાન બાદશાહો એકઠા મળી, વિજયનગરનો નાશ કરવા હૂમલા લાવે છે એવી ખબર મળતાંજ વિજય નગરના લોકોએ પોત પોતાના રાગદ્વેષ અને મત મતાંતરો બાજુએ મૂકી દીધા અને સર્વ મુસલમાની સૈન્યને પરાજિત કરી પોતાના રાજ્યની આબરૂ રાખવા માટે તૈયાર થઇ ગયા. ખાસ કરીને રણ-મસ્તખાનની સ્ફૂર્તિ અને ઉત્કંઠા આ પ્રસંગે અવર્ણનીય હતી. તે રામરાજા સાથે વાત કરતો ત્યારે વિજયનગરને માટે જેનું હૃદય પ્રે-મથી ઉભરાઇ જતું હોય એવો સરદારજ જાણે બોલતો હોયની એવો સઘળાને ભાસ થતો. વચમાં વચમાં તે એમ બોલતો કે, “ એક દૃષ્ટિએ હું મારી જાતિ તથા મારા અન્નદાતા પ્રત્યે કૃતઘ્નતા બતાવું છું. પણ તે લોકોએ મારૂં ભયંકર અપમાન કર્યું છે. બાદશાહે કોઇ કામમાં મારે હાથે કસુર ન્હોતી થઇ તે છતાં મારા પર એક ઉપરી અમલદાર નીમ્યો અને મારી સાથે જાણે હું ચોર અથવા વિદ્રોહી હોઉં એવી રીતે વર્તવા લાગ્યો. ત્યારે હું ખુલ્લે ખુલ્લી રીતે તેની નોકરી છોડી અહિં આવી રહ્યો તેમાં મારો કશો વાંક નથી. મેં તેનાજ પક્ષમાં રહી, તેનોજ નોકર ગણાઇ અંદરખાનેથી તમારા પક્ષમાં મળીને તમને જો મદદ કરી હોત તો હું ઇશ્વરના દરબારમાં

ગુનેહગાર ગણાત. પણ મેં તેવું કાંઇ કર્યું નથી. એટલે બાદશાહ અને ગમે તેવો ગુનેહગાર માને તોપણ તેથી મને કંઈ લાગતું નથી. લડાઇ અટકાવવા માટે જો તમે તેની માગણી પ્રમાણે મને તેના તાબામાં સોંપી દીધો હોત તોપણ તેણે બીજું કંઇ બહાનું શોધી તમારા પર હલ્લો કર્યોજ હોત. એ ચારે જણ આજ લગભગ બે વર્ષથી તમારી વિરૂદ્ધ કાવત્રું કરી રહ્યા હતા. ચારેએ મસલત કરી વિજયનગર જીતી તેના ભાગ પાડીને પોતપોતામાં વહેંચી લેવાનો પણ નિર્ણય કરી રાખ્યો છે. જ્યાં આવી સ્થિતિ હતી ત્યાં મને તેમને હવાલે કરી દેવાની માગણી કરી એ એક બહાનું નહિ તો બીજું શું? હશે. જવા દો. હવે એ વાતનું શું કામ? હું સર્વસ્વ આપનો માણસ છું; અને તે પણ ખુલ્લે ખુલ્લી રીતે આપની નોકરીમાં આવ્યો છું એટલે મને કોઇ વિશ્વાસઘાતી કહી શકે નહિ અને કહે તો તેથી મને ખરાબ લાગવાનું નથી"

આટલું કહી રણમસ્તખાન હમ્મેશાં એક દીર્ઘ નિઃશ્વાસ નાખતો. રામરાજા મનમાં બોલતો "જેના તે તેના એ કંઇ ખોટું છે?" રણમસ્તખાન જાતે મુસલમાન હોવા છતાં તેણે મારો પક્ષ લીધો તેમાં કાંઈ નવાઇ નથી. એકાદ વેળા રણમસ્તખાન સાથે વાત કરતાં કરતાં રામરાજાનું હૈયું એવા પ્રેમથી ઉભરાઇ જતું કે તેને છાતી સરસો વળગાડી "દીકરા! દીકરા! તું મારો પુત્ર છે" એમ કહી તેને ભૂતકાળનો બધો ઇતિહાસ કહેવાની તેને તીવ્ર ઉત્કંઠા થતી. પણ કદાચ એ વાત કહેવાથી તેનું મન ફરી જશે તો? કદાચ તેના જન્મની હકીકત સાંભળી તેનો પ્રેમ વધવાને બદલે તેના દીલમાં તિરસ્કાર ઉત્પન્ન થશે તો? એવા વિચારથી તે જેમ તેમ પોતાની પ્રબળ લાગણી દબાવી રાખતો. રણમસ્તખાન અને રામરાજાના ચેહરામાં એટલું બધું સામ્ય હતું કે જો તેને રામરાજાનો પોષાક પહેરાવવામાં આવે તો લોકો અત્યંત વિસ્મયચકિત થઇ જાય.

રણમસ્તખાનના મુસલમાની પોષાકમાં પણ રામરાજાના વદન સાથેનું સામ્ય કેટલાક ચાણાક્ષ માણસોની નજરમાં આવી ગયું હતું. રામરાજાની તેના પરની પ્રેમાળ લાગણી જોઇને તથા કુંજવનમાં કોણ છે, ત્યાં શું થાય છે, તે સંબંધીની લોક વાર્તા સાંભળીને કેટલાકોને ચમત્કારિક સંશય પણ આવતો હતો. પણ કોઇને કાંઇ ખાત્રી પૂર્વક ખબર નહિ હોવાથી તેમને માંહોમાંહે જરા ગણગણીને ચૂપ બેસી રહેવું પડતું.

વિજયનગરના રાજ્યમાં રામરાજાનો કારભાર થયો તેની અગાઉથીજ અરબ લોકોને પલટણમાં નોકરી રાખી લડાઈ માટે તૈયાર ફોજ રાખવામાં આવતી હતી તે પ્રમાણે પઠાણ સિપાઇઓ પણ રાખવામાં આવતા હતા. આ અરબ લોકો મૂળ હિંદુસ્થાનમાં સ્વારી કરવાના ઉદ્દેશથી આવેલા પણ બધાજ સ્વારી કરી રાજકર્તા બને તે શક્ય ન્હોતું એટલે કેટલાકોએ પોતપોતાની ટોળી બનાવી આખી ટોળી સહ કોઇ રાજાની નોકરી કરવા માંડી. આવા પ્રકારની અરબ પલટણો પેશવાઈ સુધી હતી. રામરાજાની કારકીર્દીમાં પ્રારંભમાં હિંદુ લડવૈયા અનેક હતા. પણ આગળ જતાં તેઓ અવશ આરામમાં પડવાથી તથા મોટાઇમાં તણાવાથી હવે આપણા રાજ્ય તરફ આડી આંખે જોઈ શકે એવું પણ કોણ છે, એવા અભિમાનમાં સઘળા સિપાઈઓ તથા સરદારો ઘણા મોજીલા અને અસાવધાન બની ગયા હતા. એટલે લડાઇ ફાટી નીકળતાં હિંદુ સૈનિકોને એકઠા કરવા પહેલાં અરબ અને પઠાણ સૈનિકોને આગળ કરવા પડતા. તેમની આવી જરૂર પડવાથી તેઓના માથામાં પણ રાઈ આવી. રામરાજાની કારકીર્દીમાં ઉત્તર ભાગમાં આ અરબ તથા પઠાણ સૈનિકો ઘણા શિરજોર બની ગયા હતા; કારણ કે રામરાજાને આફતમાં આજ લોકો કામ લાગી શકે એવા હતા. અરબો તથા પઠાણોની પલટણો રામરાજાએ રણમસ્તખાનને સ્વાધીન કરી હતી. તે તેમનો સેનાપતિ

નીમાયો હતો. એટલે તો રણુમસ્તખાનની મહત્તા ઘણીજ વધી ગઈ. 'મેં મારા અરબ જાસુસને શત્રુપક્ષ તરફ મોકલ્યો છે. તેની મારફતે આપણને શત્રુની હીલચાલની જરાએ જરા ખબર મળશે' એમ રણુમસ્તખાન રામરાજાને વારંવાર કહેવા લાગ્યો; અને બે ચાર દિવસે તે રામરાજાને કંઇને કંઈ વાત, 'ગુપ્ત બાતમી' ને નામે કહેતો શુદ્ધાં. કોઇવાર એકાદ અરબ અથવા પઠાણ સરદારને જાસુસને નામે રામરાજા સમક્ષ તે ખડો કરતો અને તે કંઇ કંઈ 'છૂપી ખબર' આપી જતો. રામરાજા સાંવ પ્રેમાંધ બન્યો હતો. તેને રણુમસ્તખાનના હૃદયમાં કંઈક કપટ છે એવી કલ્પના શુદ્ધાં આવી નહિ. બીજા કોઇ સરદારને રણુમસ્તખાન પર કાંઇ સંશય ઉપજતો અને તે તે રામરાજાને કહેતા તો તે બિચારાનેજ રામરાજા ધુતકારી કાઢતો; એટલે થોડાક વખત પછી તેની પાસે આવી કાંઇ શંકા ઉપજી હોય તો તે કોઇ કહેતું પણ નહિ. પણ તેમના મનમાં શંકા ઉપજી હતી તે વાત ચોકસ હતી.

આવી સ્થિતિ હતી. તુંગભદ્રાને આ કિનારે આવવા માટે પ્રચંડ તૈયારી કરી શત્રુ નીકળ્યો છે એવી બાતમી આવતી હતી એવામાં એક દિવસ રાતને વખતે રણુમસ્તખાન રામરાજા પાસે ઉતાવળો ઉતાવળો આવી પહોંચ્યો. તેની સાથે એક આરબ તથા એક પઠાણ હતો. તેને હવે રામરાજાને મળવા જવામાં કોઇ જાતનો દરબારી તરીકો પાળવો પડતો નહિ. તેણે રામરાજા પાસે જઈ ગભરાતાં ગભરાતાં કહ્યું:

“ સરદાર ! આ બે જણ હમણાંજ જૂદે જૂદે ઠેકાણેથી આવી પહોંચ્યા છે. તેઓ એક ઘણીજ અગત્યની ખબર લઇ આવ્યા છે. તે આપ સાંભળી લો અને એમને જવા દો. પછી શું કરવું તેનો આપણે નિર્ણય કરીશું. ”

રામરાજાએ તેને અત્યંત ઉત્કંઠાથી પૂછયું:

" શું છે ? "

" સરકાર ! અલી આદિલશાહ બાદશાહ જે ઉતારા પરથી નદિમાં ઉતરવાનો હતો ત્યાંથી ન ઉતરતાં ઉત્તર તરફથી દાખલ થવા માગે છે. જે ઠેકાણે તેણે હમણાં પોતાનું લશ્કર ઉભું રાખ્યું છે ત્યાં તે ખાલીજ તે ઉભું રાખી મૂકશે અને પોતાના ખાસ ચૂંટેલા માણસો સાથે લઈ બીજે એક ઠેકાણેથી તે નદિ ઉતરી આવવા ઇચ્છે છે. આપણું લશ્કર જ્યાં વધારે નથી એવી તે જગ્યા છે. તે જગ્યા અમે આપને બતાવી શકીશું. આપ તે સંબંધી જે તજવીજ કરવી ઘટે તે કરો. આપણા શૂરવીર બંધુ જ્યાં લશ્કર લઇ બેઠા છે ત્યાંથી દુશ્મનો આવવાના નથી તે ચોક્કસ છે કારણ કે તેમને આપના બંધુની બહુ બીક લાગે છે. "

બન્ને જાસુસોના મ્હોડામાંથી આવા શબ્દો સાંભળ્યા પછી રામરાજા તેમને કાંઇ પૂછવા જતો હતો એવામાં રણમસ્તખાને ઉભયને નિશાની કરી બહાર જઈ ઉભા રહેવાનો હુકમ કર્યો. બન્ને જણ એકદમ બહાર ચાલ્યા ગયા. તેમને બીજું કંઈ પૂછવાનો પ્રસંગજ રણમસ્તખાને આવવા દીધો નહિ. ઉભય જાસુસો બહાર ગયા પછી રણમસ્તખાન બોલ્યોઃ

" હુઝુર..."

રામરાજા તેને બોલતો અટકાવી બોલ્યોઃ

" અરે ! હું તને મારા પુત્ર જેવો સમજુ છું ત્યારે તું ' હુઝુર, ' ' સરકાર, ' એવા શબ્દો કેમ બોલે છે ? "

રણમસ્તખાનની ચાલાકીથી મળેલી અતિ મહત્વની ખબર સાંભળી તેના પરનો રામરાજાનો પ્રેમ અતિશય વધી ગયો હતો.

રામરાજાના પ્રેમાળ શબ્દો સાંભળી રણમસ્તખાન હસ્યો અને બોલ્યોઃ

" તમે મને તમારા પુત્ર જેવો ગણો છો પણ હું તમારો નોકર છું તે શી રીતે હું ભૂલી જાઉ ? પણ હશે. તેનું છે શું ! હાલમાં મળેલી ખબરનો તુરતા તુરત ઉપયોગ કરી લેવો જોઈએ. તિરૂમલરાય અને વ્યંકટ સ્વામીને શત્રુ સામે સામનો કરવા માટે તમે જે ઠેકાણે ઉભા રાખ્યા છે ત્યાં શત્રુ ફક્ત દેખાવજ કરવાનો છે અને ખરો હુમલો બીજે ઠેકાણેથી કરનાર છે. આપણે આપણું લશ્કર અમુક રીતે વહેંચી નાખ્યું છે તેની પણ દુશ્મનને ખબર પડી ગયલી હોવી જોઇએ. હવે જો તમે આજ્ઞા કરો તો હું મારા માણુસોને લઇ આ જાસુસો સાથે દુશ્મન જે ઠેકાણેથી નદિ ઉતરવા માગે છે ત્યાં જઇ તેમનો મદ ઉતારી નાખું. એ જગ્યાથી હું સારી પેઠે પરિચિત છું. ઉતાર ઘણો સહેલો છે એ વાત ખરી; પણ આજુબાજુ પાણી ઘણા ઉંડા છે. ઉતારની જગ્યા ઘણી સાંકડી છે. બહુ બહુ તો પાંચ સાત ઘોડા સાથે આગળ આવી શકે ખીણુની બન્ને બાજુએ મોટા મોટા પહાડ છે તથા ખીણુમાંથી બહાર નીકળવાનો રસ્તો ઘણો સાંકડો છે. એટલે હલ્લો કરવા માટે અંદર દાખલ થનારની જેવી સ્થિતિ થાય તેવીજ આ જગ્યાએ તેમની દશા થવાની છે. પાણી ઓછું છે, ઉતાર સહેલો છે, એમ ગણીને તેઓ ગાડરિયા ટોળાં પેઠે નદિમાં ઉતરશે. આપણો ત્યાં કાંઇ બંદોબસ્ત નથી એવી સમજમાં તેઓ જરૂર આખું લશ્કર નદીમાં ઉતારી દેશે. એટલે મને જવાદો. હું તે બધાની નદિમાં કબર બનાવી આવું. પછી જેવી આપની ઇચ્છા. હું આપનો નોકર છું. "

રામરાજા તેની પીઠ પર હાથ ઠોકી હસીને બોલ્યોઃ

" અરે ! નોકર કેમ કહેછે ભાઇ ! તું મારો દીકરો છે અને તેથીજ મેં તને મારા સંરક્ષણુ માટે નીમ્યો છે કે જેથી તુ મારાથી દૂર રહે નહિ. વખત છે, કદાચ મારાપર હુમલો થાય તો એવી વખતે કોઈ નિકટનો માણુસ પાસે જોઇએ. મારા બે ભાઈ બે બાજુએ અને તું

વચમાં–મારી પાસે ! એમ તું છેક મારી નજીક હશે તો એક તો મને મારા બચાવની ચિંતા નહિ અને બીજું..."

"તમારા બચાવ માટે બીજા માણસની શી જરૂર છે? તમે પોતે સો તો શું પાંચસો માણસોને એકલા પૂરા પડો તેવા છો. તમારી પાસે રહેવાથી મને ફક્ત એક ફાયદો થાય તેમ છે."

"શું?"

"આ લડાઇમાં કંઇક બહાદુરી બતાવવાની મને ઉમેદ છે અને તે તમારી નજરે પડે..."

"શાબાશ! શાબાશ! આબાદ મારા મનનીજ વાત, બચ્ચા! તું આ લડાઇમાં બહાદુરી બતાવશેજ એવી મારી ખાત્રી છે. કારણ કે તું ખરા...ખરા–શૂરવીરનો પુત્ર છે. તું મારી પાસે–બરાબર નજીકમાં રહે. તારા જાસુસો જે ખબર લાવ્યા છે તેનો ઉપયોગ કેમ કરવો તેનો પૂર્ણ વિચાર મેં કરી નાખ્યો છે. હું પોતેજ તુંગભદ્રા ઉતરી શત્રુને કૃષ્ણા અને ભદ્રાની વચમાં પકડું છું. તે તુંગભદ્રા કેમ ઉતરે છે તેજ જોઉં છું. દીકરાજીને જવાદો–જવાદો–કર્યું ત્યારે બચ્ચાજી માથે ચઢવા આવ્યા છે. કૃષ્ણાની આ બાજુ તો તે આવી પહોંચ્યો છે. હવે આપણેજ તેમનાપર સામા તૂટી પડીએ એટલે તેને નાસવાનો પણ રસ્તો મળશે નહિ. હું તેને મારા મુલકમાં દાખલ શુદ્ધાં થવા દઇશ નહિ."

એટલું કહી તેણે સ્વાર સાથે તિરૂમલ્લરાય તથા વ્યંકટરાયપર બે ખલિતા મોકલ્યા. તેમાં સ્પષ્ટ લખ્યું હતું કે, 'તમે તમારા ત્રણે લશ્કરો લઈ તુંગભદ્રા ઉતરીને શત્રુપર હૂમલા કરો. કૃષ્ણા અને તુંગભદ્રાની વચ્ચેની જગ્યામાં તેમનાપર હલ્લા થવાથી તેમને નાસવાની પણ જગ્યા રહેશે નહિ. માટે તેમનાપર નદિ ઉતરી પ્રચંડ આક્રમણ કરો.'

શત્રુપર ક્યાંથી તથા કેવી રીતે હલ્લો કરવો તે પણ ખલિતામાં લખવામાં આવ્યું હતું. તે ખલિતો તૈયાર કરી તેણે રણમસ્તખાનને વાંચી બતાવ્યો. તેણે તે વાંચી રામરાજાની બુદ્ધિની પ્રશંસા કરી અને ઘોડેસ્વારો ખલિતો લઈ રવાના થઇ ગયા. આ ખલિતા રવાના થયા પછી થોડીજ વારમાં રણમસ્તખાનના બે જાસુસો ઘોડાપર સ્વાર થઇ તુંગભદ્રા ઉતરી જવા નીકળ્યા. તેમની પાસે પણ એક થેલી હતી. તે થેલીમાં શું લખ્યું હતું તે રણમસ્તખાને કોઇને વાંચી બતાવ્યું નહિ તથા એવો પત્ર તેણે મોકલ્યો છે તેની પણ કોઇને ખબર પડવા દીધી નહિ.

રામરાજાનો પત્ર વ્યંકટાદ્રી તથા તિરૂમલ્લરાયને મળતાં તેમને અતિશય આનંદ થયો. શત્રુ પોતાનાપર હલ્લો કરે ત્યાંસુધી હાથ જોડીને બેસી રહેવું તે નામર્દાઈ છે એવા વિચારથી તિરૂમલ્લરાય રામરાજાને હલ્લો કરવાનું પૂછાવવાનાજ વિચારમાં હતો: તેવામાં હલ્લો કરવાની આજ્ઞા આવી, એટલે તેના આનંદનું પૂછવુંજ શું ? તેણે તુરતજ પોતાના સૈન્યને અમુક સમયે તુંગભદ્રા ઉતરી જવાનો હુકમ કર્યો. વ્યંકટાદ્રિને પણ તેજ સમયે લશ્કર ઉતારવાની સૂચના લખી મોકલી અને ' તમારા હુકમ પ્રમાણે શત્રુપર હલ્લો કરવા અમે અમુક સમયે જઇએ છીએ. તમે પણ બેધડક તમારા લશ્કર સાથે આગળ આવો ' એમ રામરાજાને લખી જણાવ્યું.

અમે ઉપર કહી ગયા છીએ કે, રામરાજાએ પોતાના લશ્કરના ત્રણ ભાગ કરી તે ત્રણ જગ્યાએ રાખ્યા હતા. જમણી બાજુએ તિરૂમલ્લરાય, વચમાં પોતે અને ડાબી બાજુએ વ્યંકટાદ્રિ. આ ત્રણે વિભાગ મળીને જોતાં તેનું લશ્કર અતિ પ્રચંડ હતું. નિયત સમયે ત્રણે લશ્કરો તુંગભદ્રા પાર કરવા તૈયાર થયાં અને ' જય નરહરી ! જય વિઠ્ઠલ–સ્વામી ! ' એવા જયધ્વનિ કરતાં નદિમાં પડયાં. ઉતારની

તેમને બરાબર ખબર હોવાથી સૈનિકો બરાબર જવા લાગ્યા. એક બે જગ્યાએ પૂલપરથી તેમણે લશ્કર ઉતાર્યું.

રામરાજાનું લશ્કર આ કામ કરવાનું છે તેની ખબર નિજામ-શાહ તથા અલિ આદિલશાહને કેટલીકવાર પૂર્વે મળી ગઈ હતી. તે જાણુતાંજ તેમણે પણ એકત્ર મળી શું કરવું તેનો એકદમ નિર્ણય કરી નાખ્યો હતો. દુશ્મનની પ્રચંડ સેનાને પોતાનાપર ધસી આવતી જોઈ ગભરાઇ જઇને પાછળ હઠવાનો ડોળ કરવાની તેમની યોજના હતી. તેથી રામરાજાનું સૈન્ય તુંગભદ્રામાં ઘૂસતાંજ મુસલમાની સૈન્યે પાછળ હઠવાનો દેખાવ કર્યો. શત્રુના સૈન્યને આગળ લઇ જવું અને પછી સામનો કરવા જોગ જગ્યાએ ઉભા રહી શત્રુપર પ્રચંડ મારો ચલાવવો. પછી થનાર હોય તે થાય એવો મુસલમાનોનો બેત હતો.

રામરાજાના સૈન્યના ત્રણે ભાગ નદિમાં દાખલ થયા અને સામે કિનારે જાય છે એવામાં તો દુશ્મનને ભાગી જતો તેમણે જોયો. પોતાની યુક્તિ આબાદ વિજયી થતી જોઈ રામરાજા તથા તેના બન્ને ભાઇઓને અતિ આનંદ થયો. હવે પાછળ હઠતા શત્રુને મારવામાં ખૂબ મઝા પડશે એવી તેમના મનની પક્કી ખાત્રી થઇ જવાથી તેઓ ' ચાલો, બહાદુરો, શિકાર કરો. શિકાર કરો. જય નરહરી ! જય વિઠ્ઠલસ્વામી ! ' એવા જયધ્વનિથી પોતાના સિપાઇઓને પાનો ચઢા-વવા લાગ્યા. ત્રણે ટુકડીઓમાં જે નિશાનબાજીમાં કુશળ માણસો હતા તેઓ શત્રુના લશ્કરપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. નદિ ઉતરી ગયા પછી ન થોભતાં શત્રુની પાછળજ પડવાનો નિશ્ચય કરી રામ-રાજાએ લશ્કરને ત્વરિત વેગે કુચ કરાવવા માંડી.

શત્રુના લશ્કરને નાસવાની જગ્યા થોડી હોય એમ રામરાજાને લાગતું હતું. જેમ જેમ તેના મનમાં એ વાતનો વિચાર આવતો ગયો તેમ તેમ તેનો આનંદ વધતો ગયો. તેની પાસેજ રણમસ્તખાન હતો તેને તેણે બડાશ મારી કહ્યું:

" તારી ખબરથી ફક્ત તુંગભદ્રાનો ઉતાર રોકી બેસત તો આવી મઝા આવવાની હતી ? હવે જો તો ખરો. અચ્ચ્યુતે કેવા ઉભી પૂછડીએ નસાડું છું તે ! હવે જશે ક્યાં ? જહન્નમમાં ! કૃષ્ણા નદિ ઉતરવા જશે તો પણ મુઆ ને નહિ ઉતરે તો આપણે હમણાં પકડી પકડીને મારીશું. "

રણુમસ્તખાન કાંઈ બોલ્યો નહિ. રામરાજાને મુજરો કરી તે હસ્યો. આ મુજરાનો અર્થ એવો હતો કે, ' મહારાજ ! આપનો અનુભવ, આપનું શૌર્ય, આપનું મુત્સદ્દીપણું એવાં છે કે જેની વાત-જ ન થાય ! '

રામરાજાએ આ શબ્દો સરળ માન્યાં અને તે ખુશી થઈ બોલ્યો:

" રણુમસ્તખાન ! તું શૂરવીરનો બચ્ચો છે. આ લડાઇમાં હું તને એક અતિશય મહત્વનું કામ સોંપવાનો છું તે તારે કરવું જોઇશે."

" સરકાર ! તમે મને દૂરજ જવા દેતા નથી પછી હું શૂર-વીરતા ક્યાંથી બતાવું ? તમારા પોતાનાપર સંકટ આવવાનો જરાપણ ભય નથી. મારા કરતાં વધુ શૂરવીર યોદ્ધાઓ આપની તહેનાતમાં છે. તેમની ફોજ ભેદી શત્રુ અહિં સુધી આવવાનોજ ક્યાંથી ? અને અહિં તે ન આવી શકે એટલે મને શૂરવીરતા બતાવવાનો પ્રસંગ પણ શી રીતે મળે ! છતાં આપ કહો તે પ્રમાણે કરવાને હું તૈયાર છું. આપના ગુણુપર મુગ્ધ થઈ મારા ધણી સાથે બેઇમાની કરી મેં આપની નોકરી સ્વીકાર્યા પછી હું કોઈ કામમાં પાછી પાની કરવાનો નથી. આપ મને છૂટોજ નહિ કરો, મને હાથજ હલાવવા નહિ દો તો પછી હું શું કરૂં ? "

" નહિ. હું તને ચૂપ બેસી રહેવાનું કહેતો નથી. વખત આવે છૂટો મુકીશ. પણ તારે તારી ફરજ બજાવવા તૈયાર થઈ રહેવું જોઇએ. "

" તૈયારજ છું. તે માટે આપને કંઇ શંકા છે એમ ? મારૂ કામ શું છે તે કહી રાખો એટલે થયું. "

" જે બાદશાહે તને સ્વાધીન કરવાની મારી પાસે માગણી કરી હતી તેને જીવતો પકડી લાવ. અને જીવતો નહિ પકડાય તો તેનું માથું કાપી મારી પાસે લઈ આવ. "

રણુમસ્તખાન તે સાંભળતાંજ ચકિત થયા જેવો જણાયો. તેણે પોતાના દાંત વડે નીચલો હોઠ ચાવ્યો. તે બોલ્યોઃ

" શું કહો છો ? મને વિશ્વાસ ઘાતની છેક ટોંચપર ચઢાવવા માગો છો ? "

" વિશ્વાસઘાત ! એમાં વિશ્વાસઘાત શાનો ? તું મારો છે. તે મારો શત્રુ છે. મેં જો તને તેની માગણી પ્રમાણે સોંપી દીધો હોત તો તેણે તને શિરચ્છેદ સિવાય બીજી કઈ સજા કરી હોત ? હું તેનો શિરચ્છેદ કરવાનું તને કહેતો નથી. બને તો જીવતો પકડી લાવ. જીવતો નહિજ પકડાય તો ડોકું કાપી લાવ. ત્યારેજ તું મારો ખરો માણસ, નહિ તો તું મારો શાનો ? આ બહાદુરી ભર્યું કામ કર્યા પછી હું તને એક અત્યંત મહત્વની વાત કહીશ. બચ્ચા, હું આ ચાર બાદશાહતમાંથી–તારી ઇચ્છા પ્રમાણે એક રાજ્યનો–તું કહે તો ખુદ વિજાપુરનો-તને બાદશાહ બનાવીશ. બીજું શું જોઇએ ? "

આવી વાત ચાલતી હતી એવામાં ખબર આવી કે શત્રુ ઘણા વેગથી નાસી જઈ કૃષ્ણા નદિના કિનારા પાસે જઇ, શત્રુ લશ્કરને આવતાં વાર છે એવી સમજણથી દક્ષિણ ઘાટપર લશ્કર થોભ્યું છે તથા ચારે બાદશાહોએ શુમારે દશ કોસપર આવેલા તાલીકોટમાં પોતાના ખાસ થાણાં રાખ્યાં છે. તે સાભળી રામરાજાને એમ લાગ્યું કે, હવે તે પોતાના સૈન્યને થોડીવાર વિશ્રાંતિ લેવા દે તો કાંઇ હરકત નથી. વિસામો લીધા વિના લશ્કર દુશ્મનને બરાબર મારી શકશે

નહિ. તુંગભદ્રા ઉતર્યા પછી તેના લશ્કરે બે દિવસમાં એક સરખી ત્રીસ પાંત્રીસ માઇલની મજલ કરી હતી. હવે દુશ્મન સકંજામાં આવ્યો છે, તેનાપર પોતાની સખત નજર છે, એકાદ દિવસ વિસામો લેવોજ જોઇએ; નહિ તો શત્રુનો સામનો કરવા જતાં થાકેલું સૈન્ય ભળતુંજ પરિણામ લાવી મુકશે. પોતે વિસામો લે તે વખતે શત્રુ તેનાપર હલ્લો કરે તે શકયજ નથી એમ તેને લાગ્યું.

આવો વિચાર કરી તરતજ તેણે થોભવાનો હુકમ છોડયો અને વિસામો લેવાની તથા શત્રુનો જેટલો મૂલક પોતે પાદાંક્રાંત કર્યો છે તેમાં લૂટ ચલાવવાની લશ્કરને પરવાનગી આપી.

---

## પ્રકરણ ૨૩ મું.

### ધનમલ્લ અને મેહેરજાન.

રામરાજા ચાલી જવા પછી લૈલી ઉર્ફે માર્જિના માસાહેબ—મહેરજાન પાસે ગઇ અને તેને સઘળી હકીકત કહી. માસાહેબે તેને હિમ્મતથી જવાબ આપવા માટે શાબાશી આપી. માર્જિના રામરાજાને મળવા ગઇ હતી ત્યારે મેહેરજાનના મનમાં કંઇ બીજાજ વિચારો ચાલતા હતા. તેને કુંજવનમાં કેદ કરવામાં આવી છે તે બીનાથી તેને અત્યંત ખેદ થતો હતો. હવે અહિંથી છૂટા થવું શક્યજ નથી, તેના પર સખત નજર રાખવા માટેજ ધનમલ્લને રામરાજા તરફથી અત્રે રાખવામાં આવ્યો છે, તેને ફોડવાથીજ પોતાનો છૂટકો થઈ શકશે–નહિ તો નહિ–તે તે જાણુતી હતી. અને તે સાથે તે એ પણ જાણુતી હતી કે તેને ફોડવાનું કામ અત્યંત કઠિન–નહિ–સમ્પૂર્ણ અશક્ય હતું. ધનમલ્લ કઇ કોટિનો માણુસ છે તેજ તે સમજી શકતી ન્હોતી. તે આટલાં વર્ષો ક્યાં ગુમ થઇ ગયો હતો ? અને પાછો આવ્યો ત્યારે તેનેજ નડવા ક્યાંથી ફુટી નીકળ્યો ? તે તે સમજી શકી નહિ. તે તેની નજરે પડતાંજ તે થરથર ધ્રુજી ઉઠતી. એનેજ હાથે તેનો કોઈવાર જીવ જશે એવો પણ વિચાર કોઇ કોઈવાર તેના મનમાં આવતો હતો. તેને એમ કેમ લાગતુ તે તે બિચારી સમજી શકતી નહિ.

માર્જિનાએ બધી વાત કહેવા પછી તેને કેવા પ્રકારની લાગણી થઈ તે અમે કહી શકતા નથી. તેણે તરતજ માર્જિનાને કહ્યું:

" માર્જિના ! અહિંથી છૂટવાની કંઇ યુક્તિ તને નથી સૂઝતી ? હવે અહિં રહેવું મારે માટે અત્યંત કષ્ટપ્રદ થઈ પડયું છે. પેલા કાળા નાગને આપણા પક્ષમાં લેવાતો હોય તો લઇ જો ! તે જો આપણા પંથમાં ભળશે તો આપણો છૂટકો થશે. તે જો મનમાં લેશે તો તરત છૂટાં કરશે. જો તો ખરી. તે કાંઇ સમજતો હોય તો ! "

" તે સમજશે ? બાઈ સાહેબ ! તેને આપણા પક્ષમાં મેળવવો એટલે ઉપરથી આકાશને નીચે લાવવું. એ મુઓ તો હમણાં આ બંગલાની આસપાસ નિરંતર ચોકી કર્યા કરેછે. મુઓ ઉંઘતો પણ નથી, ગમે ત્યારે, જુઓ તો એ પાપી પહેરાપર ને પહેરાપર ! પહેલાંની પેઠેજ મૂંગાપણાનો ડોળ રાખે છે. તે મુઆની આંખ તો જાણે અંગારા જેવી. તેની સાથે કેમ બોલું અને તેને કેમ સમજાવું ? "

મામાહેબ કાંઈ બોલ્યાં નહિ. પોતે લાચાર થઈ પડી છે. એ સ્થિતિમાંથો કદિ પણ છૂટી ન થાય એવો પરિસ્થિતિ ઇશ્વરેજ કરી નાખી છે એમ માનો નિરાશ થઈ તે પોતાના દિવસ જેમ તેમ ગાળવા લાગી.

એ સમય દરમિયાન ગત પ્રકરણમાં વર્ણવેલ બનાવ બન્યો અને લડાઇ ફાટી નીકળીઃ પણ તેની કાંઈ ખબર તેને પડી નહિ. તેને રાત દિવસ જે ટળવળાટ થતો હતો તે એટલોજ કે જે ગુપ્ત હેતુ પાર પાડવા માટે તેણે જીવ પટકી નાખ્યો હતો તે હેતુ તેનો પુત્ર બેવફા થવાથી પાર પડયો નહિ. હવે મરી જવા સિવાય બીજું કાંઇ રહ્યું નથી એમ માની મરી જવાનો પ્રયત્ન પણ કરી જોયો. પણ તેમાં પણ તે સફળ થઈ નહિ. અણીને વખતે જેને હાથે બચવાની તેની મરજી ન્હોતી તેનેજ હાથે તેનું રક્ષણ થયું અને પુનઃ કેદી થવાનો વખત

આવ્યો. આ સઘળા વિચારોથી તેને ચિતભ્રમ થયા જેવું થયું. તે માર્જિનાને ' ગમે તેમ કરી મને આપઘાત કરવા દે ' એવી કરૂણ સ્વરે વિનંતી કરવા લાગી. તેની અસર એ થઇ કે માર્જિના તેની ખુબ સંભાળ લેવા લાગી. ધનમલ્લ તેનાપર બહારથી નજર રાખતો અને માર્જિના તેની પાસે રહી તેની પ્રેમાળ હૃદયે સંભાળ રાખતી. આવી હાલતમાં બોલ્યા ચાલ્યા વિના તેણે કેટલાક દિવસ કાઢ્યા. પણ એમ માનપણે કેટલા દિવસ જીવાય ?

એક દિવસ તેણે માર્જિનાને પાસે બોલાવી કહ્યું:

" માર્જિના ! ગમે તે કર. પણ ધનમલ્લને ફોડી અહિંથી મારો છૂટકો કર. આપણે જ્યાંથી આવ્યા ત્યાં જઇશું. નહિ તો એકમેકને વળગી કૃષ્ણામાં ડૂબી જઇશું. તું પણ હવે વૃદ્ધ થઈ છે. મને જીવવાની ઇચ્છા નથી. માટે આટલું કામ કર—"

માર્જિનાએ તેનું સમાધાન કરવાનો યત્ન કર્યો: પણ તે વ્યર્થ ગયો. છેવટે મેહેરજાને પોતેજ ધનમલ્લને ફોડવાનો નિશ્ચય કરી માર્જિનાને કહ્યું:

" તને આટલા દિવસથી જે કામ કરવાનું હું કહેતી હતી તે તારાથી થતું નથી તો હવે હુંજ તે મુઆની બધી બીક દૂર કરી તેની મહેરબાની મેળવવાનો પ્રયત્ન કરૂં છું. જા. તેને મારી પાસે બોલાવી લાવ—"

માર્જિના તે સાંભળી ચકિત થઇ ગઇ અને તેના તરફ જોઈ રહી. મેહેરજાને તેને ફરીથી કહ્યું:

" કેમ ? આમ મારા તરફ શું જુએ છે ? જા. તેને બોલાવી લાવ. મારી આગળ ખડો કર અને પછી તું જા. મને લાગે છે કે તે આપણા પક્ષમાં ભળશે. "

માર્જિના સમજી કે મેહેરજાન ખાલી ભ્રમથી બોલતી નથી; પણ કંઈ કરવાનો નિશ્ચય કરીનેજ તે ધનમલને મળવા માગે છે. તે અતિશય વિનીત સ્વરે બોલી:

" બાઇ સાહેબ ! ધનમલ્લ પત્થરનો પત્થર ! તેને તમે ગમે તે કહેશો તો પણ તેનું દીલ પીગળવાનું નથી. એ મુઆના મનમાં શું છે ને શું નહિ તેનો પાર લાગવાનો છે કે ?..."

" માર્જિના ! તે બધું હું સમજું છું. તેને હું આજની ઓળખું છું એમ ? પણ હવે એજ છેવટનો ઇલાજ બાકી રહ્યો છે. તે અજમાવી જોવાનો મેં નિશ્ચય કર્યો છે. તેમાં હાર થઇ તો પણ આપણું શું જવાનુ છે ? હાલ છે તેવીજ સ્થિતિમાં રહીશું. જીત થશે તો અહિથી છૂટી જઈશું. તું જા. હવે નકામી આનાકાની ના કર. તે મારી સામે તો શું પણ મારી નજીકમાં ઉભો હોય તોપણ મને દુઃખ થાય છે. છતાં આજે હું તેને મારી પાસે બોલાવું છું એટલે મે નિશ્ચય કરી દીધો છે તે તું સમજી શકતી નથી ? જા. જા. જીવપર આવેલા માણસે કશાથી ડરવાની જરૂર નથી. તું જતી હોય તો જા; નહિ તો હુંજ જાઉં છુ. "

એમ કહી મેહેરજાન ઉભી થઇ. તે જોતાંજ માર્જિનાને આજનો રંગ ન્યારોજ છે, હવે વધુ વરવાંધો કરવામાં સાર નથી એવી ખાત્રી થઇ ગઇ અને તે પણ ઉભી થઇ. તરત તે બહાર ગઇ અને ધનમલને મોટેથી બૂમ મારી. તે પાસે આવતાં તેણે તેને કહ્યું:

" ધનમલ ! તું બહેરો અથવા મૂંગો નથી તે અમે જાણી ગયા છીએ. માટે તારો ઢોંગ છોડી દઇ માસાહેબ તને શું કહે છે તે જઇને સાંભળ. તેની સાથે વિવેકથી વર્તજે. ઉદ્ધતાઈ કરીશ નહિ. આજ સુધીમાં તેણે તને કદિ પણ બોલાવ્યો નથી. આજે બોલાવે છે તો તેને નારાજ કરતો નહિ. જા, જા, મને પણ પાસે રહેવાની ના પાડી છે. માસાહેબ તને એકલાને જ મળવા માગે છે. "

ધનમલ્લની ચર્યા તે સાંભળી એકદમ પ્રફુલ્લિત થઇ. તેના મ્હોપર સંતોષ દર્શક સ્મિત ફરક્યું. અને ચકિત થઈ વિસ્તૃત નેત્રોએ માર્જિના તરફ જોઇ રહ્યો. માર્જિનાને જરા વધુ હિમ્મત આવી. તે બોલીઃ

" જા, જા, એમ મારા તરફ શું ટીકીટીકીને જુએ છે ? માસાહેબ આતુરતાથી તારી રાહ જુએ છે. માટે જા–જલદી જા—"

ધનમલ્લ તરતજ ત્યાંથી મેહેરજાન જ્યાં તેની રાહ જોતી બેઠી હતી ત્યાં ગયો અને તેના તરફ જોતો ઉભો રહ્યો. હજુ તેણે બુરખો દૂર કર્યો નહોતો. ધનમલ્લ અંદર આવતાં તરતજ તેણે બુરખો કાઢી નાખી કહ્યું:

" ધનમલ્લ ! આજ સુધીની વાત જૂદી હતી. હવે આજની ને ભવિષ્યની વાત જૂદી છે. આજ સૂધી હું તારાથી બ્હીતી હતી. હવે મને તું ભાઇ જેવો લાગે છે. તો હવે તું પણ તે પ્રમાણે ચાલ અને મારી આબરૂ રાખ. હું તારે શરણે—"

તે આગળ કાંઈ બોલી શકી નહિ. તેની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં અને તે નીચું જોઇ સ્તબ્ધ બેસી રહી. ધનમલ્લ તેના તરફ અત્યંત ચમત્કારિક દૃષ્ટિએ જોઈ રહ્યો. મેહેરજાને તે આવતાં વાર બુરખો કાઢ્યો તે ક્ષણેજ તેની દુઃખાર્ત ચર્યા તેની નજરે પડી. તે પળેજ તેની વૃત્તિમાં કાંઈક ચમત્કારિક ફરક થયલો જણાયો પણ તે કાંઈ બોલ્યો નહિ.

મેહેરજાને આજે જે હૃદય તેને પત્થર જેવું કઠીન લાગે છે તે તેવુંજ છે કે નહિ તે જોવાનો નિશ્ચય કર્યો હતો. સઘળી બાજુથી નિરાશા મળવાથી તે હવે આ છેવટનો ઉપાય અજમાવી જોવા ઇચ્છતી હતી. તેણે ધનમલ્લને મૌન રહેલો જોઇ ફરીથી કહ્યું:

" તું બોલી શકે છે તે વિષે મને જરા શંકા નથી. માટે હવે મારી પાસે તું ખોટો ઢોંગ કરી તારૂં ખરૂં સ્વરૂપ છૂપાવ નહિ. ભૂત-

કાળમાં જે થયું તે થયું. હવે તે ભૂલી જા અને મને તારી બહેન ગણી મારી આબરૂનું રક્ષણ કર. આ બંદીવાસ મારાથી સહન થતો નથી. તેના કરતાં મોત પણ મને સારૂં લાગે છે. કાં તો અહિંથી છોડાવ; નહિ તો તારે હાથે મને મારી નાખ. લે–લે. તારે હાથે મારૂં ગળું દાબી દઈ નીકાલ લાવ. તારે હાથે મરી જવું મને પસંદ પડશે. પણ હવે આ કેદખાનું નથી જોઈતું. બોલ શું વિચાર છે ? મારૂં જે કરવું હોય તે કરી નાખ. તારા આ હાથોએ મારૂં ગળું દબાવી દે ને મારૂં મુરદું પુષ્કરિણીમાં નાખી દે–" એમ કહી તે ઉભી થઈ અને બુરખો દૂર ફેંકી દઈ તેની પાસે જઈ ઉભી રહી.

ધનમલ વિચિત્ર માણસ હતો. તે અત્યંત નિષ્ઠુર–કાળા નાગ જેવો છે એમ તેને આજ સુધી લાગતું હતું; પણ તેના આજના આકસ્મિક કૃત્યથી ધનમલની ચર્યા પરથી તેની પૂર્વની નિષ્ઠુરતા ઘણે અંશે ઓછી થઈ. તેના મુખપર શોક અને નમ્રતાની છાયા જણાઈ, તે બોલ્યો:

" શું ? આ હાથોએ તમારૂં ગળું દબાવવાનું મને કહો છો ? તમે મને કાળા નાગની ઉપમા આપતાં હતાં અને હું તે પ્રમાણે વર્ત્યો હતો એ વાત ખરી. પણ તે તમને ડંખ દેવા માટે નહિ; પણ ચંદન વૃક્ષને વીંટળાઈ તે આનંદમાં..."

તેના મ્હોંમાંથી આ શબ્દો નીકળતાંજ મેહેરજાન એકદમ ચમકી અને તેનાથી દૂર જઈ ઉભી રહી. તે જોઈ તે બોલ્યો:

" કેમ ? આમ ચમકો છો શા માટે ? હું જેને ડંખ દેવા માગું છું તે બીજોજ માણસ છે. તમારી શોધ માટે હું ત્રીસ પાંત્રીસ વર્ષ સુધી આખા હિંદુસ્થાનમાં રખડયો. હજારો ઠેકાણે તમારી શોધ કરી. અંતે તપાસ કરતાં કરતાં તમે વિજાપુરમાં છો એવી ખબર મળતાં ત્યાં ગયો. ત્યાં જતાં તમે અહિં આવ્યાં છો એમ જણાતાં અહિં આવ્યો. તમારી નજીક રહેવું...અને...અને..."

તે એકદમ અટકયો. તેના મનમાં જે હતું તે ન બોલવું એમ તેને લાગ્યું. થોડી વાર થોભી તે બોલ્યો.

"હું કાળો નાગ છું ખરો પણ તમને ડંખવા નથી માગતો, તમને વીંટળાઇને હું બીજાને જ ડંખવાનો છું. એ તક જ્યારે મળે ત્યારે ખરી. કાળો નાગ પણ ચંદન વૃક્ષને ડંખતો નથી. ચંદન વૃક્ષને વીંટળાઇને હમ્મેશાં બેસી રહેવાનો આનંદ મળે તે માટે તે ચંદન લેવા આવનારને ડંખ મારે છે."

મેહેરજાન ધનમલનું ભાષણ સાંભળી અત્યંત ચકિત થઇ. તેના બોલવાનો અર્થ શો? તેના મનમાં જે અર્થ તેણે કર્યો હતો તેજ હશે કે? તેની મુખાકૃતિ પરથી તેનો મનોભાવ સમજવાની ઇચ્છાથી તે તેના તરફ જોવા લાગી. તેજ અર્થ હોય એમ તેના મનને લાગ્યું નહિ; પણ તે સિવાય બીજો અર્થ હોય તે પણ તેને શકય લાગ્યું નહિ. તેને પોતાની પાસે બોલાવી આ શું નવી આફત વહોરી લીધી? હવે તેને દૂર કેમ કરવો? એવો વિચાર આવતાં તે ગભરાઇ. તેનું શરીર કમ્પતું હોય એમ લાગ્યું. માર્જિનાને એકદમ બૂમ મારવાનો પણ વિચાર આવ્યો. આવી મનઃસ્થિતિમાંજ તે તેનાથી દૂર જઇને ઉભી રહી.

એટલામાં તેણે કહ્યું:

"હું તમને છુટાં કરૂં? કરીશ—જરૂર કરીશ પણ જેને મારે ડંખ દેવો છે તેને ડંખ્યા પછી કરીશ. હમણાં તમને મુક્ત કરવાનો વખત નથી. એકવાર મારે જેને ડંખ દેવો છે તેને તમારી પાસે એકલો આવવા દો. આજે નહિ તો કાલે તો તે આવશેજ. આવ્યો કે તેને ડંખીશ—તમારા દેખતાં મારીશ અને પછી તમારો છૂટકો કરીશ."

એમ કહી ક્રૂર દૃષ્ટિએ તે આસપાસ જોવા લાગ્યો. તે શું બોલે છે? તે કોને ડંખ મારવાનો છે? તે રામરાજાને ઉદ્દેશીને તો

બોલતો નથી ને ? એમ મેહેરજાનને લાગ્યું. રામરાજા માટેજ હશે. બીજા માટે હોય તે શક્ય નથી, તેનેજ ડંખ દેવાની તે વાત કરે છે. પણ તેને તે શા માટે ડંખ દેવા માગે છે? તે તેનો એક વફાદાર નોકર છે એમ જણાતું હતું તે શું ત્યારે ખોટુંજ કે ? તેમ હોય તો આજ સુધીમાં તેણે કેમ તેને ડંખ ન દીધો ? આજ સુધીમાં તો ઘણી તક મળી ગઈ હોત. ક્યારનો તેને મારી તે મુક્ત થયો હોત ત્યારે તેણે તેમ કેમ ન કર્યું ?

મેહેરજાન આવા વિચાર કરતી હતી ત્યારે ધનમલ્લ તેના તરફ એકી ટસે જોઇ રહ્યો હતો. તે પોતાની વિલક્ષણ આંખો વડે મેહેરજાનના સૌંદર્યનું પાન જ કરતો હતો એમ કહીશું તો તે વિશેષ યુક્ત લાગશે. પ્રથમ તો મેહેરજાનના લક્ષમાં તે આવ્યું નહિ પણ એકવાર તેણે જરા ઉંચું મ્હો કરી જોયું કે તરત તે ચમકી અને બોલી.

" ધનમલ્લ ! હું સ્પષ્ટપણે જે બોલું તે માટે મને ક્ષમા કરજે. હું તારો દ્વેષ કરૂંછુ—કરતી હતી તેનું કારણ એ કે તને મારાપર નજર રાખવા માટે રાખવામાં આવ્યો હતો અને તું એકાદ કેદીને જેમ દારોગો પહરામાં રાખે છે તેમ મારાપર પેહેરગીરી કરતો હતો. તેં તારા ધણીની નોકરી ઘણી સારી રીતે બજાવી છે. પણ મને તારા માંજરા ડોળાનો ભય લાગતો અને તેથી હું તને ધિક્કારતી. હજુ તું મારાપર પહેરગીર છે તે માટે મને તારો ભય લાગે છે.—અને— હું તને ધિક્કારૂં છું શુદ્ધાં પણ તું મારો દ્વેષ શા માટે કરે છે ? મેં તારૂં શું બગાડયું છે ? "

" હું તમારો દ્વેષ કરૂં છું ? જે મને મળે એવી મારા હૃદયમાં અત્યંત ઉત્કંઠા છે તેનો હું દ્વેષ કરૂં ? તમને કોણે કહ્યું ! જે મને જોઈતું હતું તે એક બીજો મારી નજર સામે પચાવી બેસવાથી પ્રેમના દ્વેષ થઇ ગયો છે અને તેટલાજ માટે હુ કાળા નાગ જેવો બની બેઠો છું.

એ કાળો નાગ ડંખ્યા વિના રહેવાનો નથી. તમારે મારે દ્વેષ? આ હૃદયમાં તમારે મારે દ્વેષ એ શક્યજ નથી. એમ બનેજ કેમ? જો આ દીલ ચીરીને બતાવી શકાતું હોય તો તમને માલુમ પડે કે તેમાં દ્વેષ છે કે પ્રેમ? પણ મારા પ્રેમનું ફળ મને મળ્યું નાહ. મારા પ્રેમની કદર થઇ નહિ. તમે મને ફસાવીને ચાલતાં થયાં તમે ગયાં પછી હું તે દુષ્ટને કહેવા ગયો કે તે કાંઇ ઉપાય કરીને તમને શોધી કાઢે પણ તેણે તો મનેજ ગાળો દીધી. મારૂં ભયંકર અપમાન કર્યું. ત્યારે હું એકલોજ ટાઢ તડકામાં ભીખારી પેઠે, સાધુ વા ફકીરને વેશે આમથી તેમ કુતરાની પેઠે રખડયો. કેટલાંય વર્ષ ભમ્યો. ક્યાંય પત્તો લાગ્યો નહિ. અંતે એક જગ્યાએ અનાયાસે પતો મળી ગયો. પત્તો મળતાંજ કૂતરા પેઠે પાછો આવ્યો. ત્યાર પછીની હકીકત તમને ખબરજ છે. બોલો હવે મારા મનમાં પ્રેમ છે કે દ્વેષ?"

આ માણસ બકે છે શું? તેનો પોતાનાપર પ્રેમ છે એમ તે કહે છે તે પ્રેમ કેવા પ્રકારનો? તેનું મગજ તો ફરી ગયું નથી? જો તે ગાંડોજ થઈ ગયો હોય તો ક્યારે શું કરશે તેનો નિયમ શો? એની સાથે હવે બોલવામાં ફાયદો શો? પણ તે સાથેજ તેની સાથે વાત કર્યા વિના, તેને સમજાવ્યા વિના તેનો આ ભયંકર કેદખાનામાંથી છુટકો થવો પણ શકય નથી. એનું મન ન દુઃખવતાં યુક્ત પ્રયુક્તિથી શું થાય છે તે જોવું એવો વિચાર કરીને તે બોલી:—

"જો મારાપર તારો પ્રેમ હોય તો મને કેદખાનામાં રાખી તું મારાપર તિક્ષ્ણ નજર કેમ રાખ્યા કરે છે?"

"પહેલાની માફક તમે મને પાછાં ફસાવી ન જાવ તે માટે. વળી બીજું શું? પેલા દુષ્ટના અન્ન કે પગાર માટે હું આ કામ કરૂં છું એમ તમે માનો છો? નહિ, નહિ. આ કાળાનાગને પોતાના પ્રિય ચંદન વૃક્ષની પાસે રહેવાનું મળે—કોઇવાર ચંદન વૃક્ષને દયા આવે ને તેને આલિંગન દેવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય એજ આશા!—"

ચંદનવૃક્ષને આલિંગન દેવાની વાત સાંભળતાંજ મહેરજાનને પુનઃ અતિશય ભય ઉપજ્યો. તેનું શરીર થર થર કમ્પવા લાગ્યું.

---

# પ્રકરણ ૨૪ મું.

## નૂરજહાન.

દક્ષિણના સબળા મુસલમાની પાદશાહો એકત્ર થઇ વિજય-નગર પર હૂમલો કરનાર છે, એટલુંજ નહિ પણ લડાઈ પણ સળગી ગઇ છે એવી ખબર વિજાપુરમાં મળતાં નૂરજહાનના આનંદનો પાર રહ્યો નહિ. જેણે તેનું ભરદરબારમાં અપમાન કર્યું હતું તેનો હવે પૂર્ણ ઉચ્છેદ થશે એવી આશા તેને જણાવા લાગી. પણ રામરાજાનો નાશ તે પોતે નજરે કેમ જોઈ શકે? એવી તેના મનમાં ઇચ્છા ઉત્પન્ન થઇ. તેનો સ્વભાવ પણ અતિશય હઠીલો, દૃઢ નિશ્ચયી તથા છંદી હતો. એક વાર એકાદ છંદ લાગ્યો કે તે પાર પાડવા તે ગમે તેવો ભારે પ્રયત્ન કરતી. પછી તેવો પ્રયત્ન કરવામાં ગમે તેવા સંકટો વેઠવાં પડે તેનો તે વિચાર પણ કરતી નહિ. બેધડક તે પોતાના મનસ્વી તરંગ પ્રમાણે વર્તમા મંડી જતી. લડાઇ સળગતાંજ નૂરજહાંને વિચાર કર્યો કે ગમે તેમ થાય તોપણ લડાઇના મેદાનમાં જઇને રામરાજાનો તથા તેના રાજ્યનો નાશ થતો નજરે જોવો.

આવી બાબતમાં સ્ત્રીઓએ નિશ્ચય કરવો તો સહેલો છે; પણ એ નિશ્ચય અમલમાં કેમ મૂકવો? ત્યાં તે જવા ઇચ્છે છે પણ તેને ત્યાં જવા કોણ દેશે? જવું હોય તો સાહસ ખેડવુંજ જોઇએ. પણ કેવું સાહસ ખેડવું? કેમ ખેડવું? રણાંગણમાં અથવા રણાંગણની

નજીક જવા માટે શી યુક્તિ કરવી તેનો હવે નૂરજહાનને વિચાર થઇ પડ્યો. તેના ઘરમાંના સઘળા પુરૂષો લડાઇમાં ગયા હતા. તે ઉમરાવ કુટુંબની હતી. અને આ સમયે વિજાપુર પાદશાહતનાજ નહિ પણ સઘળી મુસલમાની રીયાસ્તોમાં સર્વ પુરુષોમાં લડાઇમાં જઇ વિજયનગરના હિંદુ સામ્રાજ્યનો નાશ કરવાનો વિલક્ષણ ઉત્સાહ ઉત્પન્ન થયો હતો. જેને હાથમાં હથિયાર પકડતા આવડતાં હતાં તે બધાંય લશ્કરમાં દાખલ થવાને ઉત્કંઠિત થયા હતા. આવી સ્થિતિમાં તે મરદાના લીબાશમાં સજ્જ થઇ હથિયાર ધારણ કરીને લશ્કરમાં દાખલ થશે તોજ ત્યાં જઇ શકશે, તે સિવાય બીજો કોઈ રસ્તો નથી એવો વિચાર નૂરજહાનના મનમાં આવ્યો. રણ ભૂમિમાં જઇ તેના શત્રુ-તેની ભરદરબારમાં લાજ લેનાર બદમાસ-રામરાજાનો નાશ જોવાની પોતાની ઈચ્છા પાર પાડવાનો આ એકજ ઉપાય છે એવી તેની ખાત્રી થઇ અને હવે એ વિચાર અમલમાં મુકવો તેની તે તૈયારી કરવા લાગી. લડાઇમાં જવાનાં વસ્ત્ર મેળવવા તથા હથિયાર મેળવવા એ પહેલું કામ હતું. તે કેવી રીતે કરવું ? તેની તે વિચારના કરવા લાગી. પણ એ ચિંતા કરવાની જરૂર ન્હોતી કારણકે તેના ઘરમાં મરદાના પોષાકની ખોટ ન્હોતી. તેણે પોષાક અને હથિયાર શોધી કાઢ્યાં અને તેની એક દાસીને લાલચ આપી મરદાના લીબાશમાં સજ્જ થઇ, કમ્મરે તલવાર લટકાવી યુદ્ધમા જવાની તૈયારી કરી. પાંચ છ દિવસમાં તક જોઇને રાત્રે યોધ્ધાના વેશમાં ઘરમાંથી ચાલી જવાનો તેણે નિશ્ચય કર્યો. રાતે તે પોષાક તથા હથિયાર સાથે જ લઇને સૂવા લાગી. તે રામરાજાના દરબારમાં ગઇ હતી ત્યારે એક દાસી તેની સાથે હતી તેને પોતાનો ઈરાદો જણાવી આ કામમાં મદદ કરવાનો નૂરજહાને વિનંતી કરી. પ્રથમ તો તેણે આનાકાની કરી, અનેક વાંધા બતાવ્યા, ભય દર્શાવ્યો પણ અંતે

બક્ષીસની લાલચે તે વશ થઇ અને નૂરજહાનને મદદ કરવા તૈયાર થઇ. નૂરજહાને પોતાના સઘળા અલંકાર તે દાસીને આપવાનું કબુલ કર્યું હતું; એટલુંજ નહિ પણ તેણે દાગીના તે દાસીને આપી પણ દીધાં, "તારે આ દાગીના કોઈ સંબંધીને ત્યાં મૂકી આવવા હોય તો તેમ કર. હું તને એક દહાડાની રજા આપું છું" એમ તેણે દાસીને કહ્યું અને દાસી તે કામ કરી આવવા પછી તેની મદદથી વિજાપુરના થાણાપર રાખવામાં આવેલો એક ઘોડો મેળવી નૂરજહાન મરદાના લીબાશમાં સજ્જ થઇ કમ્મરે તલવાર લટકાવી તાલીકોટ તરફ—એટલે જે દિશાએ મુસલમાની લશ્કર ગયું હતું તે તરફ—રવાના થઇ. રસ્તે ચાલતાં તેને એવો વિચાર આવ્યો કે જે વાત તેને તદન અશક્ય લાગતી હતી તે આટલે સુધી તો પાર પડી પણ હવે છેવટ સુધી તેને કોઈ ન ઓળખે તે માટે શું કરવું તેની ચિંતામાં તે પડી. ઘરમાં કોઇ તેના પર નજર રાખનાર ન્હોતું એટલે ગમે તેમ તે બહાર તો નીકળી પડી. ઘોડા પર બેસવાની તાલીમ બાળપણથી મળેલી હોવાથી ઘોડે સ્વારી કરતાં પણ તેને મુશ્કેલી નડે તેમ ન્હોતું. પણ રસ્તામાં તેના પર અનેક જણની નજર પડશે—તેને અનેક જણા મળશે. તેઓમાંથી કોઈ તેને ઓળખી કાઢશે તો ? જે સમયે તેની સાથે દાસદાસી તથા હથિયાર બંધ માણસો હતા ત્યારે તે શત્રુના હાથમાં સપડાઇ હતી અને તેનું અપમાન થયું હતું. તો હમણાં તો તે એકલી છે. તે બહારના પોશાકથી વીર સીપાઈ જેવી બની છે. પણ આ વેશધારી સિપાઇ એક ખુબ સુરત લલના છે એવું માલમ પડી જતાં તેની કેવી દશા થશે તેનો નેમજ ન્હોતો. આ વિચાર આવતાં તેનું અંતર જરા દુઃખી થવા લાગ્યું. પણ હવે ગમે તે થાય તોપણ પાછાં નજ ફરવું, આફત આવશે તો પાસે જે હથિયાર છે તેનાથી આત્મ હત્યા કરીશ, એવો નિશ્ચય કરી તે લડાઇના મેદાન તરફ કુચ કરવા લાગી. વિજાપુરથી રણાંગણ સુધીના રસ્તા પરથી ચાલુ

લડવૈયાઓ આવજા કર્યા કરતા હતા. લડાઈમાં ગયલા લશ્કર માટે ખાધખોરાકીના તથા દારૂ ગોળાના ગાડેગાડા રસ્તાપરથી જતા હતા. અને તેમના સંરક્ષણ માટે હથિયાર બંધ સિપાઇઓની ટોળી પણ સાથે હતી. આ ટોળીની પાછળ નૂરજહાને પોતાનો અશ્વ રાખ્યો હતો. એ ટોળીમાં ઘણાખરા વૃદ્ધ સિપાઇઓ હતા. તેઓમાંના એકે સહજ આ વેશધારી વીર તરફ નજર કરી; તેને આ છોકરો ક્યાં જાય છે ? એવો પ્રશ્ન પૂછવાની ઉત્કંઠા થઇ. તેણે કેટલીક વાર પોતાની ઉત્સુક્તા દબાવી રાખી પણ તેની નજર નૂરજહાન પરથી ખસી નહિ. વારંવાર તે તેના તરફ જોતો અને મનમાં આશ્ચર્ય પામતો કે આ એકલો જ કેમ ચાલે છે ? એના ઘરના માણસોએ એને મોકલ્યો પણ કેમ હશે ? અંતે તેની જીજ્ઞાસાએ આત્મ સંયમનનો પરાભવ કર્યો અને તેણે પોતાના એક સાથીને પોતાનો વિચાર જણાવ્યો એટલે તે પણ આ બાળવીર તરફ જોવા લાગ્યો. તેને પણ પેલા વૃદ્ધ સૈનિકના જેવીજ અજાયબી ઉપજી અને તે પણ તેના તરફ વારંવાર જોવા લાગ્યો. અંતે બન્ને વૃદ્ધોએ તેને " તું કોણ ? ક્યાંથી આવ્યો ? આમ એકલોજ ક્યાં જાય છે ? " એવું પૂછવાનો ઠરાવ કર્યો.

બન્ને વૃદ્ધ સૈનિકો આવા ઠરાવ પર આવ્યા પછી થોડીકવાર મૂઝાયા. પછી ઉભયે પોતાના અશ્વોની ચાલ ધીમી કરી અને નૂરજહાનના અશ્વની બન્ને બાજુએ એક એક જણ આવી ગયો ત્યાર પછી એક સૈનિક બોલ્યો.

" બચ્ચા ! તારી ઉમ્મર લડાઈ પર જવા જેવી નથી, તો પછી તું કોઈને સાથે લીધા વિના એકલો ક્યાં જાય છે ? તારા ઘરના માણસોએ તને આવું સાહસ કરવાની કેમ રજા આપી ? અથવા તું હઠીલો થઇને તો નીકળ્યો નથી ને ? "

જે પંચાત તેને કાઇવાર નડવાનીજ હતી તે આટલી જલદી નડવાથી નૂરજહાનનું મન ઘણું કચવાયું. પણ હવે તેણે સમયસૂચકતાથી કામ કરવાનો નિશ્ચય કરી તરતજ જવાબ આપ્યો.

" મારા ઘરના સઘળા પુરૂષો લડાઇમાં ગયા છે. હું આવું આવું કરતો હતો પણ તેમણે મને સાથે લીધો નહિ. બધા મને બૈરાંઓમાં મુકીને ચાલી ગયા. પણ તેઓ ઘરમાંથી બહાર નીકળ્યા ત્યારેજ મેં ગમે તેમ કરીને તેમની પાછળ નીકળવાનો મનમાં નિશ્ચય કર્યો હતો. આજ સુધીમાં હિંદુ રાજા રામરાજાએ આપણને ઘણો ત્રાસ દીધો છે. આપણી સ્ત્રીઓને સતાવી છે. પેલી નૂરજહાનની વાત તમને ખબર છે ને ? આ બધાનું વેર લેવાનો આવો સુંદર અવસર આવવા છતાં હું નાનો છું તોપણ ઘરમાં ભરાઇ રહું ? હું તે નૂરજહા-નનો ભાઇ છું-દુરનો ભાઈછું-અને તેના અપમાનનો બદલો લેવો તે મારૂં કર્ત્તવ્ય છે. તમે મને મળ્યા તે ઠીક થયુ, હવે તમે મને મારાં વડીલો તથા ભાઇ સાથે મેળાપ કરાવી આપો. હું તે હિંદુનો વિધ્વંસ કરવામાં મારી તલવારથી થોડીક મદદ કરીશ. હું નાનો છું પણ તેથી શું નામરદ જેવો ઘરમાં બેસી રહું ? નહિ. મારાથી તેમ નહિ બની શકે. સ્ત્રીઓએ પણ જો તેમને ઘોડાપર બેસતાં અને હથિયાર ચલાવતાં આવડતું હોય તો આ સમયે યુદ્ધમાં જવું જોઇએ તો પછી મારા જેવાની તો વાતજ શી કરો છો ?"

તે જો અત્યંત જુસ્સાભર્યા અવાજથી બોલશે તો પેલા સૈનિકો તેનો છદ્મ વેષ ઓળખી શકશે નહિ એવા વિચારથી નૂરજહાને ઉપલા શબ્દો અત્યંત આવેશ યુક્ત સ્વરે કહ્યા. તેથી તેનો જનાની અવાજ સાંભળીને પેલા વૃદ્ધોને કાંઇ શંકા આવી નહિ અથવા તેઓ એવી ઝીણી બાબતપર લક્ષ આપવાની સ્થિતિમાં ન્હોતા—ગમે તેમ હો—પણ મરદાના પોષાકમાં તેમની સાથે વાત કરનાર બાળવીર એક

ખુબસુરત નાઝનીન હશે એવી શંકા તેમને આવી નહિ. બીજા વીરોની માફક આ બાળક પણ પોતાની જાતિના દુશ્મનપર વેર લેવા માટે શસ્ત્ર સજી બહાર નીકળી પડયો છે એમજ તેમણે માન્યું. પ્રથમ તેઓ મનમાંજ નવાઇ પામ્યા. પછી ઉભય એકમેક સાથે આશ્ચર્ય યુક્ત સ્વરે તે નાનકડાવીરના સાહસની વાત કરવા લાગ્યા. ત્યાર બાદ એક જણે કહ્યું;—"કંઇ ફીકર નહિ. બચ્ચા ? તારા માણસો તને મળે ત્યાં સુધી અમે તારી સંભાળ રાખીશું."

પરંતુ તે નાનકડા વીરને "સંભાળી લઇશું" શબ્દો રૂચ્યા નહિ–તે બોલ્યો.

"તમે મને ફક્ત રસ્તો બતાવો એટલે થયું. તમે આ અનાજપાણી લઇ જવાનું કામ કરો છો તેમાં હુંજ તમને સંભાળી લઇશ."

તેના આ શબ્દો સાંભળી પેલા વૃદ્ધો વધુ અજબ થયા. એક-જણે કહ્યું.

"બચ્ચા ! હજુ તો તારા ઓઠ પર તારી માનું દુધ જણાય છે એટલામાં જ તારા મગજમાં આટલી ગરમી જોઇ મને અજાયબી ઉપજે છે. તું કોણ છે તે તો કહે ?"

"કાં ભલા ? તેની સાથે તમને શું કામ ? હું ગમે તે હોઉં તેનું તમારે શું ?"

એટલું કહી તે મૌન રહ્યો. વધુ નહિ બોલવાનો તેણે ઠરાવ કર્યો. પેલા બુઢ્ઢાઓએ તેને વધુ પ્રશ્નો પૂછ્યા હોત પણ એટલામાં આગળ ચાલી ગયલા માણસોમાંથી એક આવીને કાંઇ કહ્યું. એટલે તેમનું ધ્યાન તે તરફ ગયું. તેઓ ધીમે ધીમે જતા હતા. નૂરજહાન પણ પાછળ પાછળ જતી હતી.

થોડીકવાર પછી તેઓ વિજાપુરથી તાલીકોટના રસ્તાપર ઘણે દૂર સુધી જઈ પહોંચ્યાં. હવે તાલીકોટ થોડાજ અંતરપર હતું. ત્રણ

ચાર રસ્તા એક જગાએ મળતા હતા ત્યાં તેઓ સાંજને વખતે જઈ પહોચ્યાં. સર્વથી આગળનો ગાડીવાળો ઝોંકા ખાતો ખાતો ગાડી હાંકતો હતો તેથી અથવા બનવાકાળ હોવાથી તેનું ગાડું તાલીકોટ તરફ જતા રસ્તાપર ન જતાં બીજાજ એક રસ્તાપર જવા લાગ્યું. અને એક ગાડું ગયું એટલે પછી બીજાની વાતજ શી ? એકની પાછળ બીજું ને બીજાની પાછળ ત્રીજું એમ દસવીશ ગાડાં તે રસ્તે ચઢી ગયાં. પોતે ખરે રસ્તે જાય છે કે ભળતેજ રસ્તે તેની શકા શુદ્ધાં કોઇને આવી નહિ. એજ રસ્તાપર થોડેક દૂર ગયા પછી પેલા બે વૃદ્ધોમાંથી એકે સહજ પોતાના સાથીને કહ્યું:

" આ બાળવીર થાકી ગયો હશે. તેને એકાદ ગાડામાં સૂવાની સગવડ કરી આપ. "

તે પોતાનાં સોબતીને કહીને ચૂપ બેઠો નહિ. તેણે તે વીર સીપાઇને શુદ્ધાં કહ્યું.

" બચ્ચા ! તારી વીરતા જોઇ મને ઘણો આનંદ થાય છે. જા હમણાં તુ પેલા ગાડામાં સૂઈજા. હું તને તેમાં સૂવાની જગ્યા કરી આપું છું ને તારા ઘોડાને હું દોરી જઇશ. "

તે સાંભળીને નૂરજહાનને "નહિ નહિ હું કાંઈ નાતવાન છું કે ? તમારી પેઠે હું પણ ઘોડાપરજ આવીશ. તમે મારી ફીકર ન કરો " એવો જવાબ આપવાનુ મન થયું પણ આખો દિવસ ઘોડાપર બેસવાથી તેનું આખુ શરીર દુખવા લાગ્યું હતુ તેથી તે તેમ બોલી શકી નહિ.

" ઠીક " તેણે જવાબ આપ્યો.

વૃદ્ધને તે સાંભળી સારૂં લાગ્યુ અને હસવું પણ આવ્યું. તેણે પોતાના સોબતીને કહ્યું.

" બિચારો થાકી ગયો છે એટલે કબૂલ થયો. "

તરતજ તેણે આગળની એક ગાડી થોભાવી અને તેપર છવાયેલી નૂરજહાનને સુવાની સગવડ કરી આપી તે ગાડીમાં પડી તેવીજ તેની આંખો મીંચાઇ.

ગાડાઓ આગળ ચાલ્યા જતાં હતાં એવામાં સૌથી આગળના ગાડીવાનને કોઇએ અટકાવી સંકેત શબ્દ પૂછ્યો. ગાડીવાને તેને કહ્યો અને કહ્યું:

" નવાબ રૂમીખાનની છાવણીમાં અમે જઇએ છીએ," તે સાંભળી પેલા માણુસે તાળી બજાવી કહ્યું:

" બરાબર, ચાલો હું તમને રસ્તો બતાવું. "

આ બનાવની પાછળના માણસોને ખબર શુદ્ધાં પડી નહિ. એક પછી એક ગાડી ચાલતીજ હતી. સુમારે બે માઇલ ગયા પછી પેલા ભોમિયાએ પુનઃ તાળી બજાવી સીટી ફોડી તે સાથેજ સો બસો સવારો બે ત્રણ દિશામાંથી દોડી આવ્યા, અને બધા ગાડાઓને ઘેરી વળ્યા. ગાડાંઓ સાથેના સંરક્ષક સવારો આ શું ઘોટાળો થયો તે સમજી શક્યા નહિ. આસપાસથી આવેલા સવારોએ તેમને જખમી કરીને ઘોડાપરથી જમીનપર પાડી નાખ્યા. બળદોની ધુંસરી છોડી નાખી અને ગાડીઓ અટકાવી. આ બનાવ કેમ બન્યો તે કોઇ સમજી શક્યું નહિ. નૂરજહાન જાગ્રત થઈ અને પોતાના વૃદ્ધ સાથીઓને બૂમ મારવા લાગી. તે સાંભળી ગાડીઓને ઘેરી વળનારા સ્વારોમાંનો એક બોલ્યો:

" અરે ? આ બૈરા જેવા અવાજનો સીપાઇ કોણ છે એને ઉતારો નીચે."

તે સાંભળતાંજ નૂરજહાન ચમકી. આ માણુસ મુસલમાની ભાષામાં નહિ પણ કોઇ બીજી ભાષામાં બોલે છે તે તે સમજી ગઇ. રામરાજાના રાજ્યમાં તેને પકડવામાં આવી હતી ત્યારે જે ભાષા બોલાતી

તે આવીજ હતી એમ તેને લાગ્યું. અને તે ગભરાઇ. ફરી પહેલાના જેવી આફત તો નહિ આવે એવી તેને શકા આવી. ગાડીમાં ગુપચુપ પડી રહેવામાંજ ડહાપણુ છે, બહાર નીકળશે તો તેનું ખરૂં સ્વરૂપ જણાઇ જશે પછી તેની ફજેતી અને વિટંબનાનો પાર રહેશે નહિ એવો વિચાર કરી તે ગાડામાં પડી રહી.

તે ગાડીમાં સંતાઇ રહી. કેટલાક સવારો ગાડીઓ શોધવા મંડી ગયા હતા. એવામાં એક જણુ મોટેથી બોલ્યો;

" આ ગાડાંઓની પેઠે બીજાં ગાડાંઓ પાછળ આવતાં હોય તો તે જઇને જુઓ. આઇતું ખાવાનું મળે છે તો શામાટે છોડીએ ? મહારાજા પણુ બક્ષીસ આપશે. કાલથી તેમણે બક્ષીસ પર બક્ષીસ આપવા માંડી છે. અહિં થોડાક માણુસ રાખીને આગળ ચાલો "

આ શબ્દોમાંનો એક શબ્દ પણુ નૂરજહાન સમજી શકી નહિ પણુ તેની એટલી ખાત્રી થઈ ગઈ કે તે રામરાજાના માણુસોના પંજામાં સપડાઈ છે. વિજાપુરથી વિચિત્ર ઇચ્છા કરી તે નીકળી તે તેણે મોટી ભૂલ કરી–એ ભૂલનુ ફળ હવે ભોગવવું પડશે એમ ધારી તે અતિશય ખેદ કરવા લાગી. પણુ હવે શોક કરવાથી ફાયદો શો ? તે શોક પામતી પામતી હવે આ જગ્યાએથી છૂટી જવાનો કોઈ રસ્તો છે કે નહિ તેનો વિચાર કરતી હતી તેવામાં બે સિપાઇઓ તેની ગાડી પાસે આવ્યા અને બેઉ બાજુએ એક એક સીપાઇ પહેરાપર ખડો થઇ ગયો. આ રીતે દરેક ગાડીપર બબ્બે સૈનિકો ગોઠવી હલ્લો કરનારા માણુસો આગળ ચાલી ગયા હવે ગાડામાંથી નાસી જવાનું પણુ શકય નથી, નાશવા જશે તો મૃત્યુ થશે, એમ નૂરજહાનને સ્પષ્ટ જણાઇ ગયું. હવે તો જે થાય તે ખરૂં–પરવરદિગાર–પરમેશ્વર પર વિશ્વાસ રાખી સ્વસ્થ બેસવા સિવાય બીજા કોઇ માર્ગજ ન્હોતો.

જેમ તેમ રાત પૂરી થઇ. વ્હાણું થવા લાગ્યું નૂરજહાનને ઉંઘ તો આવેજ ક્યાંથી ? તે એક એક પળ ગણી રહી હતી. થોડીકવાર પછી વિશેષ પ્રકાશ થયો. તેની ગાડી પાસે ઉભેલા એક પહેરેગીરે બીજાને કહ્યું:

"આ ગાડીમાં શું ભરેલું છે તે હવે જોઇએ." એમ કહી તે ગાડી તરફ જુએ છે તો નૂરજહાન તેમાં બેઠેલી હતી. તેણે બાંધેલો સાફો હવે અસ્ત વ્યસ્ત થયલો હતો તેને બરાબર બાંધવા લાગી. એક પહેરેગીરની તેનાપર નજર પડી. નૂરજહાને પણ પહેરેગીરને જોયો. પહેરેગીરે પોતાની ભાષામાં નૂરજહાનને કહ્યું:

"ચાલ ઉતર નીચે. મને રાતેજ જણાયું હતું કે આ જનાની અવાજ ક્યાંથી આવ્યો ? તું કોણ છે ? ક્યાંની છે ?"

નૂરજહાન તે સમજી નહિ. પણ તેના આવિર્ભાવપરથી તે તેને નીચે ઉતરાવાનું કહે છે તે સમજી ગઇ. પોતે ઝટ નીચે નહિ ઉતરે તો તે તેનો હાથ ઝાલી નીચે ઉતારશે એવો વિચાર મનમાં આવવાથી ગભરાઇને તે તરત નીચે ઉતરી, ઉતરતી વખતે ઉતાવળ કરવા જતાં તેનો સાફો છૂટી ગયો અને તેના લાંબા કાળા રેશમી વાળ તેની પીઠપર ઉડવા લાગ્યા:

હવે તો પૂછવુંજ શું ? તે સ્ત્રી છે તે વિષે કોઇને કશી શંકાજ રહી નહિ. તે ગાડીના પેહેરેગીરો મોટે મોટે હસીને તેની દશા સંબંધી માંહે માંહે મશ્કરી કરવા લાગ્યા. તેમના ખડખડ હસવાના અવાજથી બીજા પહેરેગીરો પણ ત્યાં આવ્યા. તેઓ દ્રાવિડી ભાષામાં નૂરજહાનની મશ્કરી કરવા લાગ્યા. તે બિચારીને એ ભાષાનો એક શબ્દ પણ આવડતો નહતો. તે શબ્દોનો અર્થ સમજી નહિ પણ તેમના હાવ ભાવપરથી તેઓ પોતાની ચેષ્ટા કરે છે તે તે સમજી ગઇ. આ લોકોના હાથમાં પોતે સપડાઈ ગઈ છે અને તેનું વાસ્તવિક

સ્વરૂપ પણ તેઓ જાણી ગયા છે એટલે તેઓ તેને સતાવ્યા વિના રહેશે નહિ એવું સ્પષ્ટ લાગવાથી આત્મરક્ષણ માટે તેણે પોતાની ઇજારમાં રાખેલો જંબીઓ મ્યાનમાંથી બહાર કાઢયો અને મુસલમાની ભાષામાં પેલા પેહેરેગીરો તરફ જોઇ મોટેસ્વરે બોલીઃ

"બદમાસો ! હું તમારી જબાં સમજતી નથી તો પણ હું દુશ્મનના આદમીઓના હાથમાં સપડાઇ છું એટલું સમજુ છું પણ જો તમે એક ડગલું પણ આગળ આવશો તો તમારામાંના એકાદનો જીવ લઇશ અને પછી હું પોતે જીવ આપીશ"

તેનું બોલવું એક બે જણ સમજ્યા પણ તેના આવિર્ભાવ પરથી તે શું બોલી હશે તે બધા સમજી ગયા અને તેથી તેની વધુ મશ્કરી કરવાનું શૂર છૂટયું એક બીજા કરતાં વિશેષ તર્કવાન હતો તેણે બીજાને કહ્યું:

"અરે ! આ જે આગળ જશે તેના પેટમાં જંબીઓ ભોંકવાનું કહે છે. હવે આ નાજુક હાથમાંથી જંબીઓ ખૂચવી લેવા કોણ તૈયાર છે તે બોલો. અહાહા ! શું કોમળ હાથ છે ! જાણે પરી ! બુલબુલ !"

એમ કહી તે આગળ વધ્યો પણ તેને બીજા માણસે પાછળ રાખી કહ્યું:

"અરે ! આ છોકરીનો અવાજ મેં પૂર્વે સાંભળેલો હોય એમ લાગે છે."

બીજાએ તેની મશ્કરી કરતાં કહ્યું:

"ક્યાં ? વિજાપુરના ચાંદની ચોકમાં કે ? તું વારંવાર વિજાપુર જતો તો તે આ પરી માટેજ લાગે છે ? વાહ ! લડાઈ શરૂ થઈ એટલે દિલદાર પોતાને મળવા આવશે નહિ એવો વિચાર કરીને

એ પોતેજ તને મળવા આવી લાગે છે. તારો બેડો પાર કરી નાખશે દોસ્ત !"

આવીજાતની મશ્કરી ચાલતી હતી તે સમયે જે માણુસને આ છોકરીનો સ્વર મેં કોઇ જગ્યાયે સાંભળેલો છે એમ લાગતું હતું તે તે વિષેનું સ્મરણુ કરતો માથું ખંજ્વાળતો હતો.

મશ્કરી કરનારો માણુસ એટલામાં બોલ્યો:

"તું તારે માથુજ ખંજ્વાળતો ઉભો રહે. તારે બદલે હું જ તેને બેટી લઉં. કેમ કંઇ વાંધો છે?"

એમ કહી તે નૂરજહાન તરફ જતો હતો એવામાં માથું ખંજવાળનારે તેને પાછો બોલાવી કહ્યું:

"મૂરખ ! કેટલાક દિવસો પહેલાં મહારાજાના દરબારમાં જેનો બુરખો કઢાવવામાં આવ્યો હતો તેજ આ પરી છે એમ મને લાગે છે. તે વેળાએ એને અને એના માણુસોને પકડનારાઓમાં હું પણુ હતો અને મહારાજા સમક્ષ એને દરબારમાં રજુ કરનારાઓમાં પણુ હું હતો. તેજ એ. તે નહિ તો તેની સગી બહેન હશે એટલો એનો ચહેરો તેની સાથે મળતો આવે છે. અવાજ પણુ આબેહુબ તેનોજ છે. મને તો એ તેજ છે તે વિષે શંકાજ આવતી નથી માટે ડહાપણુનો રસ્તો તો એ છે કે એને માહારાજા સમક્ષ ખડી કરવી, આપણે જો તેમ નહિ કરશું અને પાછળથી મહારાજાને ખબર પડશે તો આપણું ડોકુ ધડપર નહિ રહેવા દે,"

પહેરેગીરોમાં એક જણુ વિનોદી હતો તે બોલ્યો:

"હવે મરણુનો ભય શો ? મરણુનો ભય હોય તો અહિંયા આવત શા માટે ? મોતને તો હવે હથેલીપર લઇ ફરવાનું છે, તને પણુ દીકરા ! ખૂબ યાદ જણુાય છે. જો એ ખરેખર તેજ હોય તો આ

મહા માયાને આગળ ચાલવાનું કહે ને એને પહોંચાડી આવ. આવી ખુબસુરત પરી આપણા ભાગ્યમાં ન હોય"

"શું બચ્ચા ? તું નસિબની વાત કરે છે ! તારા કરતાં ભલભલા ભાગ્યવાળા ધનેતરોને આ પરી ધુતકારે એવી છે સમજ્યો ?...ચાલો બાઇ સાહેબ ? તમને મહારાજાની છાવણીમાં પહોંચાડી આવું—"

નૂરજહાન આંખો લાલ ઘૂમ કરી જંબીઓ હાથમાં પકડી સાવધાન થઇ ઉભી હતી તે પહેરેગીરોની માંહેમાંહેની વાત બિલકુલ સમજતી ન્હોતી પણ તેઓના હાવભાવ અને મ્હોપરના ભાવ પરથી તેઓ તેની મશ્કરી કરે છે, તેને સતાવવાનો ઇરાદો રાખે છે એટલું તો સમજી શકી. પહેરેગીરોમાં એક બે જણને ભાગ્યું તૂટયું ઉર્દૂ બોલતાં આવડતું હતું તેમાંથી એક જણે તેને કહ્યું.

"અમે તને રામરાજાની સમક્ષ લઇ જવા માગીએ છીએ માટે ગુપચુપ ચાલ: ગડબડ કરીશ તો અહિંજ ઠાર કરશું"

જીવનપરનો મનુષ્યનો પ્રેમ અત્યંત વિલક્ષણ હોય છે. નૂરજહાનને લાગ્યું કે હમણાંજ આત્મ હત્યા કરવામાં કાંઇ સાર નથી. ઇશ્વર કૃપાથી તે ત્યા ખેંચાઇ આવી. હવે દૈવ યોગે જે થયું તે થયું. વખત આવે શું કરવું તેનો તેણે નિશ્ચય કરી રાખ્યો હતો અને હથિયાર પણ તેની પાસે હતું. એવા વિચારથી તે જવા તૈયાર થઇ. સિપાઇઓએ તરત તેને માટે એક પાલખી આણી અને તેમાં તેને બેસવાનું કહ્યું. તે ગુપચુપ બેઠી. પણ તેણે પોતાનો જંબીઓ હાથમાંથી મૂકયો નહિ.

રામરાજાની છાવણી ત્યાંથી સુમારે બે કોસ પર હતી રસ્તામાં કાંઇ જાણવા જોગ ન બન્યું. મંડલી છાવણીમાં જઇ પહોંચી અને તરત મહારાજાને ખબર મોકલી કે "શત્રૂના કેટલાંક અન્નસામગ્રીના ગાડાં હાથ આવ્યાં છે—તેના રક્ષકોને અમે મારી નાખ્યા છે—પણ પુરૂષ વેષમાં એક ગાડામાં એક સ્ત્રી મલી આવી છે, તેને કેદ કરી પાલખીમાં બેસાડી મહારાજ સમક્ષ લાવ્યા છીએ"

આ ખબર મળી ત્યારે રામરાજા લડાઈ સંબંધી કાંઇ મસલત કરતો બેઠો હતો તે તે ખબર સાંભળી બોલ્યો:

શાહબાશ બહાદર ! ખાધા ખોરાકીનાં ગાડાં પકડયા પછી શું? દુશ્મન જખ મારે છે. એ કામ જેણે કર્યું હોય તેને મારી પાસે મોકલો તેને ઇનામ દેવું જોઇએ. અને તેની સાથે તે સ્ત્રીને પણ મોકલો."

હુકમ થતાંજ સિપાઇઓ નૂરજહાનને લઈ અંદર આવ્યા. નૂરજહાન નજરે પડતાંજ રામરાજા ચકિત થયો અને ખડખડ હસીને બોલ્યો;

" શાહબાશ ! શાહબાશ ! હવે તો બુરખો બુરખો કાઢી નાખીને તમે મારી પાસે આવ્યાં, ઘણું સારૂં કર્યું. લડાઈમાં તમારા બાદશાહને હરાવી દાંતે તૃણુ ધરાવી હું જે પહેલી માગણી કરવાનો હતો તે તમારી; તે જાણીને તમે પોતેજ અમારી પાસે આવ્યાં તે ઘણુંજ સારૂં કર્યું; હવે તમારા પર અમારો હક્ક નથી. તમારો હક્કદાર અહિંયા હાજર નથી, થોડા વખત પૂર્વેજ મે તેને એક કામપર મોકલ્યો છે. તે અહિં હોત તો તેને કેટલો બધો આનદ થાત ! પણ કંઇ ફીકર નહિ. જે થયું તે ઠીકજ થયું છે. તેણે તમને હમણુાંજ જોયાં હોત તો તે લડાઇના કામમાં મંદતા બતાવત. તેનું સઘળું લક્ષ તમારાપર ચોંટી રહ્યું હોત. પણ તમે પુનઃ અહિં આવવાની તસ્દી લીધી તેને હું મંગળ ચિન્હ ગણું છું. અમનેજ આ લડાઈમાં જીત મળશે તે વિષે હવે સંશયજ નથી. આ શુભ શુકન જ થયા હવે ગુસ્સાની કરચલી કપાળ પરથી દૂર કરો. કેમ આવ્યા, તે કહો. હવે હું તમારી ઇજ્જત લેવાનો નથી. તમારો ને મારો નાતો હવે જુદો છે. તમે મારાં પુત્ર વધુ છો. તમારી પાસે બુરખો નથી. જોઇતો હોય તો અપાવું. હવે બુરખો કઢાવીશ નહિ."

નૂરજહાન એક અક્ષર શુદ્ધાં બોલી નહિં. ફક્ત નીચું જોઇ ઉભી રહી. તરફ રામરાજા સ્થિર નજરે જોઈ રહ્યો હતો. બોલતાં બોલતાં

તે કંઇ જવાબ આપે છે કે નહિ તે જોવા માટે તે થોભ્યો. પણ તે મૌન ઉભી રહેવાથી તે બોલ્યો;

"તે દિવસે તો મારા દરબારમાં તમે ભારે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું. અને આજે તમે જાતે મારી પાસે આવી આમ મુગાં શા માટે ઉભાં છો? વકીલ સાહેબની મોહબતે તમને વિજાપુરમાં સ્વસ્થ રહેવા દીધાં નહિ ખરૂં? પણ હવે તે વિજાપુરના વકીલ નથી. પણ અમારે ત્યાં તે ઘણી માનભરી પદવીપર છે તેને હું મારો ચિરંજીવ કહું છું. તેની તમને ખબર પડતાંજ તમે તુરતા તુરત અહિં આવેલાં લાગો છો! ઠીક સારૂં કર્યું; હું લડાઇ પૂરી થતાંજ તમારી તેની સાથે શાદી કરી આપીશ. ત્યાં સુધી નહિ. ત્યાં સુધી તમને અત્યંત સુરક્ષિત સ્થળે રાખીશ. હજુરિયા! એને મારા જનાનખાનામાં લઇ જા એને સ્ત્રીનાં વસ્ત્ર તથા બુરખો અપાવ પછી એ તૈયાર થાય કે મને ખબર આપ એટલે એને કયાં લઈ જવી તે જણાવીશ."

આવો હુકમ થતાં નૂરજહાનને જનાનખાનાના તંબુમાં લઇ જવામાં આવી. ત્યાં કેટલીક મુસલમાન દાસીઓ હતી, તેમણે નૂરજહાનને જોઇતી વ્યવસ્થા કરી આપી. હવે જે નસિબમાં લખ્યું હશે તે ભોગવ્યા વિના છુટકો નથી, તેણે જે સાહસ કર્યું તે ભૂલ ભર્યું હતું એવા વીચારથી ખેદ પામી તે પોતાનો મરદાના પોષાક ઉતારી જનાની પોષાક પહેરવા. લાગી. જનાનખાનાના તંબુમાં તેને ભોજન આપવાની વ્યવસ્થા પણ થઇ વિજાપુરથી આગલે દિવસે રાત્રે તે નીકળી ત્યાર પછી તેના પેટમાં અન્નનો દાણો પણ ગયો ન્હોતો તે આજે ત્રીજા પહોરે ભોજન મેળવવા પામી. જનાનામાં આવ્યા પછી તેને જે કરવાનું કહેવામાં આવ્યું તે તેણે ગુપચુપ કર્યું: તેના મનમાં કેવા વિચાર આવતા હતા તે કોણ કહી શકે? હવે તેનો જંબીઓ વિગેરે સર્વ ગયું. તે નીચું ઘાલી સઘળું કામ કરતી હતી. તેની તહેનાતમાંની દાસીની આજ્ઞાનુસાર તે મૌનપણે વર્તી તે રાત્રે તેનાપર સખ્ત પહેરો રાખી

તેને જનાનખાનામાંજ રહેવા દીધી. તે રાત તેણે ટળવળતી હાલતમાં પોતાના દુર્દૈવને શાપ આપવામાં વીતાવી. બીજે દીવશે મળશકામાં તેને ઉઠાડવામાં આવી. અને જરા નાસ્તો કરાવી સૂર્યોદય થતાં વારમાં પાલખી માં બેસાડી સાથે બે દાસી અને દસવીસ સીપાઇઓ આપી વિજાપુર તરફ રવાના કરી.

તેને હવે ક્યાં લઈ જવામાં આવશે તે નૂરજહાન કલ્પી શકી નહિ. ગમે ત્યાં કેદખાનામાં નાંખવામાં આવશે તે વિષે તેને શંકાજ ન્હોતી રસ્તામાં વિશ્રામ કરતી કરતી પાલખી તેના પરિચિત કુંજવનના દરવાજા પાસે આવી. સિપાઇ પાસે એક થેલી હતી તે તેણે કુંજવનના પ્રહરીઓના મુખીને આપી. તેણે તે પ્રથમ મસ્તકપર ચઢાવી અંદરથી પત્ર કાઢી વાંચ્યો અને તરતજ પાલખીને બંગલામાં લઈજવાનો હુકમ કર્યો. તરતજ તે દોડતો માર્જિના પાસે ગયો અને તેને કાંઈ કહ્યું. બંગલાના દ્વાર આગળ પાલખી ઉતારવામાં આવી. માર્જિનાએ પાલખીમાંની સ્ત્રીને હાથનો ટેકો આપી પાલખીમાંથી નીચે ઉતારીને કહ્યું;

"ચાલો હવે મા સાહેબ પાસે."

માર્જિનાનો અવાજ અને મા સાહેબનું નામ સાંભળી નૂરજહાન ચકિત થઇ પણ તેણે બુરખો કાઢયો નહિ. માર્જિના તેને બંગલામાં લઇ ગઇ ત્યારબાદ મા સાહેબની ખોલીમાં લઈ ગઈ. આ કોણ છે એમ માસાહેબે પૂછ્યું ત્યારે માર્જિના બોલી;

"રામરાજાએ તમને એકાંત ન લાગે તે માટે કોઇ સ્ત્રીને સાથે રહેવા મોકલી છે." એમ કહી માર્જિનાએ નૂરજહાનનો બુરખો કાઢવા હાથ લાંબો કર્યો,

માસાહેબનો અવાજ સાંભળતાંજ નુરજહાન અધિક આશ્ચર્ય પામી. તેણે પોતેજ બુરખો કાઢી ફેંકી દીધો.

હવે માસાહેબ અને તેની "મળી દષ્ટોદષ્ટ."

---

## પ્રકરણ ૨૫ મું.

### છાવણીમાં

નૂરજહાનને કુંજવનમાં મોકલી આપવામાં આવી ત્યાર પછી સુમારે પાંચ છ કલાક પછી રણમસ્તખાન તેને જે કામગિરી પર મોકલવામાં આવ્યો હતો તેમાં તે શું કરી આવ્યો તેની ખબર આપવા માટે રામરાજા પાસે આવ્યો. રામ રાજાના મનમાં એકાએક નૂરજહાન તેના તાબામાં કેમ આવી હશે તે માટે આશ્ચર્ય જનક વિચારો ઘોળાયા કરતા હતા અને રણમસ્તખાન કયારે આવે કે તેને આ આનંદ જનક ખબર કહું એવું તેને થયા કરતું હતું. રણમસ્તખાન તેની પાસે આવતાંજ તે શું ખબર લાવ્યો છે, શું કરી આવ્યો છે તે જાણવાને જરા પણ ઉત્સુકતા બતાવ્યા વિના રામરાજાએ સૌથી પહેલાં રણમસ્તખાનને કહ્યુંઃ

"લડાઇમાં ફતેહ મેળવતાં વાર ખંડણી તરિકે જે વસ્તુની આપણે પ્રથમ માગણી કરવાના હતા તે પહેલાંથી જ આપણને મળી ગઈ છે. એ શુભ શુકનજ ગણાય—"

તે સાંભળી રણમસ્તખાન આશ્ચર્ય ચકિત થઇ રામ રાજા તરફ આતુર આંખોએ જોવા લાગ્યો. રામ રાજા તેને વધુ મુઝાવવા માટે બોલ્યોઃ

"લડાઇમાં વિજય મેળવી શત્રુને મહાત્ કર્યાબાદ તહનામું કરતી વખતે સૌથી પહેલી કઇ સરત નક્કી કરવાનું આપણે નક્કી કર્યું છે ? અને તે સરત પ્રમાણે શત્રુના તાબામાંની તે વસ્તુ આપણા હાથમાં આવતાં તે કોને આપવાનો ઠરાવ થઈ ચૂક્યો છે ?"

રણમસ્તખાન બોલ્યો:

"આપના બોલવાનો મર્મ મારા ધ્યાનમાં આવતો નથી. પણ એ વાત હમણાં કરવા કરતાં હું જે શત્રુ પક્ષની ખબર લાવ્યો છું તે સાંભળી લો તો વધુ સારૂં—"

"હા. હા. તે તો સાંભળવાની છેજ. પણ તારૂં ઇનામ–હવે આપણા ઘરમાં–આપણા હાથમાં આવી ગયું છે એ વાત તને કહ્યા વિના મારાથી કેમ રહેવાય ! ફક્ત તારૂં ઇનામ હમણાં મેં ક્યાં મૂકી રાખ્યું છે તે તને કહેવાનો નથી; કારણકે જો કહીશ તો તારૂં ચિત્ત તેનાપર ચોંટશે અને લડાઇ પરથી તારૂં દીલ ઉઠી જશે."

રણમસ્તખાન ચાણાક્ષ અને દીર્ઘ દર્શી હતો; પણ આ વખતે નૂરજહાન રામરાજાના કબજામાં આવી હશે એવી કલ્પનાજ તેને આવી નહિ. છેવટે તેણે રામરાજાને કહ્યું:

"ઇનામની વાત પછી કરો તો નહિ ચાલે ? હમણાં તો લડાઇમાં ફતેહ કેમ મેળવવી તેનોજ વિચાર કરો."

"પણ લડાઇમાં ફતેહ મેળવ્યા પછી જે શત્રુ પાસેથી મેળવવાની આપણી ઇચ્છા છે તે આગળથીજ આપણાં હાથમાં આવે એ શું જેવું તેવું સુચિન્હ છે ! બચ્ચા ? હવે હું તને વિશેષ મુઝવવા માગતો નથી. તારી નૂરજહાન–તારૂં બુલ્બ બુલ–પોતે અહિં આવી મારી સામે ઉભી રહી. તેને મેં એક સ્થળે મોકલી આપી છે. ક્યાં મોકલી છે તે હમણાં કહેતો નથી. લડાઇ પૂરી થાય પછી હું તને તે સ્વાધીન કરીશ—"

રામરાજાએ નૂરજહાનનું નામ ઉચ્ચારતાંજ રણમસ્તખાનની વૃત્તિ અશાંત થઇ ગઇ તે પોતે રામરાજા પાસે આવી ઉભી રહી તે સાંભળી તે આશ્ચર્ય પામ્યો અને એક ક્ષણ તેને તે માટે ખેદ પણ થયો. વળી "તેને ક્યાં રાખી છે તે હમણાં કહીશ નહિ" એવા શબ્દો સાંભળી તેને વિલક્ષણ ક્રોધ પણ ઉપજ્યો રામરાજાએ તેને પોતાના જનાનામાંજ રાખેલી હોવી જોઇએ એવું મનમાં આવવાથી તે વિલક્ષણ ક્રોધથી લાલ આંખો કરી રામરાજા તરફ જોઈ રહ્યો. રામરાજા તેનો અર્થ સમજ્યો અને તેથી તે બોલ્યો:

"તે બુલબુલ પર કોઇની પણ નજર પડશે એવું સ્વપ્નમાં પણ માનીશ નહિ. તે હવે સર્વથા તારીજ છે. પણ બેસ હવે એ વાત જવાદે. તું શું ખબર લાવ્યો છે. તે મને કહે. શત્રુ શું કરી રહ્યા છે? દીકરાઓ તાલિકોટમાં ભેગા થઈ મોજ કરે છે એમ મેં સાંભળ્યું છે. આપણે તુંગભદ્રા ઉતરી આવ્યા, તેમના મુલકની સરહદ પર આવી બેઠા તોપણ બચ્ચાજીઓને હજુ ચૈનબાજીજ સૂઝે છે તેમના અન્ન સામગ્રી ક્યાં જાય છે તેનું પણ તેમને ભાન નથી. ત્યારે તેઓ ઉકાળે છે શું? ચારપાંચ જણ મળી ગયાછે તો પણ આગળ આવવાની છાતી ચાલતી નથી. કૃષ્ણા નદિ ઉતરી તાલિકોટમાં ભરાઇ બેઠા. કેમ? તેમનો હવે શો વિચાર છે? પાછા ફરવાનો કે? આપણને જોઇનેજ ગભરાયા કે શું? હું તો રાહ જોઇને બેઠો છું કે ક્યારે હલ્લો કરૂં? બોલ, આમ મૂંગો જેવો કેમ ઉભો રહ્યો છે?"

"મહારાજ! તમે ફક્ત તેમની મશ્કરી ઉડાવવામાં વખત ગુમાવો નહિ. તુંગભદ્રામાં બીજો કોઈ સહેલો ઉતાર છે તે તેમને મળી ગયો છે. આપણે હમણાં અહિં બેઠા છીએ ત્યારે તે સહેલા ઉતારથી નદિ ઉતરી વિજય નગરની હદમાં દાખલ થઈ વિજય નગર સુધી પહોંચી જવાનો સહેલો અને ટૂંકો રસ્તો લેવાનો અને અહિં ઘણું થોડું

લશ્કર રાખી આપણને તેઓ અહિંયા છે એવું બતાવવાનો ડોળ કરવાનો શત્રુનો ઉદ્દેશ છે એવી મને પાકે પાયે ખબર મળી છે. માટે હવે આપણે અહિંથી મોટું લશ્કર લઇ તે બાજુએ જઇએ તોજ સારૂં થાય. તેઓએ કયો ઉતાર શોધી કાઢયો છે તે બતાવવાને આપણો જાસુસ હાજર છે. આ વેળા જો આપણે આળસ કરશું તો પરિણામ શું આવશે તે કહી શકાય તેમ નથી. પછી જેવી આપની મરજી !- ”

રામરાજા તે સાંભળી હસ્યો-મોટેથી હસ્યો અને બોલ્યોઃ

“ પણ હું તેમને અહિંથી હાલવા દઇશ ત્યારે ને ? હું તેમના પર અહિંઆજ હલ્લો કરી તેમની ધૂળ ધાણી કરી નાખીશ. તેઓ અહીં સુધી પહોંચવા પામશે ત્યારે વિજયનગર જશે કોની ? આજે રાત્રે કિંવા કાલે રાત્રે તેમનાપર હૂમલા કરવાનો હુકમ હું કરનાર છું. એટલી વારમાં જો તેઓ અહિંથી નાસવા માંડશે તો તેમની પાછળ પડીશું. તું હવે જરા પણ કાળજી કર નહિ. તેં તારા માણસ પાછળ રાખ્યા છે ને! ઠીક. તેમને છેવટે ઉપયોગમાં લેવાના છે.”

રામરાજાએ પોતાના પઠાણ અને અરબ સીપાઇઓની ટોળીઓને આગળ જવા દેવી નહિ એવો નિર્ધાર કર્યો હતો. તેમાં તેના બે હેતુ હતા. એક મોટો હેતુ એ હતો કે પોતાના માણસોને આગળ મોકલી તેમના દ્વારા ફતેહ મેળવવી. અને બીજો હેતુ એ હતો કે આ અરબ તથા પઠાણ સિપાઇઓ જો આગળ જાય તો પોતાના સ્વધર્મીઓ સાથે મળી જઇ કદાચ પોતાનો વિશ્વાસઘાત કરે તો તેનું પરિણામ તેને માટે ભયંકર થઇ પડે !

રામરાજાનું બોલવું સાંભળી રણમસ્તખાન કાંઈ બોલ્યો નહિ. થોડીવાર થોભી તેણે રામરાજાને ફક્ત એકજ સવાલ પૂછયોઃ

“ હું ક્યાં રહું ? તમારી સાથેજ કે ?—”

"કે એ કંઇ નહિ. તું હવે પછી મારાથી એક પળ પણ વિખુટો પડીશ નહિ. તું હવે હમ્મેશા મારે જમણે પડખે રહેજે. મારાપર સંકટ આવશે તો તારેજ હાથે મારો બચાવ થશે મારી પાસેથી જરા–જરા પણ વેગળો જઇશ નહિ. તું પાસે હશે તો મને કશાની કાળજી નથી; વળી મને તારૂં પારાક્રમ જોવાની તક પણ મળશે. મેં મારી એ ઇચ્છા તને ચારપાંચ વાર કહેલી છે. હવે વારેવારે શું પૂછયા કરે છે? તને તારી બન્ને પલટણને કાંઇ કહેવાનું હોય તો તેના સરદારોને બોલાવી મંગાવ અને મેં કહેવા પ્રમાણે તેમને પાછળ સાવધાન રહેવાનું કહી દે."

રણમસ્તખાન કાંઈ બોલ્યો નહિ. રામરાજાની નજીકજ તેનો તંબુ હતો. ત્યાં તેણે પોતાના તાબાના પડાણુ અને અરબ લશ્કરના સરદારોને બોલાવી તેમને યુદ્ધ વિષે જે હુકમો આપવાના હતા તે આપી દઈ પોતે સ્વસ્થ થઈ બેઠો.

તે શરીરે સ્વસ્થ જણાતો હતો; પણ મનમાં ઘણો અસ્વસ્થ થયો હતો. રામરાજાએ નૂરજહાન પોતે પોતાની ખુશીથી ચાલી આવવાની વાત કરી તેનો અર્થ શું? તે આવી શી રીતે? ક્યારે આવી? અને તેને ક્યાં મોકલવામાં આવી? એવા પ્રશ્નો તેના મનમાં ઘણુ ઉઠવા લાગ્યા અને તે કલ્પનાથી તેના જવાબ શોધવા લાગ્યો. છેવટના પ્રશ્નનો તેણે એવો જવાબ તારવી કાઢયો કે રામરાજાએ તેને પોતાના જનાનામાંજ મોકલેલી હોવી જોઇએ. તે વિચાર મનમાં આવતાંજ તેને ઘણો ક્રોધ ઉપજ્યો રામરાજા અતિ વિષયી છે. તેણે તેને પોતાના જનાનામાં મોકલી પણ હોય. તે કોઇ વાર ત્યાં જશે અને તેની આબરૂ લેવાને તૈયાર થશે. આ વિચાર તેના મનમાંથી નષ્ટ થઇ શક્યો નહિ. તે પાંચ ૭ કલાક રામરાજાથી દૂર થયો હતો. એટલીવારમાં તે કયાંથી આવી પડી? એની નજરે શી રીતે પડી?

તેણે પોતાના વિશ્વાસુ નોકરને ખાનગીમાં બોલાવી રામરાજાના તંબુમાં આજે સ્હવાર પછી શું શું બન્યું હતું તેની ચોકસી કરી. ત્યારે તેને ખબર મળી કે શત્રુના અન્ન સામગ્રીના કેટલાંક ગાડાં રસ્તો ભૂલી આ બાજુએ આવ્યાં–તેને આપણા સિપાઈઓએ પકડયાં અને પકડીને છાવણીમાં લાવ્યાં. તે ગાડાંમાંના એકમાંથી મર્દાના પોષાકમાં એક સ્ત્રી મળી આવી. તેને માહારાજા સમક્ષ ઉભી કરવામાં આવી ત્યારે તેણે તેને તરત ઓળખી અને તરતજ કોઈ જગ્યાએ મોકલી દીધી. આ હકિકત સાંભળી તેની જીજ્ઞાસા ઉલટી વધી પડી. અન્ન સામગ્રીના ગાડાં સાથેની એક ગાડીમાંથી મર્દાના પોષાકમાં સજ્જ થયલી નૂરજહાન મળી આવી, તેનો અર્થ શો ? મર્દાના પોષાક પહેરી તે શા માટે ગાડાં સાથે આવી ? અને એજ ગાડાં રસ્તો ભૂલી આ બાજુ શીરીતે આવી ચઢયાં ? આ ગુંચવાડો કેમ ઉકેલાય ? રહી રહીને તેને આવાજ વિચારો આવવા લાગ્યા. પણ તે કાંઇ સમજી શકયો નહિ. નૂરજહાન અતિ સાહસિક અને હિમ્મતવાન છે તે તે જાણતો હતો. પણ આવું વિલક્ષણ સાહસ કરવાનું કારણ શું ? તે પોતાનું ઘર છોડી પુરૂષ વેષમાં બહાર કેમ નીકળી ? આ સાહસથી તે શું મેળવવા માગતી હતી ?

આવા અનેક પ્રશ્નો તેણે અનેકવાર પોતાના મનને પૂછ્યા પણ એવા પ્રશ્નોના જવાબ કોણ આપી શકે ? નૂરજહાનને મળ્યા સિવાય આ પ્રશ્નોના જવાબ મળે એમ નથી એમ તે સમજતો હતો. છેવટે તેણે નૂરજહાનને કયાં રવાના કરવામાં આવી છે અને તે સુરક્ષિત છે કે નહિ તે જોવાને તથા તેને મળીને સત્ય હકીકત જાણી લેવાનો નિશ્ચય કર્યો. પણ નિશ્ચય કરવો જેટલો સહેલો હતો તેટલો તે પાર પાડવો મુશ્કેલ હતો. તેનો પત્તા કાઢવા માટે પોતાના નોકરને મોકલવા સિવાય બીજું કાંઇ આ સમયે થઇ શકે તેમ ન્હોતું. તેવા

હુકમ તેણે નોકરને કરી દીધો અને તે બિછાનાપર પડવાની તૈયારીમાં હતો એવામાં રામરાજાનું તેડું આવ્યું. મધરાતનો વખત હતો. આ સમયે રામરાજા ખુશખુશાલ ઉંઘતો હશે એવી તેની માન્યતા હતી, પણ વસ્તુ સ્થિતિ તેવી ન્હોતી. રામરાજા પોતાની ભાવી યોજનાનું ચિંતન કરતો હતો. અને તેવામાં તેને કાંઈ સ્ફુરવાથી અથવા કોઈએ આવીને કાંઇ બાતમી આપવાથી તેણે એકદમ રણમસ્તખાન નિદ્રાધીન થઈ ગયો હોય તોપણ તેને ઉઠાડી બોલાવી લાવવાની આજ્ઞા કરી.

રણમસ્તખાન તાબડતોબ તેની પાસે ગયો અને "આટલી રાત્રે એકાએક કેમ બોલાવ્યો?" તેનું કારણ પૂછયું. પણ રામરાજાએ કેટલીકવાર સુધી તેને કાંઇ જવાબ આપ્યો નહિ. ફક્ત તેને હાથથી ઇસારો કરી બેસવાનું કહ્યું અને તે બેઠો. તેના મનમાં જે કહેવાનું હતું તે તે ભુલી ગયો કે જે કહેવાની તેને ઈચ્છા હતી તે રણમસ્તખાનને ન કહેવું એમ તેને લાગ્યું—કે શું થયું તે તેના દેખાવપરથી સમજી શકાય તેમ ન્હોતું. તે તદન સ્તબ્ધ બેઠો હતો.

આવી સ્થિતિમાં ઘણો વખત નીકળી ગયો,

રામરાજાએ અંતે રણમસ્તખાનને કહ્યું.

"તેં અગાઉ મને જે ખબર આપી તે પર મેં ઘણો ઉંડો વિચાર કર્યો છે અને હવે મને એમ લાગવા માંડયું છે કે હવે આપણે વખત ન ગુમાવતાં શત્રુપર એકદમ હલ્લો કરવો. શત્રુને આમ કરીએ કે તેમ કરીએ તેનો વિચાર કરવાનો વખતજ ન આપવો. સ્હવાર સુધીમાં શત્રુ જ્યાં છે ત્યાંજ છે કે તે કાંઇ બીજી હીલચાલ કરી રહ્યા છે તેની તપાસ કરવી જોઇએ. મને તો એમ લાગે છે કે તારા કહેવા પ્રમાણે તેઓ કરે તે પહેલાંજ જે કરવું હોય તે કરવામાં આપણને ફાયદો છે. તેઓ ત્યાં અને આપણે અહિંયા એમ બેસી રહેવામાં સાર શું?"

રણુમસ્તખાન તે સાંભળી થોડીવાર ચૂપ રહ્યો. જાણે ગહન વિચારમાં નિમગ્ન થઇ ગયો હોયની તેમ ! ત્યારબાદ તે હસીને બોલ્યો.

"મહારાજ ! તમે હવે હલ્લો કરવાનો વિચાર કરો છો તે મારા મત પ્રમાણે તો શત્રુના રસ્તાપર જવા બરાબર છે. કારણ કે તમે હમણાંજ તેના પર હલ્લા કરશો તો તેઓ પાછળ હઠવાનો દેખાવ કરશે. આપણે વધુ આગળ ધસી ન જઇએ તે માટે કેટલાક માણસો આપણી સામે લડવા મોકલશે અને ઘણું મોટું લશ્કર પાછું હઠે છે એવું બતાવી હું જ્યાં નદિનો ઉતાર સહેલો હોવાની વાત કરૂં છું ત્યાં લશ્કર લઇ જઇ તુંગભદ્રા ઉતરી આપણા પ્રાંતમાં ઘુસી જશે. આપણુ ત્યાં બીલકુલ લશ્કર નથી તેની તેમને પૂરતી ખબર છે. તમે સૂચવો છો તે ઘણો સારો રસ્તો છે પણ આપણા સૈન્યના બે ભાગ, હું કહું છું તે ઉતારાપર આપ મોકલી આપી શત્રુપર ત્યાંથી પણ મારો ચલાવો તો બન્ને બાજુથી શત્રુને માર પડશે અને આખા લશ્કરને આપણે તુંગભદ્રાના અનંત જળમાં સમાધિસ્થ કરી નાંખશું; નહિતો આપણુ લશ્કર આટલું બધું સશક્ત તથા પ્રચંડ હોવા છતાં કાંઈ ઉપયોગમાં આવશે નહિ. મને ખાત્રી પૂર્વક શત્રુની યોજનાની ખબર મળી છે તે તમને કહેલી—ન કહેલી સરખીજ થવા જેવું થયું છે. મારાપર તમારો વિશ્વાસ નથી તેથી હું તમને કહુંછું તેનો તમે વિચાર કરતા નથી કે તમારી હિમ્મત ચાલતી નથી તેનો ભેદ હું સમજી શકતો નથી. મારાપર તમને વિશ્વાસ નહિ હોય તે સ્વભાવિક છે. જે પોતાના મુળ માલીક સાથે બેઇમાની કરી આવ્યો તે તમારી સાથે ઇમાનદાર રહેશે ખરો ? એવું તમારા મનમાં આવે તે તદ્દન કુદરતી છે. અને તે માટે હું તમને દોષ પણ દેતો નથી."

રણુમસ્તખાનનું આ ભાષણ સાંભળી રામરાજા એકદમ પોતાના આસનપરથી ઉઠ્યાં તેની પાસે જઇ તેના સ્કંધપર હાથ મકી બોલ્યો.

"બચ્ચા ! આ તું શું બોલે છે ? અરે તારાપર મને જેટલો વિશ્વાસ છે તેટલો આ આલમમાં બીજા કોઈના પર નથી; પેટના છોકરાપર—અને તેમાં પણ તારા જેવા છોકરાપર—વિશ્વાસ નહિ હોય તો કોના પર હોય ?"

રામરાજાના મ્હોમાંથી છેવટના શબ્દો નીકળતાં તો નીકળી ગયા પણ પછી તરત તેને પોતે શું બકી ગયો તેનું ભાન આવ્યું. તેણે જીભ કરડી રણમસ્તખાન "પેટના છોકરાપર–" શબ્દ સાંભળી ને એકદમ ક્રોધિત થઇ તેના તરફ જોઈ રહ્યો હતો રામરાજા તે જોઇ બોલ્યો:

"હા હું તને મારા પેટના છોકરા જેટલોજ વ્હાલો ગણુંછું. તે શું તું સમજી શકતો નથી ? અને પોતાનો પુત્ર ગમે તેટલો શાણો હોય તો પણ તે શાણો નથી, તે ભૂલતો હશે, તેને બીજા કોઈ એ ફસાવ્યો હશે એમજ તેના બાપને લાગે છે તેમ મને પણ તારે માટે લાગે છે. પણ હવે તું આટલું કહે છે તો ઠીક છે. તારા કહેવા પ્રમાણેજ કરીશ. પછી તો હરકત નથી ને ?"

રામરાજા રણમસ્તખાનને "છોકરા" "બચ્ચા" કહેવા માંડતો ત્યારે કંઇનું કંઇ થઇ જતું. તેને બહુ ખોટું લાગતું તથા ક્રોધ પણ ઉપજતો. તેની સાથે તે જોઇએ તે કરતાં વધુ છૂટ લે છે તે માટે તેને સંતાપ થતો અને તે આટલા પ્રેમથી વર્તે છે છતાં તે તેની સાથે દગલબાજી કરે છે તે માટે તેને ખેદ થતો પણ પોતાના ભાવી કાર્યનો વિચાર કરી તેણે પોતાનો સંતાપ—ખેદ ગળી જવાની ટેવ પાડી હતી પણ રોજના કરતાં આજે તેને વધુ ક્રોધ ઉપજ્યો રામરાજાએ આજ સુધીમાં તેને "પેટનો છોકરો" એવા સ્પષ્ટ શબ્દો કદિ પણ કહ્યા ન્હોતા. તેથી આજે તેને સખત ક્રોધ ઉપજ્યો. જેને પોતાના જન્મ દાતા પિતાની કાંઇ પણ ખબર ન હોય તેને આવો કોઇ ભળતોજ

માણુસ નાતનો નહિ—જાતનો નહિ—એવો કોઇ માણુસ—પોતાના પેટનો દીકરો કહે તો તેને ક્રોધ ઉપજે તે સ્વાભાવિકજ છે પણ રણુ-મસ્તખાન પોતાના ભાવી કાર્યનો વિચાર કરી આ સમયે પણ પોતાનો ક્રોધ તથા ખેદ ગળી ગયો.

રામરાજાએ હવે વિષયાંતર કરવાના હેતુથી તેને કહ્યું:

"ઠીક ત્યારે હવે તું જા. હું હમણા વ્યંકટાદ્રિ અને તિરૂમલ-રાય બન્નેને બોલાવી મગાવું છું અને તેં કહેલા ઉતારાપર જઇને બેસવાનો હુકમ કરૂં છું. તારે તેમની સાથે જઇને તે જગ્યા બતાવવી પડશે. જા. તે બન્ને આવશે કે તને બોલાવીશ."

આ સાંભળીને રણુમસ્તખાનને અત્યંત સંતોષ થયો અને તે ત્યાંથી ચાલી ગયો. રામરાજાએ તેને કહેવા પ્રમાણે ખરેખરજ પોતાના સૈન્યના બીજા બે વિભાગના સેનાપતિ પોતાના બન્ને બંધુઓ–તિરૂમ-લરાય તથા વ્યંકટાદ્રિને બોલાવી લાવવા માટે જાસુસો રવાના કર્યા.

રામરાજાના મનમાં શું આવ્યું હતું અને તેનું પર્યવસાન કેવું થયું? તેણે રણુમસ્તાનખાનને તેની સાથે કેવો સંબંધ છે તે સ્પષ્ટ પણે કહી દેવા માટે બોલાવ્યો હતો. તેને એમ લાગ્યું હતું કે લડાઈ પૂરી થાય તે પહેલાંજ ઉભય વચ્ચેનો સંબંધ રણુમસ્તખાન જાણી જાય તો સારૂં. આવો વિચાર આવવાથી તેણે તેને બોલાવ્યો પણ તે સામે આવી ઉભો રહેતાંજ તેના વિચાર બદલાયા. "હમણાંજ શામાટે? લડાઈમાં ફતેહ મેળવું અને પછી તે ફતેહ મેળવનાર મારો આ છોકરો–" એમ જાહેર કરી તેના નૂરજહાન સાથે લગ્ન કરી આપીશ એવો વિચાર તેના મનમાં આવ્યો. નૂરજહાન તેના હાથમાં આવી હતી તે શુભ શુકનજ હતા એમ તેને લાગતું હતું. હમણાં ચૂપ રહેવામાંજ તેણે સાર જોયો. એટલે રણુમસ્તખાન આવતાં તેણે એ વાત દબાવી દીધી અને ઉપર કહેલી વાત ઉપાડી.

રામરાજાનો હુકમ મળતાંજ બીજે દિવસે સ્હવારે તિરૂમલ્લ રાય અને વ્યંકટાદ્રિ આવી પહોંચ્યા. તેઓને રામરાજાએ પોતાને શત્રુના ગુપ્ત બેત વિષે જે ખબર મળી હતી તે કહી. એટલામાં એક જાસુસ તરફથી ખબર આવી કે શત્રુ પાછો હઠતો દેખાય છે. હલ્લો થવા વિના પાછળ હડવામાં કાંઇ પણ ગુપ્ત હેતુ હોવો જોઇએ તે સ્પષ્ટ હતું. માટે હવે રહી ગઈ કરવાનું કામ નથી. શત્રુ આમ પાછળ હડવાનો ડોળ કરી ક્યાં જવા માગે છે તેની પાકી ખબર આપણને મળેલી છે તેનો તુરતા તુરત લાભ લઈ લેવો જોઇએ એવો ત્રિપુટીએ ઠરાવ કર્યો, રણમસ્તખાનને તરત બોલાવવામાં આવ્યો અને તેણે બન્ને સેનાપતિઓ સાથે જઇ તેમને તે ઉતારાની જગ્યા બતાવી આવવાનો રામરાજાએ તેને હુકમ કર્યો.

તેણે જરા નાખુશ થઇ હા પાડી ત્યારે રામરાજાએ પૂછ્યું:

" કેમ ? આમ નાખુશ કેમ થાય છે ? આ કામ તો તારે અત્યંત ઉત્સુકતાથી કરવું જોઇએ. "

" સરકાર ! નાખુશીનું કારણ એકજ છે. મને તમારાથી દૂર થવાનું યોગ્ય લાગતું નથી. તમે પોતેજ મને તમારા સંરક્ષણ માટે પાસે રહેવાનું કહેલું છે તેથી—"

રામરાજાને તે સાંભળી કૌતુક લાગ્યું અને તે એકદમ બોલ્યો:

" બરાબર બરાબર. મારી પણ એવીજ ઇચ્છા છે. તારા વિશ્વાસુ જાસુનોમાંથો બે જણને જગ્યા બતાવવાને મોકલ એટલે થયું.—"

અંને તેમજ ઠર્યું. અને રણમસ્તખાને પોતાના બે વિશ્વાસ પાત્ર માણસો વ્યંકટાદ્રિ તથા તિરૂમલ્લરાયને સ્વાધીન કર્યા. ઉભય સેનાપતિ બન્ને જાસુસોને લઇ પોતાની છાવણીમાં ગયા. રામરાજાના સેનાની પદ નીચે જે લશ્કર હતું તેટલુંજ હવે ત્યાં રહ્યું. તિરૂમલ્લરાય અને વ્યંકટાદ્રિ બન્ને ગયા પછી રામરાજા અને રણમસ્તખાન બન્ને રામ-

રાજાના શિબિરમાં ગયા. તેઓ બેઠા હતા ત્યારે ઘડી ઘડીમાં એવી ખબર આવતી હતી કે શત્રુ પાછો હડતો હડતો ગમે ત્યાં ચાલ્યો જાય છે. આગલા દિવસ સુધી હલ્લો કરવા માટે આગળ વધવાનો દેખાવ દેખાતો હતો તે આજે ન્હોતો. પાછળ હડવામાં અતિ-મહત્વનો હેતુ રહેલો હોવો જોઇએ.

આ ખબરો ખરી હતી. તેથી રામરાજાને લાગ્યું કે રણમસ્તખાને આપેલી બાતમી ખોટી નથી અને તેણે પોતાના બન્ને ભાઇઓને લશ્કર સાથે શત્રુના ગુપ્ત નિધન સ્થાને મોકલી આપ્યા તે ઘણું સારૂં થયું. હવે ત્યાં યુદ્ધ શરૂ થવાની ખબર આવતાંજ અહિંથી આગળ વધી તિરૂમલરાય અને વેંકટાદ્રિના મારાથી પાછા હડતા મુસલમાની સૈન્યપર પાછલી બાજુથી મારો ચલાવી તુંગભદ્રાના અનંત જળમાં ડુબાવી દઇશ એવું સ્વપ્ન રામરાજા જોવા લાગ્યો.

રામરાજાને ખાત્રી પૂર્વક એમ લાગતું હતું કે બાજી તેનાજ હાથમાં ખેલાય છે. તેથી તે પોતાના બંધુઓ તરફની ખબર આવવાની રાહ જોતા નિરાંતે પોતાના તંબુમાં બેઠો હતો.

---

# પ્રકરણ ૨૬ મું.

## નૂરજહાન અને મેહેરજાન.

માસાહેબ–મેહેરજાન અને નૂરજહાનની દષ્ટો દષ્ટ મળતાં ઉભય ના મનમાં કેવી ભાવના ઉત્પન્ન થઈ હશે વાંચનાર! મેહેરજાનના હૃદયમાં તો પ્રેમભાવના નહિજ ઉત્પન્ન થઇ હોય; પણ નૂરજહાનના મનમાં તો તેને માટે અત્યંત પ્રેમ ભાવ ઉત્પન્ન થયો હતો. કદાચ માસાહેબને જોસથી બાઝી પડવાની ઇચ્છા પણ નૂરજહાનને થઇ હોય તો તે શકય છે. પણ તેને ભેટવા માટે માસાહેબના વદનપરના ભાવ જોઇ તેની હિમ્મત ચાલી નહિ. ઉલટું તેને આગળ ડગલાં ન ભરવાનું યોગ્ય લાગ્યું અને તે જે જગ્યાએ હતી ત્યાંજ ઉભી રહી.

માસાહેબના મનની સ્થિતિ એકદમ અતિશય ચમત્કારિક થઇ હતી. તેનો પુત્ર તેના હાથથી ગયો તેનું મુખ્ય કારણ નૂરજહાનપરના પ્રેમમાં તેને મળેલી નિરાશાજ છે એમ તે ખાત્રીથી માનતી હતી અને તેથી તે નૂરજહાન તરફ કિંચિત ક્રુદ્ધ તથા તિરસ્કારયુક્ત દૃષ્ટિએ જોવા લાગી. નૂરજહાને જો રણમસ્તખાનને થોડી ઘણી આશા આપી હોત તો તે બાદશાહને છોડી શત્રુપક્ષમાં જઈ મળત નહિ. તે નૂરજહાનને લઇ વિજાપુર ગયો ત્યારે ત્યાં જો તેને નૂરજહાનને પરણવાની તેની ઇચ્છા સફળ થશે એવાં ચિન્હો જણાયાં હોત તો તેણે પોતાના માલીક સાથે બેઇમાની કરી ન હોત. પરંતુ નૂરજહાને તેને ઉત્તેજન

આપ્યું નહિ. તેની આશા સમૂળ નષ્ટ કરી નાખી અને તેના સગાંવ્હાલાંઓએ તો તેને પૂરતો નિરાશ કરી તેનું અપમાન કરી હાંકી કહાડયો. તે સ્વતંત્ર હતો, મુખ્ય વકીલ હતો તેને તાબેદાર બનાવ્યો. અને આમ સર્વ બાજુથી નાઉમેદ થવથી તેણે સ્વામીદ્રોહ કરી શત્રુપક્ષમાં મળી જવાનો ભળતોજ રસ્તો લઇ લીધો.

મેહેરજાનના મનમાં પ્રથમથીજ આવી માન્યતા ઉદ્ભવી હતી. હમણાં નૂરજહાન દૃષ્ટિએ પડતાં એજ કારણ તેને વિશેષ વજનદાર જણાયું. એટલુંજ નહિ પણ બીજો પણ એક અતિભયંકર વિચાર તેના મનમાં આવ્યો. રામરાજાએ તેને તેની પાસે મોકલી છે તો તેના જેવીજ નૂરજહાનની દશા કરીને તે પોતાને ચીડવવા તો માગતો નહિ હોય ? આ વિચાર મનમાં આવતાં બાકી શું રહ્યું ! મેહેરજાને તેના તરફ થોડીકવાર ક્રુદ્ધ નયને જોઇ માર્જિના તરફ જોઇ કહ્યું:

"મને અહિં જે ત્રાસ પડે છે તેમાં આટલી કચાશ હતી તે પૂરી થઇ. ઘણું સારૂં થયું. હવે તમે બન્ને અહિંથી જાઓ. એને કોઈ બીજી ખોલીમાં રાખ. બંગલો આવડો મોટો છે. તેમાં એકમેક સાથે સંબંધ રાખ્યા વિના બન્નેથી રહી શકાશે. મારા જપમાં હું ખલલ પડેલી નથી જોવા માગતી."

એટલું કહી મેહેરજાને એકદમ પૂંઠ ફેરવી પોતાની સ્વામિનીના સ્વભાવથી માર્જિના ઘણી સારી પેઠે પરિચિત હોવાથી હમણાં નૂરજહાનને બીજી ઓરડીમાં લઇ જવા સિવાય બીજું કાંઈ પણ થઇ શકે તેમ નથી એમ તેને લાગ્યું અને તેણે નૂરજહાનને હાથના ઈશારાથી પોતાની સાથે આવવાની સૂચના કરી. નૂરજહાન પણ માની સ્વભાવની હતી. તેને આ પ્રકાર નમ્યો નહિ. તે પણ હવે ત્યાં રહેવાને આતુર ન્હોતી મેહેરજાનના છેલ્લા શબ્દો સાંભળતાંજ તે પૂંઠ ફેરવી બારણાં તરફ જવા લાગી. માર્જિનાએ ઈશારો કર્યો ત્યારે તો બારણાની

બહાર નીકળી ગઇ. માર્જિના તેની પાછળ જઇ તેને એક બીજી ઓરડીમાં લઇ ગઇ. માર્જિના પોતાની શેઠાણી સાથે પાળેલા ઇમાની કુતરા પેઠે વર્તતી. મેહેરજાન જેનો દ્વેષ કરતી તેને તે ધીક્કારતી-તે જેને ચાહતી તેને માર્જિના પણ ચાહતી–એવી સ્થિતિ હતી તેજ પ્રમાણે અત્યારે પણ થયું. આ છોકરીએ પોતાના પુત્રને પૂર્ણ નિરાશ કરી વિજાપુરથી પાછો કાઢયો એમ જેમ મહેરજાન માનતી હતી તેમ માર્જિના પણ માનતી હતી. જો મહેરજાને નુરજહાનનું પ્રેમ પૂર્વક સ્વાગત કર્યું હોત તો તેણે પણ તેમજ કર્યું હોત. મેહેરજાને તેના પર ક્રોધ કરવાથી તે પણ ગુસ્સે થઇ. નૂરજહાનને તેણે બીજી ઓરડીમાં લઇ જઇ બેસાડી અને પછી કહ્યું:

"બહેન! તું બધું સત્યાનાશ વાળી પાછી અમારી પાસે શું અધુરૂં રહ્યું છે કે તે પૂરૂં કરવા આવી?"

નૂરજહાન તે સાંભળી તેના તરફ ક્રુદ્ધ નયને જોઇ રહી અને પછી બોલી:

"તમે બન્ને અહિં હશો એવી મારી બલારાતને પણ ખબર ન્હોતી."

આવો જવાબ આપવાનું નુરજહાનને કંઇ કારણ ન્હોતું પણ મેહેરજાનના વર્તનથી તથા માર્જિનાના બોલવાથી તેને તેમના પર ઘણો ગુસ્સો આવ્યો હતો અને તેથી તેણે આવો ફાટેલો જવાબ આપ્યો. તે જાતેજ માની અને ક્રોધી હતી. જેના તરફથી તેને પ્રેમ અને અનુકંપા મળશે એમ તેને તેને લાગતું હતું તેનાજ તરફથી તેને ક્રોધ અને દ્વેષ મળ્યાં. તેમની દૃષ્ટો દૃષ્ટ મળતાંજ તેને લાગ્યું કે "તું અહિ ક્યાંથી આવી? તું બીજી કંઇ આફતમાં સપડાવાથી પાછી અહિં આવી છે કે?" એવા દયાળુ પ્રશ્નો પૂછી તેની ખબર પુછાશે. "લડાઇ શરૂ થઇ ગઇ છતાં તમે હજુ અહિંયા કેમ?"

એવો સવાલ નૂરજહાન પૂછવા માગતી હતી. કદાચ મેહેરજાનને પણ તેની પેઠે ત્યાં નજર કેદ રાખવામાં આવી હશે એવો વિચાર પણ તેના મનમાં આવ્યો હતો. પણ તે બધા વિચારો જ્યાંના ત્યાં રહી ગયા. ખોરાક મળવાની આશાએ પાલવ પકડતાં તેમાં માટી પડે એવી તેની દશા થઈ. તેના મનમાં નિરાશા અને દ્વેષની લાગણી ઉત્પન્ન થઇ. એ નિરાશા અને દ્વેષના આવેશમાંજ તેણે માર્જિનાને કડક જવાબ આપ્યો અને તે સાંભળી તે ધિક્કાર સહિત તેને ત્યાંજ રહેવા દઇ ચાલી ગઇ

પણ તેની આવી સ્થિતિ વધુવાર ટકી નહિ. માસાહેબના મનની લાગણી પણ થોડીવાર પછી બદલાવા લાગી. નૂરજહાનને માર્જિના લઇ ગઈ ત્યાર પછી થોડીજવારમાં મેહેરજાનને જપ કરતાં કરતાં નીચલા વિચારો આવવા લાગ્યા: " એ છોકરી આવા વખતમાં ફરીથી રામરાજાના પંઝામાં કેવી રીતે સપડાઇ ! ફરી તેના પર કંઈ આફત તો આવી નહિ હોય ? તેને કેદ કરવામાં તો આવી નહિ હોય ? મારી પેઠે એને પણ કોઇના પ્રેમની—કોઇની માયાની—નિદાન મીઠા આશ્વાસનના બે બોલોની જરૂર છે. એવી વખતે હુંજ તેની સાથે નિષ્ઠુર વર્તન ચલાવું તે કેવું ગણાય ? એની સાથે કોઇ માણસ છે કે નહિ ? બનતા સુધી નહિજ હોય. હોત તો તેની પાછળ તેની દાસી આવી હોત. પણ તેવું તો કોઈ જણાયું નહિ. ત્યારે હવે શું કરવું ? હું તેની સાથે બોલું નહિ તે તો ઠીક: પણ માર્જિના મારફત થોડી ઘણી પૂછપરછ તો કરાવવી જોઇએ. તેને પાસે રાખવી કે દૂરની દૂર તે તપાસ કર્યા પછી જે જણાય તે પરથી નક્કી કરીશ. "

આવા વિચારો મનમાં આવતાંજ તેણે ફરીથી માર્જિનાને પોતાની પાસે બોલાવી કહ્યું:

" પેલી છોકરી અહિં કેમ આવી ? શા માટે આવી ? તેની પૂછપરછ કર. તેની સાથે કોઇ દાસી નહિ હોય તો તેને જે જોઇતું કરવું હોય

તેની વ્યવસ્થા કરી આપ. મારી પેઠે તે પણ જો પેલા દુષ્ટના પંઝામાં સપડાયલી હોય તો પછી તેનો પણ શો દોષ ? આપણાથી થાય તેટલી મદદ તેને કરવી. તેને મારી પાસે લાવતી નહિ. તેને મળવાની મારી ઇચ્છા નથી. પણ તેની સંભાળ રાખજે."

માર્જિના મેહેરજાનનું બોલવું પૂરૂં થતાં સુધી બોલી નહિ; પણ તે થોભતાંજ એકદમ ગુસ્સે થઇ તે બોલી.

"તમે શા માટે તેની દયા લાવો છો ? તે તો એવા મીજાજમાં છે કે જાણે છછેડેલી નાગણ ! મારા દીકરાનું સત્યાનાશ વાળી ફરીથી તેને રામરાજા તરફથી અહિં મોકલવામા આવી છે. હું તો તેની સાથે એક હરફ સુદ્ધાં કાઢવાની નથી. તે એકલી હશે તો દ.સી માગી લેશે. આપણે તેની સાથે શું લાગે વળગે ?"

મેહેરજાન તે સાંભળી કાંઇ બોલી નહિ.

માર્જિનાએ મેહેરજાનને તેમ કહ્યું તો ખરૂં. પણ તેને પણ નૂરજહાન આ વખતે અહિ કેવી રીતે આવી તે જાણવાની ઉત્કટ ઇચ્છા થઇ હતી. પોતે જાણી જોઇને તેની સાથે બોલવું નહિ પણ તે બોલે છે કે નહિ તે જોવાનો તેણે મનમાં વિચાર કર્યો. થોડીકવાર પછી તે નૂરજહાન પાસે જઇને બોલી:

"તારી સાથે બોલ્યા વિના મારૂં કંઇ અટકે એવું નથી. પણ હું તને બીજી વાર એમ કહી દેવા આવી છુ કે અમારે તારી સાથે કંઇજ લેવા દેવા નથી. તુ આટલા બધા ધુંવા પુવા કરે છે તો પછી અમારે શી પડી છે !—"

નુરજહાનને પણ તેણે ખોટું કર્યું, આવો ગુસ્સા ભર્યો જવાબ આપવો ન્હોતો એમ લાગવા માંડયું હતું. માર્જિના પોતાની સાથે કઇક રીતે બોલે છે પણ તેનું મન પલળેલું છે એમ તેને જણાયું અને તેણે એકદમ તેને કહ્યું:

"માર્જિના ! તું કેમ આવી નિષ્ઠુરતા બતાવે છે ! હું આફતમાં ફસી પડી છું. મને તે દુષ્ટ બંદીખાનામાં નાખે છે, અને મારૂં હવે શું થશે તેની ચિંતામાં માસાહેબ નજરે પડતા મને કેટલો બધો હર્ષ થયો હતો ! માસાહેબને જોસથી ભેટી પડવાની લાલસા મને થઇ હતી. તે બ્હેન છે એટલે મને દુઃખ નહિ પડે એવી આશા મારા દીલમાં આવી હતી પણ જોઉં છું તો માસાહેબ ગુસ્સે થયલાં જણાયાં. તેમણે મને પોતાની પાસેથી કાઢી મૂકી—હાંકી કાઢી. તે વેળા થોડાંક ગુસ્સે થઈ–હું પૂર્ણ નિરાશ થઇ–હું નિરાશાને લીધે મેં તેને ગુસ્સા-ભર્યો ઉદ્ધત જવાબ આપ્યો. પણ હવે મારી ભૂલ મને જણાઈ. તમે મારી પેઠેજ જો કેદમાં સપડાયલાં હો તો આપણે સાથે મળી અહિંયા છૂટાં થવાનો પ્રયત્ન કરીએ. પણ મને દૂર રાખો નહિ. મને હાંકી કાઢો નહિ. મારાપર ગુસ્સે થાઓ નહિ. મારા હત ભાગ્યે હું આવી ચઢી છું તેમાં મારો ઉપાય નથી. હું લાચાર છું. હું કરવા ગઇ કંઇ, ને થઇ ગયું બીજુંજ !"

આટલા શબ્દો બોલતાં તો નુરજહાનનો કંઠ ભરાઈ આવ્યો. રામરાજાના પંઝામાં સપડાયા પછી અહિં આવતાં સુધી તેણે ધીરજ ધારણ કરી હતી. માસાહેબને જોતાંજ તેને જરા વધુ હિમ્મત આવી પણ મા સાહેબના તિરસ્કારે તેને હતાશ બનાવી. ત્યારબાદ ક્રોધાવેશથી તેને જરા આધાર મળ્યો પણ માર્જિના તેને એક ઓરડીમાં એકલીજ મૂકીને ચાલી ગયા પછી તેનો ક્રોધ પણ ઓછો થઇ ગયો. ક્રોધાવેશનો જે કંઇક અંશ બાકી રહેલો હતો તે માર્જિનાના ઉપર આપેલા શબ્દોથી તદન નષ્ટ થઇ ગયો.

તેના તે કરૂણ શબ્દો સાંભળીને તથા તેની આંખોમાંથી નીકળતાં આંસુઓ જોઇને માર્જિનાનો બધો ગુસ્સો નાશ પામ્યો તે તરત નુરજહાનની પાસે ગઇ અને તેને છાતી સરસી ચાંપી બોલી:

"ગભરા ના દીકરી ! તું અહિં શી રીતે આવી તે મને ફરીથી કહે એટલે હું તે માસાહેબને કહી તેનો ક્રોધ મટાડી દઇશ. તું રામરાજાને દુષ્ટ કહે છે, તેના પંઝામાં તું સપડાઇ ગઇ એમ બોલે છે તે પરથી તું અને અમે સરખાજ દુઃખી છીએ એમ જણાઇ આવે છે,"

માર્જિનાએ તેને છાતીએ લગાવતાંજ નૂરજહાન ડુસકે ડુસકે રોવા લાગી માર્જિનાએ તેનું પુષ્કળ સમાધાન કર્યું. કેટલીકવાર પછી તેનું ચિત્ત સ્થિર થયું. રામરાજા સમક્ષ કેદી તરિકે જેને બે વખત ઉભી કરવામાં આવી હતી ત્યારે જેની આંખમાં ટીપું સુદ્ધાં આવ્યું ન્હતું તે પોતાનાપર માસાહેબ ક્રોધિત થયાં છે, તેનો પ્રેમ પોતાના પર નથી, મા સાહેબ પાસે તે આવી દીનહીન હાલતમાં આવી ત્યારે તેને એક શબ્દ પણ આશ્વાસનનો તેણે ન કહયો તેથી ઓછું લાવી નૂરજહાંન દડદડ આંસું સારવા લાગી અને માર્જિનાએ સમજાવ્યાથી પુનઃ શાંત થઇ તથા પોતે કેવી રીતે રામરાજાના સપાટામાં સપડાઇ તથા પોતે કેવા ઉદ્દેશથી ઘરમાંથી બહાર નીકળી હતી તે બધું નૂરજહાને માર્જિનાને કહી સંભળાવ્યું.

માર્જિનાને કુંજવનની બહાર શું થાય છે અને શું નહિ તેનું બીલકુલ ભાન ન્હોતું પણ નૂરજહાનના સાહસની બીના સાંભળીને આશ્ચર્ય ઉપજ્યું. વૃદ્ધસ્ત્રીઓના સ્વભાવ પ્રમાણે તે ગુસ્સા ભર્યા અવાજે બોલી:

"તમે આજકાલની છોકરીઓથી હાથ જોડયા બાપ ! અમારા વખતમાં તારા જેવી તરૂણ છોકરીનો નખ શુદ્ધાં કોઇની નજરે પડતો નહિ તું આવી સાહસિક અને હિમતવાન છે તો પછી ઇશ્વરે તને મરદજ કેમ ન બનાવી ? તું જો મરદ થઇ હોત તો બહાદૂર યોદ્ધા તરિકે નામ કાઢત. અમારાં માસાહેબનું પણ તારા જેવુંજ ખાતું

છે. તેમણે પણ તારા જેવા સાહસોથી આખી જીંદગીની પાયમાલી કરી નાખી છે. નાનપણથીજ બાઇ ! એ તારા જેવાં છે. તેને કોઇનો ભયજ નથી. આજ મુઆ રામરાજાએ—"

માર્જિના બીજું પણ કાંઇ બોલી જતી હતી પણ એટલામાં તેને પરિસ્થિતિનું ભાન આવ્યું; અને જીભ કરડી તે વાક્ય અધુરૂંજ મુકી દઈ બોલી:

"તે મુઆએ તને અહિં ગમે તે હેતુથી મોકલી આપી હોય; પણ તું અહિં આવી તે ઠીકજ થયું. નહિ?"

"હા." તરત નૂરજહાન બોલી.

"હું અહિં આવી ત્યારે મારા મનમાં એજ આવ્યું હતું પણ આસાહેબ જ્યારે મારાપર ગુસ્સે થયાં અને મને પોતાની પાસેથી દૂર કાઢી મૂકી ત્યારે મારી ધીરજ ખૂટી ગઈ. હવે આપણે ત્રણ જણી છીએ. ગમે તે યુક્તિ પ્રયુક્તિથી છૂટી જઇશું. આપણા લોકોનો વિજય થતાં તેઓ આપણને મુક્ત કરશે—"

"આપણને કોણ છોડાવશે, બ્હેન ? છોડાવનાર તો રામરાજાની નોકરીમાં રહી ગયો. બાદશાહ સાથે બેઇમાની કરી તેણે તેમની નોકરી છોડી દીધી. તેમના સઘળા ગુપ્ત કારસ્થાનો તેણે રામરાજાને કહી દીધાં તેની તને ખબર નથી કે ? હવે તે દુષ્ટ વિજયી થશે તો તે તારી સાથે લગ્ન કરશે."

"મારી સાથે લગ્ન ? કોના ? કોના ?" નૂરજહાન ચમત્કારિક અવાજે બોલી. રણમસ્તખાને વિજાપુરના બાદશાહની નોકરી છોડી, તે રામરાજાનો જમણો હાથ થઇ બેઠો છે એ વાતની તેને ગંધ સુદ્ધાં ન્હોતી. તેને તો એમજ લાગતું હતું કે તે વિજાપુર તરફથીજ લડાઇમાં ગયો છે. તે વિજાપુર જઇ ઘરકામમાં પડી ત્યારપછી તે ધીમે ધીમે રણમસ્તખાનને ભૂલીજ ગઈ હતી એમ કહીશું તોપણ

ચાલશે. તેના કુળની કોઇને ખબર નથી, તેને પોતાના કુળની છોકરી અપાય કેમ, વિગેરે વાકયો રોજરોજ તેના કાનપર આવવાથી આવું પરિણામ આવ્યું હતું. વળી રણમસ્તખાનને લગતી હકીકત પણ તેને મળતી બંધ થઇ હતી; તથા રણમસ્તખાને લીધેલી પ્રતિજ્ઞા તે પાર પાડશે એ બીના તેને સંભવિત લાગતી ન્હોતી.

" મારી સાથે લગ્ન કરશે ? કોણ ? કોણ કરશે ?" એમ કહી નુરજહાન માર્જિના તરફ જોવા લાગી.

માર્જિના બોલી:-

" માસાહેબે તેનું નામ પણ ન દેવાના કસમ ખાધા છે. પેટનો છોકરો હોવા છતાં તેનાપર એટલો તિરસ્કાર આવ્યો છે કે ન પૂછો વાત. તે જનમ્યો ત્યારથી માસાહેબનો એવો હેતુ હતો કે..."

માર્જિનાએ પુનઃ જીભ કરડી. તે વાત ત્યાંથીજ છોડી અને કહ્યું:

" તે તદ્દન ઉંધી તે રીતે વર્ત્યો. નાનપણથી તેને જે હેતુથી સિદ્ધિ કરવાનું શિક્ષણ આપવામાં આવ્યું હતું તે બધું વ્યર્થ થયું. માસાહેબે નિરાશ થઇ જીવ જોખમમાં નાખ્યો; પણ પેલો મુઓ દુષ્ટ તેમની પાછળ પડયો છેને ! જેમ તારી પાછળ તેમ—"

તે વૃદ્ધ બાઇના બોલવાથી નૂરજહાનપર કાંઈ અસર થઇ નહિ. તેનું લક્ષ પણ તેના બોલવાપર ન્હોતું. તે પોતે પોતાના મનમાં કાંઇ નિરાળાજ વિચારો કરી રહી હતી. તે જો માસાહેબ સાથે મળીને ભાગી જવા માગે તો કેમ ન જઇ શકે ? ફક્ત માસાહેબે તેનાપરનો ગુસ્સો છોડી દેવો જોઇએ. એવો વિચાર તેના મનમાં ઘોળાતો હતો. તે બોલી:

" પણ હવે તું માસાહેબ સાથે મારી મુલાકાત કરાવીશ ને ? તેમનો મારાપરનો ક્રોધ મટાડી દઇશ ને ? તે જો મારી સાથે સીધી-રીતે વાત કરે તો મારી ખાત્રી છે કે આપણે આ બંદીખાનામાંથી છૂટી જઇએ."

માર્જિનાએ તેને કહ્યું:

" હું માસાહેબને વાત કરી તેમનો ગુસ્સો મીટાવી દઇશ. તેમનો ક્રોધ કદિપણ વધુવાર ટકતો નથી. "

આમ દીલાસો દઇ માર્જિના ત્યાંથી નીકળી. તે માસાહબ પાસે ગઇ. ત્યાં તેણે નૂરજહાને કેવું મૂર્ખતાયુક્ત સાહસ ખેડયું હતું અને તેનુ પરિણામ શું આવ્યું તે કહ્યું. માસાહેબ નૂરજહાનની સવિસ્તર હકીકત સાંભળીને અચંબો પામ્યાં અને જ્યારે નૂરજહાનના રૂદનની વાત તેણે સાંભળી ત્યારે તો તેનું હૃદય અત્યંત પીગળી ગયુ. તેણે તેને તાબડતોબ બોલાવી લાવવાનું માર્જિનાને કહ્યું અને નૂરજહાન તેના સામે આવી ઉભી થતાંજ બન્ને અતિ ગળગળાં થઇ ગયાં. પુનઃ નૂરજહાને બધી વાત અથઇતિ માસાહેબને કહી. માસાહેબે પણ તે રામરાજાની જાળમાં કેમ સપડાઇ તે વાત તેને કહ્યા પછી કહ્યું:

" મુસલમાન પાદશાહોનો જય થાય ને આપણો છુટકો થાય તો તો ઠીકજ છે. તેઓ આપણને મુક્ત કરશે. પણ કમનસિબે તેથી ઉલટું જ થાય તો આપણે ગમે તે રસ્તે જીવ આપવો પણ તે પાપીના પંઝામાં તો નજ જવું એવો જો તારો નિશ્ચય હોય તો આપણે શું કરવું તેનો વિચાર કરીએ. બાકી હવે કોઇપણ પક્ષને જય મળે તે મારે મન સરખું જ છે. મારા કપુતે જે ન કરવાનું તે કર્યું એના કરતાં તે અત્યાર પહેલાંનો મરી ગયો હોત તો સારૂં થાત. આખી જીંદગી મેં ફકીરીમાં ગાળી તો વૃદ્ધાવસ્થા પણ તેમજ કાઢત."

આટલું કહી માસાહેબ સ્વસ્થ બેઠાં. નૂરજહાને તે વેળા તેમને કોઇપણ સવાલ પૂછયો નહિ. પરંતુ તેને રણમસ્તખાન વિશ્વાસઘાતી થઇ રામરાજાના પક્ષમાં કેવી રીતે ગયો તેની અલ્પ સમયમાં ખબર મળી. નૂરજહાન સાથે તેનાં લગ્ન કદિપણ થશે નહિ એવી તેની ખાત્રી થવાથી જ તેણે આવું દ્રોહી પગલું લીધું એવી પણ તેને

બન્ને જણી તરફથી ખબર મળી. રામરાજાપર નૂરજહાન અને મેહેરજાન ઉભયને દ્વેષ હતો અને તે દ્વેષને લીધે જ ઉભયે સાથે મળી તે બંદીખાનામાંથી છૂટી જવાનો વિચાર કર્યો. ધનમલ્લને વશ કરી લેવામાં આવે તોજ તે શક્ય છે એમ તેમને લાગ્યું. તેમણે ધનમલ્લને અનેક રીતે પોતાના પક્ષમાં લેવાનો પ્રયત્ન કરવા માંડયો, અનેક પ્રકારનો મોહ બતાવ્યો અને તેમને ત્યાંથી મુક્ત કરવાની વિનવણી કરવા માંડી.

પણ તે ગુલામ ધનમલ્લનો ખરો હેતુ કોઇથી સમજી શકાયો નહિ. કોઇને સમજાયો હોય તોપણ કોઇએ કોઇને તે કહી બતાવ્યો નહિ. તે બન્નેના ગોહક બોલો તથા ઇનામોની લાલચથી તેની વૃત્તિ બદલાઇ. તમને હું અહિંથી જવાની સગવડ કરી આપીશ એમ પણ તે બોલવા લાગ્યો. હવે તેણે પોતાની મૌનવૃત્તિનો તદન ત્યાગ કર્યો હતો એટલુંજ નહિ પણ લડાઇના સંબંધમાં બહારથી ખબર મેળવીને તે પણ તેમને કહેતો. છતાં તેણે પોતાની તીક્ષ્ણ નજર તેમના પરથી કદિપણ દૂર કરી નહિ. એકાદ દિવસ તેઓ પોતાની નજર ચૂકાવી નાસી જશે એવી તેના મનમાં શંકા હતી. નુરજહાન એમ નાસી જાય તો તેને હરકત ન્હોતી; પણ બાસાહેબ–મેહેરજાનને તો જવા નજ દેવી એવો તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો. તેના મનમાં તેને માટે કઇ જાતનો ભાવ હતો તે સમજવું અતિ કઠીન હતું. તે ભાવ શબ્દોથી વ્યકત કરતાં તેને પોતાને પણ આવડત કે કેમ તે તે જાણે ! તેની તીક્ષ્ણ આંખો મેહેરજાનપરથી કદિપણ અળગી થતી નહિ. તેની નજર ચૂકાવી નાસી જવાનું કામ મેહેરજાનને માટે તો અશક્ય જેવુંજ હતું. તે મેહેરજાનને કહેતોઃ

" હું તમને અહિંથી છોડવીશ. તમારો વાળ પણ વાંકો થવા દઇશ નહિ. પણ યોગ્ય સંધિ મળવી જોઇએ. ત્યાં સુધી જરા પણ

ગડબડ કરશો નહિ. લડાઈ ચાલુ થઈ ગઇ છે. એ લડાઇની ખબરો મેળવવાની મેં ચાલાકીથી ગોઠવણ કરી છે. મને જેવી તક જોઇએ છે તેવી તક મળતાં હું બધી સગવડ કરી આપીશ. "

નિરૂપાય અને નિરાશ માણસોને ગમે તેવો આશાતંતુ મળે તો તે પર આધાર રાખી કાળ ગાળવો પડે છે. તેવીજ રીતે તે બન્ને સ્ત્રીઓ સમય ગાળવા લાગી. બીજું શું કરે ? પીંજરામાં સપડાયલી વાઘણો જેવી તેમની સ્થિતિ હતી. વાઘણના પીંજરાનું દ્વાર બંધ કરવાનું ચોકીદાર ભૂલી જાય તો તરત નાશી જવાની આશાપર જેમ વાઘણ જીવે છે તેમ તે બન્ને જીવતી હતી. કુંજવન-માંના બીજા કોઇ પહેરેગીરને પોતાના પક્ષમાં લેવાનું તેમને શક્ય જણાયું નહિ. કેમકે બીજો કોઇ તેમના બંગલા તરફ ફરકતો પણ નહિ.

તેમને બન્નેને આશાપર આધાર રાખતી છોડી હવે આપણે યુદ્ધ ભૂમિમાં શું થયું તેની ખબર કાઢીએ.



## પ્રકરણ ૨૭ મું.

### શત્રુની હીલચાલ.

રામરાજા જાણે પોતાની આંખોએ પોતાના શત્રુની હીલચાલ પ્રત્યક્ષ જોતો હોયની તેમ તેના પોતાના તથા રણમસ્તખાનના જાસુસો જે સવિસ્તર બાતમી સંભળાવતા તે પરથી તેને લાગતું હતું. કૃષ્ણા અને તુંગભદ્રાના ઉતાર તેણે પાકો બંદોબસ્ત કરીને રોકી દીધા છે એટલે શત્રુની પાયમાલી થશે. હવે શત્રુઓ સહેલો ઉતાર માની નદિમાં દાખલ થાય અને પોતે સામેથી હૂમલા કરી તેનો નાશ કરી નાખે એવી તેની સતત ઇચ્છા હતી. આવો પ્રસંગ ક્યાં મળશે તે સંબંધી હવે તે વિવંચના કરતો હતો. રણમસ્તખાનને વારંવાર બોલાવી અમુક સ્થળે તેમ થશે તો શું થશે એવા પ્રશ્નો ચાલુ પૂછ્યા કરતો હતો. પૂછતાં પૂછતાં તેણે એકવાર એવો પ્રશ્ન પૂછ્યો કે કદાચ શત્રુ તેઓ ધારે છે તેવું બતાવવાનો ડોળ કરતા હોય અને એક બે દિવસમાં તેમનું લશ્કર એક બે દિવસના રસ્તા જેટલું દૂર જાય પછી અહિંયા તેમનું લશ્કર કમી થયું છે એવી ખાત્રી કરી અહિંથી જ હૂમલા કરી ધૂસવાનો શત્રુઓ પ્રયત્ન કરશે તો શું થશે ? રણમસ્તખાને તે પ્રશ્ન સાંભળતાંજ તેની મુદ્રા લાલ લાલ થઇ ગઇ. તેના મુખપર ચિંતાના ચિન્હો જણાવ્યાં. પણ તે છૂપાવવાનો પ્રયત્ન એક ક્ષણમાં કરી તે તરત જ મોટેથી હસીને બોલ્યોઃ

" સરકાર ! આપ જે ઠેકાણે છો ત્યાં સામનો કરવા આવવાની દુશ્મનની હિમ્મત ચાલશે એવું સ્વપ્નમાં પણ માનશો નહિ. આપની અને આપના બહાદુર સૈન્યની સામે ટક્કર ઝીલવાની છાતીજ કોની ચાલે તેમ છે ? આપના સૈનિકોના બહાદૂરીની તેમને પૂરતી પીછાન છે. તેઓ ગમે તેની સામે લડવા જશે પણ આપની સામે લડવા આવશે તે મને તો સંભવનીય લાગતું નથી. આપ બીલકુલ ચિંતા ન કરો. આપ તેમનો ગરમાગરમ આદર સત્કાર કરી તરતજ અલ્લાના દરબારમાં મોકલી આપશો એ તેઓ સારી પેઠે જાણે છે. ચારપાંચ જણ સાથે મળેલા છે તો પણ તેઓ કેટલી સાવધાનતાથી કામ કરે છે તે તો જુઓ ! અને ધારો કે અહિંજ આવ્યા તો આપણે શું ઉંઘતા બેલ છીએ ? કે માખી મારતા બેઠા છીએ ! મારી મારીને દમ કાઢી નાખશું. તુંગભદ્રાને લાંબા વખતથી એવો ભોગ મળ્યો નહિ હોય. મહારાજા ! તમે રતીભાર પણ ફીકર કરો નહિ. મેં આપને અગાઉ કેટલીય વાર કહી દીધું છે; અને ફરીથી આજે કહું છું કે આપના રસ્તાપર તેઓ કદિ આવવાના નથી. મારી સમક્ષ કેટલીક વાર વાત થયલી છે કે રામરાજા મહારાજ છે ત્યાં સુધી તેઓ બધા એક થઇ જાય—અરે ! ઉત્તર હિંદુસ્થાનમાંથી તેમને કુમક મળે તોપણ તેમનો શુક્રવાર વળવાનો નથી. આપનાથી તેઓ એટલા બધા ડરે છે. અને આપની શૂરવીરતા પણ એવીજ છે એટલે તેઓ ગભરાય તેમાં નવાઈ પણ શું ? આવવા દો. શું કરે છે તે જોઈશું. તેમનું આવીજ બન્યું હશે તો આ તરફ આવશે. "

આ શબ્દો સાંભળી રામરાજાને ગલગલીયાં થયાં. તેણે હર્ષના આવેશમાં રણુમસ્તખાનને કહ્યું:

" મારી પ્રબળ ઇચ્છા છે કે શત્રુમાંથી કોઇ મારી સામે લડવા આવે અને તું મારી પાસે મારા સંરક્ષણ માટે હોય એટલે હું તારૂં

અનુક્રમ મારી નજરો નજર જોઉં. એટલે તારે માટે મને જે લાગે છે તે ખરૂંજ છે એવી મારી ખાત્રી થાય—'

તરતજ રણુમસ્તખાન બોલ્યો:

"સરકાર ! હું તે કોણ તમારૂં રક્ષણ કરનારો ? આપ આખી દુનિયાનું રક્ષણ કરી શકો એવા છો. આપને આપના રક્ષણ માટે મારા જેવા મગતરાની શી જરૂર છે ? પણ કદાચ એવો વખત આવશે તો આપના આજ સુધીના મહદ ઉપકારોનો ઉત્તમ પ્રકારે બદલો વાળી આપીશ. મારા જીવની દરકાર કર્યા વિના હું આપને માટે લડીશ. વધુ શું કહું ? આપને આપવા જેવું મારી પાસે બીજું શું છે ?"

રણુમસ્તખાનનું ભાષણ સાંભળી રામ રાજાના મનનું અત્યંત સમાધાન થયું અને એકાએક તે ગંભીર પણ થયો. ગંભીર થયા પછી તેણે રણુમસ્તખાનને પાસે બોલાવી તેને વ્હાલથી બાથ ભીડી. તે તેના માથાપર હાથ ફેરવવા લાગ્યો. તે કાંઇ બોલવાના વિચારમાં હતો પણ તેના મ્હોમાંથી શબ્દોજ નીકળ્યા નહિ. તેની પાસે તે વળા એક બે માણસો બેઠેલા હતા. તેમને તેનું વર્ત્તન જોઇ ભારી અજાયબી ઉપજી. આજ સુધી રામરાજાએ તેમનામાંથી કોઇની સાથે આવું પ્રેમાળ વર્ત્તન રાખ્યું ન્હોતું અને આ પઠાણના છોકરા પર તેનો આટલો બધો વિશ્વાસ કેમ છે, એવું તેમના મનમાં આવ્યું. તેઓ ચમત્કારિક નજરે તે બન્ને તરફ જોઇ રહ્યા. તેમની નજરમાં ફક્ત અજાયબીજ ન્હોતી પણ ઇર્ષ્યાનો અંશ પણ હતો.

રામરાજાનું મન હમણાં રણુમસ્તખાન સિવાય કોઇ તરફ ન્હોતું. તેને પ્રેમનો ઉભરો આવ્યો હતો અને પ્રેમાવેશમાં

તેને કંઇ કહેવું એવું પણ તેના મનમાં આવ્યું હતું. એટલામાં બીજા બે ત્રણ બેઠેલા હતા તેમાંથી એક જણને ખાંસીનો ઠાંસો આવવાથી તેનું ધ્યાન તેમના તરફ ગયું. તેમની હાજરીમાં તે જે કહેવા માગે છે તે ન કહેવું, તેમને બહાર મોકલી દેવા, એવો વિચાર કરી તેણે તેમને " અરે ! તમે બન્ને બહાર ચાલ્યા જાઓ. મારે આને કંઇ કહેવું છે " એમ કહ્યું. તે સાંભળી બન્ને બહાર જવા નીકળ્યા. શિબિરના દ્વારની બહાર પગ મૂકતાંજ ત્યાં કોઈ નવો જાસુસ આવેલો હતો અને તે ' નહિ, નહિ. મારે જે કહેવાનું છે તે મારે મહારાજને જ કહેવું જોઇએ. મહારાજાને જો એ ખબર નહિ મળે તો શું થશે તે કોણ જાણે " એમ મોટે સ્વરે બોલતો સંભળાયો. રામરાજા રણમસ્તખાનને જે કહેવા માગતો હતો તે બાજુએ રહ્યું અને તેણે " બોલાવ, બોલાવ. એ શું ખબર લાવ્યો છે " એમ દરવાનને કહી તે જાસુસની રાહ જોતો બેઠો.

જાસુસ અંદર આવી બોલ્યો:

" મહારાજ શત્રુ કાંઇ આસાકી કરતો હોય એમ જણાય છે. કાલે ને પરમ દિવસે જે હાલચાલ ચાલતી હતી તે આજે નથી જણાતી આજે અહિયાજ કોઇ સ્થળે હલ્લો કરવાનો તેમનો બેત જણાય છે. કુચ કરવાનું તો બાજુએ રહ્યું પણ અહિંથી ગયલું સૈન્ય પાછું આવે છે. અને તેનો અહિંઆના લશ્કરને મદદ કરવાનો હેતુ હોય એમ જણાય છે. આપણે સાવધ રહેવું જોઇએ. પછી તો મહારાજાની જેવી ઇચ્છા હોય તેમ કરવાને સેવક તૈયાર છે. "

જાસુશ અત્યંત ગભરાઇને બોલતો હતો. તે જોઈ રામરાજા હસ્યો અને બોલ્યો:

" ઠીક છે, ઠીક છે. પણ તું આટલો બધો ગભરાય છે શા માટે ? જાસુસે તો અત્યંત શાંતિથી કામ કરવું જોઇએ તેને બદલે

તું એવો ગભરાય છે કે જાણે તારી પાછળ કોઇ તને મારવા આવતું હોયની ! જે ખબર લાવ્યો હોય તે તો વિગતવાર કહે—"

"સરકાર ! ખબર બીજી કંઇ નથી. બીજી બાજુએ ગયલું લશ્કર અત્યંત ઝપાટાથી પાછું આવે છે અને અહિંયા રહેલું લશ્કર આ બાજુએ આગળ ધસી આવે છે."

"એટલુંજ ને ? મેં શું કહ્યું હતું ? અરે ગાંડા ! એ લશ્કર તિરૂમલ્લરાયના હાથનો સ્વાદ ચાખી પાછું નાસી આવતું હશે. તિરૂમલ્લરાયને ઠીક શીકાર કરવાનો તડાકો પડયો લાગે છે. તે સિવાય એ લશ્કર આમ જલ્દી જલદી પાછું ફરી આવે નહિ. જા, ફરીથી બરાબર તપાસ કરી આવ—"

રામરાજા આમ બોલતો હતો એવામાં બીજો એક જાસુસ એકદમ ઉતાવળે આવવાની ખબર મળી. તે અંદર આવતાં તેણે પણ 'શત્રુ જોસથી આ બાજુએ કુચ કરી આવે છે' એવી ખબર આપી. રામરાજાએ તેની વાત પણ ટાઢે પેટે સાંભળીને કહ્યું: "વાહ ! તું બહુ આનંદની બાતમી લઇ આવ્યો છે. એ મગતરાઓ આપણા પંઝામાં સપડાઇને મરવા માટે આવે છે: આપણે તેમને વ્હાલથી ભેટવાને તૈયાર છીએ. ચલો, ત્યારે આપણે તૈયાર થઇ જવાના હુકમ કરો. બેટા રણુમસ્ત ! જોઉં છું હવે તારૂં પરાક્રમ ! આપણું સૈન્ય જોઇ બરાબર વ્યવસ્થિત કરી આવ. જા બધાને સજ્જ થવાનો હુકમ કર. હું કપડાં પહેરી આવું છું "

રણુમસ્તખાન "જી હુજુર" કહી બહાર પડયો. રામરાજા પણ પોતાની જગ્યાપરથી ઉઠયો. તેણે પોતાનો ઘોડો તૈયાર કરી બારણા આગળ લાવવાનો હુકમ કર્યો. અને પોતાના નોકરને પોતાનો લશ્કરી પોષાક લાવવાનું કહ્યું. અલ્પ સમયમાં તેનો નોકર તેનાં હથીઆર અને કપડાં લઇ આવ્યો. તેણે પ્રથમ એક પાતળા રેશમી કફ-

ડાની ઈજાર પહેરી અને ઘુંટણુ સૂધીનો એક તેવોજ અંગરખો પહેરી લીધો. પછી એક પોલાદી તારની ચડ્ડી અને તેવોજ અંગરખો પહેર્યો. તેપર તેણે એક લાંબો અંગરખો જે રેશમી હતો અને ગાંઠી ગાંઠીને જાળી જેવો બનાવેલો હતો તેની ઉપર પાતળી મલમલનો એક સફેદ લાંબો અંગરખો પહેર્યો. ત્યારપછી કમ્મરે એક રેશમી પટો બાંધ્યો અને તેમાં એક તમંચો અને એક ખંજર રાખી લીધાં. પીઠપર એક ભાથો અને ખાંધપર ધનુષ્ય ભેરવ્યું. એક પોર્ટુગીઝ વેપારીએ સુમારે વીસ વર્ષ પૂર્વે તેને આપેલી ટોલેડોની તરવાર તેણે પોતાના ડાબા હાથમાં પકડી. ત્યારબાદ એક નોકરે તેના માથાપર એક ટોપ પહેરાવ્યો તથા તે પર તુરાવાળી નાની પાઘડી મુકી ગળામાં તેણે એક મુલ્યવાન હીરાની માળા પહેરી. આ માળામાં એક પદક હતું અને તેમાં તદન મધ્ય ભાગમાં મોટું નીલમ હતું તથા તેની આસપાસ મોટામોટા હીરા બેસાડેલા હતા. આ નીલમ અતિશય યશસ્વી છે, તે જ્યાંસૂધી તેના શરીરપર છે ત્યાંસુધી તેને યમનો પણ ભય નથી, એવી રામરાજાની માન્યતા હતી. અને એ માન્યતાને લીધે તે અત્યંત નિર્ભયતાથી વર્તતો હતો.

ઉપર કહ્યા પ્રમાણે પોતાનો લડાયક પોષાક પહેરી રાજેશ્રી તંબુમાંથી બહાર નીકળ્યા અને ઘોડાપર સવાર થયા. તે ઘોડા પર પણ રેશમી ગાંડાવાળી એક લાંબી ઝૂલ લટકાવેલી હતી. તેના મસ્તક પર પણ તેવીજ ઝૂલ હતી અને કપાળ પર મોતીનો તોરો હતો. આ ઝૂલના ગાંઠ એવા ઘટ્ટ તથા અત્યંત નજીક નજીક હતા તથા ગુંથણી એવી રીતે કરવામાં આવી હતી કે તેનાપર તલવારના ઘા લાગે નહિ.

આવી રીતે તે અશ્વારૂઢ થઇ નીકળ્યો. સઘળાની આગળ હાથીપર બેસી લડનારા યોદ્ધાઓને એક હારમાં ઉભા કરવામાં આવ્યા

હતા. તેમની પાછળ ઘોડેસ્વાર અને તેની પાછળ પાયદળ હતાં. હાથીઓના શરીર પર રેશમની અથવા ચામડાની વચમાં વચમાં ધાતુના ટુકડાથી જડેલી ઝુલ હતી. અને તેમના મસ્તકપર ગીલીટ ચઢાવેલા ધાતુના પત્રાંના શિરસ્ત્રાણ ચઢાવેલા હતાં. આ હાથીઓના આખા શરીરને બખ્તરની પેઠે કોઇ કઠણ ધાતુના ટુકડાઓ જોડીને કરેલી ઝુલથી મઢી નાખેલા હતા. ઘોડાના શરીરો પણ એવીજ રીતે રક્ષિત કરવામા આવ્યા હતા. તેમનાપર બેસનારા સૈનિકોએ પ્રથમ ચડ્ડી ચઢાવી તેપર ઝગઝગિત બખ્તરો અને તેનાપર લાંબા ઝભ્ભા પહેર્યા હતા. કમ્મરે એક ખજર, એક તલવાર અને હાથમાં એક ભાલો તથા કેટલાકોની પીઠપર ધનુષ્ય બાણ લટકતાં હતાં. શરીરોનુ તેમણે પૂરતું રક્ષણ કર્યું હતું અને તેથી પણ વધારે રક્ષણ મસ્તકનું કરવામાં આવ્યું હતું. સર્વેએ તે માટે શિરસ્ત્રાણ અને મુખત્રાણ ચઢાવી દીધાં હતાં.

આવી હથિયારબંધ, સુસજ્જિત અને સાગર પેઠે દૂર સુધી લંબાયલી પોતાની સેના જોઇને રામરાજાના મનમાં અત્યંત આનંદ થયો. આવી સેના સામે શત્રુનુ શું વળવાનું છે ? તે તરતજ તેમના હાડકાં તોડી નાખશે, એવું લાગવાથી તેના આનંદમાં અભિવૃદ્ધિ થઇ. તેણે પ્રત્યેક ટૂકડી અને પથકના સરદાર સાથે થોડી થોડી વાત કરી આખા લશ્કરની આલોચના કરી. ત્યાર પછી તે આગળ એક બાજુએ ઉભી રહેલી તિરંદાજોની પલટણ તરફ વળ્યો તેના લશ્કરમાંના દરેક માણસને તિરંદાજીનો થોડો ઘણો મ્હાવરો તો હતોજ પણ તે સર્વમાં ઉત્તમ તિરંદાજી જાણનારા લોકોની એક જૂદીજ પલટણ બનાવવામાં આવી હતી. આ પલટણમાંના માણસો તિરંદાજીમાં અત્યંત વિલક્ષણ કૌશલ્ય ધરાવતા હતા. તેમના કૌશલ્યને પ્રતાપે શત્રુને નજીક આવતો ઘણીવાર સુધી રોકી શકાય તેમ હતું.

જેમ તિરંદાજોની તેમજ ગોલંદાજો અને ગોળી મારનારાઓની પણ એક ટુકડી હતી. આ બધી પલટણમાંના સૈનિકોના અંગપર નાના મોટા બખ્તરો હતા અને તેમની પાસે એક ખંજર, તરવાર, અને એક ફરશી એટલાં હથિયારો હોવા ઉપરાંત એક એક ભાલો પણ હતો.

હિંદુ સિપાઇઓ સિવાય એક પઠાણોની અને એક સીદી લોકોની એવી બે પલટણો હતી. બન્નેનો સેનાપતિ રણમસ્તખાનજ હતો. રણમસ્ત ખાનનો આજનો પોષાક નીરાળોજ હતો અને લડાયક પોષાકમાં તે ઘણો સુંદર લાગતો હતો. તેને જોઇ રામરાજાના દીલમાં અભિમાન આવ્યું. રણમસ્તખાનની બન્ને પલટણો પાસે સઘળી જાતના મુસલમીન હથિયારો હતાં અને તુર્કી, સીદી, અરબ કાબુલી, પઠાણ વિગેરે જૂદી જૂદી જાતના સિપાઇઓ હતા. તેમના જૂદા જૂદા પોષાકો જોનારને આનંદ આપે તેવા હતા. અને તેમાં પણ પઠાણોના કદાવર શરીર, અરબોના ઉંચા અને પાતળા શરીરો તથા સીદીઓના ઠીંગણા અને કાળા શરીરો બહુ વિચિત્ર લાગતાં હતાં. આ બધા ફક્ત પૈસા માટેજ લડે છે અને તેના હૂકમમાં રહે છે તે રામરાજા જાણતો. તેમની તપાસ કરી તેણે રણમસ્તખાનને બેચાર બોલ કહ્યા અને રણમસ્તખાનને મ્હોડે સૈનિકોને બેચાર શબ્દો કહેવડાવી તેમને શાબાશી આપી રણમસ્તખાનને પોતાની સાથે લઇને પુનઃ શીબીરમાં આવી પહોંચ્યો.

આખા સૈન્યની તપાસ કરી રામરાજા બમણા ઉત્સાહથી પાછો ફર્યો. શત્રુ હવે ચાલ કરી આવે તો કઇ પલટણે ક્યાં ઉભા રહેવું, અને ક્યારે કેમ કરવું તે માટે યથા સ્થિત હૂકમો કરી તે પોતાના શિબિરમાં આવી પહોંચ્યો. ઘણી ખરી ટૂકડીઓના સરદારો તેને શિબિર સુધી મુકવા આવ્યા હતા. તે બધાને શાબાશીના, ઉત્સાહ

વર્ધક થોડાક શબ્દો કહી એમ પણ કહ્યું કે હવે શત્રુ ધસી આવે કે તેને પાછળ મારી મારીને છેક વિજાપુર સુધી પહોંચાડી વિજાપુર સર કરવાની હામ મનમાં રાખી લડજો. વિજાપુર કબજે કર્યા પછી તે શહેર પાંચ છ દિવસ સુધી ગમે તેમ લૂંટવાની તમને રજા આપવામાં આવશે એમ કહેવાને રામરાજા અચકયો નહિ. એ લૂંટમાં જેને જે મળે તે તેનીજ પાસે રહેવા દેવામાં આવશે એમ બધા સૈનિકોને કહી દેવાની તેણે સર્વ સરદારોને આજ્ઞા કરી.

તેણે જે તપાસ કરી તેમાં તેને કયાંય પણ અસંતોષ જનક ચિન્હ જણાયું નહિ. તેથી લડાઈમાં જય મળશેજ તે વિષે તેને જરા પણ શંકા હવે રહી નહિ. તપાસ કરી લીધા પછી તેણે પોતાના જાસુસોને બોલાવી શત્રુની હીલચાલની ખબર લઇ આવવાની આજ્ઞા કરી.

આવી રીતે આખા લશ્કરની વ્યવસ્થિત તૈયારી કરી તે શત્રુના આગમનની ઉત્સુકતાથી રાહ જોવા લાગ્યો. પોતાના બન્ને ભાઇઓ દૂર ગયા છે તો પણ શત્રુ સાથે સામનો કરવામાં બીલકુલ હરકત નથી એવી તેના મનની પાકી ખાત્રી હતી. એટલુંજ નહિ પણ શત્રુ તેનાપર હલ્લો કરે તે પહેલાંજ તેનાપર હૂમલો કરવાનું તેના મનમાં આવ્યું.

હવે તો અરધી અરધીને પાપા ઘડીએ શત્રુઓ તરફની ખબરો જાસુસો લાવવા લાગ્યા. કેટલાક જાસુસો શત્રુ કયાં સુધી આવ્યો, તેણે રસ્તામાં શું કર્યું, તેની હકીકત કહેતા હતા. એક જાસુસ દૂરથી આવી રામરાજા સમક્ષ ઉભો રહ્યો તેને "કેમ શી ખબર ?" એમ રામરાજાએ પૂછતાં તે જાસુસ બોલ્યોઃ

"મહારાજ ! શત્રુએ અહિંથી બીજી બાજુએ કુચ કરી એમ કહેવાતું હતું અને તે પ્રમાણે એક બે દિવસના અંતરપર તેઓ

ગયા હતા શુદ્ધાં: પણ તેમાં તેમનો દગો હોવો જોઇએ; કારણ કે સુમારે અઢી દિવસના રસ્તાપરથી તેઓ હવે ઘણા ઝપાટાથી આ બાજુ પાછા આવે છે. અને તેમના આવિર્ભાવ પરથી આ બાજુએ જોરથી હલ્લો કરવાનો તેમનો વિચાર હોય એમ જણાય છે. આપણને ફક્ત બહારના દેખાવથી ફસાવીને અહિંની ડાબી જમણી બાજુની આપણી સેના અહિંથી દૂર કરવાનું કામ તેમણે એમ કરીને કરી લીધું અને હવે આપને અહિં એકલા જોઇને તેઓ બધા અહિં સામટો હુમલો લાવવા માગે છે એમ મને લાગે છે."

જાંસુસે આ વાત કહેતાં રામરાજા ક્ષણ માત્ર ચમકયો પરંતુ તેટલામાં રણમસ્તખાન જે ત્યાં હાજર હતો તે બોલી ઉઠયો:

"અરે! આવવા દો. તેની આપણે શું દરકાર કરીએ છીએ? પણ તેમનો અંતરસ્થ હેતુ તું શીરીતે જાણી શકયો? તે બાજુએ માર ખાઇને તેઓ નાસી આવતા ન હોય એમ તું શાપરથી કહી શકે છે?"

રણ મસ્તખાનના આ બોલોથી રામરાજાને એકદમ વિશેષ સ્ફુરણ ચઢયું તરતજ તેણે રણમસ્તખાનની પીઠ થાબડી બીજા માણસોને કહ્યું:

"બરાબર છે. આપણી સેનાના ત્રણ વિભાગનું કામ આપણા એકલાપર આવી પડયું તો તેમાં શું ખોટું થયું? બધા શત્રુઓ આપણી સામે આપણે હાથે મોતને શરણે થવા આવ્યા એથી બીજું શું જોઇએ? હવે તમારામાં કેટલું પરાક્રમ છે તે બતાવો. આજસુધીમાં કૃષ્ણા નદિની પેલીપાર આપણે વધુ ગયા નથી. પણ હવે વિજય મળશે તો એ બધો રસ્તો ખુલ્લો થઇ જશે. પછી મુસલમાનોને ભરત ભૂમિમાં હું એક પળ પણ રહેવા દેવાનો નથી."

રામરાજાને પોતાના શૌર્ય તથા પોતાના લશ્કરના બળનું ઘણુંજ અભિમાન હતું. અત્યાર સુધી બાહામની રાજ્યોમાંના એક એક સાથે લડાઇ કરી તેણે તથા તેના પૂર્વજોએ પોતાના રાજ્યને સુરક્ષિત રાખ્યું હતું. એટલુંજ નહિ પણ તેના વિસ્તાર તથા મહત્તા પણ વધાર્યા હતાં. તેણે પોતાનો દમામ બધા પર બેસાડયો હતો. તે સર્વ રાજ્યો એક થઇ હવે પોતાના પર ધસી આવ્યા છે તો હવે સાવધાનીથી તેમની સામે થવું જોઇએ એવું તેના મનમાં આવ્યું નહિ. હું તેને મગતરાના પેઠે ચોળી નાખીશ એવીજ તેના મનની કલ્પના હતી. તેથી તેના ડાબા જમણા હાથ જેવા તિરૂમલરાય અને વ્યંકટાદ્રિ તેની પાસે નહિ હોવા છતાં પણ તે શત્રુ સેનાના પ્રચંડ દળની ખબર લઇ નાખશે એમ તેને લાગતું હતું. એક ક્ષણ એમ લાગતું તો બીજીજ ક્ષણે શત્રુની ચળવળ શી છે તે તેમને કાને નાખી તેમને પણ પોતાની કુમકે પાછા બોલાવવાનું તેના મનમાં આવ્યું અને તેણે એક બે જાસુસોને મોકલવાનો વિચાર કર્યો. રણમસ્તખાન નજીકજ ઉભો હતો તેને તેણે કહ્યું.

" તારા બે ચપળ ઘોડે સ્વારોને તેમની પાસે મોકલી તેમને પાછા આવવાની ખબર આપ. વખતસર આવી પહોંચે તો શત્રુને તરત પૂરા કરી નાંખશું. ત્રણે બાજુથી માર માર કરશું. મારી એવી માન્યતા છે કે એ લોકો એમને એમજ પાછા આવતા નથી. માર ખાઇનેજ પાછા આવે છે અથવા ત્યાં જવાથી ત્યાં આપણું સૈન્ય જોઇ પોતાની આશા પાર નહિ પડવાથી પાછા આવે છે. ગમે તેમ હો. પણ હવે આપણે તેમની ખબર લઈ નાખીશું. આવવા દે આગળ! કેટલાક આગળ આવે છે તે જોઉં તો ખરો! " એમ કહી રામરાજા અત્યંત સાવધ થઇ બેઠો.

રણમસ્તખાને તાબડતોબ " હા " કહી બહાર જઇ બે સવારને

રૂતરૂમલ્લરાય તથા વ્યકંટાદ્રિને પાછા બોલાવવા માટે મોકલવાનો ખોટો દેખાવ કર્યો.

આ બાજુ શત્રુએ ખરેખરજ રામરાજાની નજર ચુકવી. તેને ભૂલાવવા માટે અને પોતાનો હેતુ સાધવા માટે તેની સામેથી બીજી બાજુએ જવાનો દેખાવ કર્યો હતો. તેમનો આંતરિક હેતુ એ હતો કે મુખ્ય સ્થળે હિંદુઓનું જે આખું સૈન્ય આવી ઉભું છે તેને ફોડીને પ્રત્યેક ઠેકાણે તેમની શકિત ઓછી કરવી. બીજી બાજુએ શત્રુ દાખલ થવાનો પ્રયત્ન કરવા માટે ગયો છે એમ બતાવી મુખ્ય ઉતારા આ. ગળનું લશ્કર ઓછું કરાવવાનો તેઓનો હેતુ હતો. તિરૂમલ્લરાય અને વ્યકંટાદ્રિને રામરાજાથી દુર લઈ જઈ એકલા રામ રાજાપર એક- દમ જોરથી હલ્લો કરી તેને હરાવી ત્યાંથી તેના મુલકમાં દાખલ થઇ જવાના ઇરાદાથી તેમણે બીજી બાજુએ મોરચો ફેરવવાનો દેખાવ કર્યો હતો. આ દેખાવ તેમણે લગભગ ત્રણ દિવસ જેટલા રસ્તા સુધી પાછા ફરીને કર્યો અને પોતાની ધારણા પ્રમાણે શત્રુની બે ટુકડી મુખ્ય સ્થળેથી તે દિશાએ જવાને ઉપડી છે એવી ખબર મળતાંજ તેઓ એકદમ પાછા ફરી જોરથી કુચ કરી મુખ્ય સ્થળ તરફ આવી પહોંચ્યા અને એ બીનાની જરાપણ ખબર વ્યકંટાદ્રિ તથા તિરૂ- મલ્લરાયને થવા દીધી નહિ.



## પ્રકરણ ૨૮ મુ.

### લડાઇનો પ્રસંગ

પાછલા પ્રકરણમાં કહેલા પ્રમાણે રામરાજા તદ્દન તૈયાર થઇને બેઠો હતો. તેને શત્રુની હીલચાલની જરા જેટલી પણ દરકાર રાખવાની જરૂર જણાતી ન્હોતી. ભય તો બીલકુલ લાગતોજ નહિ. હમણાંજ તે પોતાનું પ્રચંડ લશ્કર જોઇને આવેલો હોવાથી પોતાના બળનું તેના દીલમાં અભિમાન આવ્યું હતું. વળી વ્યકંટાદ્રિ અને તિરૂમલ્લરાયને પાછા બોલાવવા માટે જાસુસો ગયા છેજ એવી તેની માન્યતા હતા. તેથી પોતે શત્રુનો સામનો કરશે એટલામાં બન્ને ભાઇઓના લશ્કરો આવી પહોંચતાં ત્રણે બાજુથી દુશ્મનને માર મારી તેનો સંપૂર્ણ નાશ કરવાની મઝા પડશે એમ તેને લાગતું હતું. એટલામાં શત્રુનું લશ્કર તેના પડાવથી શુમારે દશમાઇલ પર આવીને અટકવાની ખબર આવી. હવે જાસુસો તરફથી જે ખબરો તેને મળવા લાગી તે પરથી તેને એમ લાગવા માંડયું કે વ્યકંટાદ્રિ અને તિરૂમલ્લરાયને હાથે માર ખાઇને દુશ્મન પાછો ફર્યો હતો એવી તેણે જે કલ્પના કરી હતી તે ખરી ન્હોતી. શત્રુ કાંઇપણ બાજી રમીને પાછો આવ્યો છે. હવે સ્વસ્થ બેસી રહેવામાં સાર નથી. હવે તો પોતેજ કુચ કરી સામા જવું જોઇએ. રામરાજાનું લશ્કર આ વેળાએ મુદગળના એક કિલ્લામાં અને તાલિકટ તરફના એક પ્રાંતમાં પડાવ નાખી

પડ્યું હતું. શત્રુ આ બાજુ પોતાના પર ધસ્યો આવે છે. પણ પોતાના ભાઈઓનું તો નામ નીશાન જણાતું નથી એટલે તેઓ રસ્તો ચુકી ગમે ત્યાં આગળ ચાલ્યા ગયા અને શત્રુ વચમાંથીજ પાછો ફરી ઉંડા પડેલા ઉતારમાંથી ઉપર આવ્યો એવી તેની ખાત્રી થઈ ગઈ તથાપિ તેણે ધૈર્ય છોડયું નહિ પોતાનું સૈન્ય પાંચે રાજાઓના સામટા લશ્કરનો જવાબ આપવાને સમર્થ છે એવી તેના મનની પાકી ખાત્રી હતી. તેણે તરતજ પોતાના લશ્કરને આગળ ધસવાનો હુકમ છોડયો.

તેના સલાહકારોએ તેને કહ્યું:

"વ્યકંટાદ્રિ અને તિરૂમલ્લરાય હજુ આવ્યા નથી. તેમને આપનો સંદેશ પહોંચે અને તેઓ આવી પહોંચે પછી આગળ કુચ કરીશું અથવા શત્રુનો હુમલો આવ્યા પછી યુદ્ધ શરૂ કરવું હમણાં આપણને મુદ્‌ગળના કિલ્લાનો આશરો છે. તે આશ્રય છોડી આગળ જવાનું સાહસ કરવું યોગ્ય નથી."

પણ રામરાજાને આ સમયે આ સલાહ રૂચિ નહિ. પોતે કરે છે તેજ બરાબર છે. પોતે આગળ નહિ ધસશે તો તે બ્હીકણ કહેવાશે. બ્હીવાનું કાંઇ કારણ નહિ હોવા છતાં શા માટે નકામા બાયલા ગણાવુ જોઇએ.? આગળ કુચ કરી જ્યાં શત્રુનો ભેટો થશે ત્યાંજ તેને સીધો કરી નાખી પાછો હડાવી વિજાપુર તરફ ધકેલી લઇ જઇશ અને તેની પાછળ પાછળ જઇ વિજાપુરમાં દાખલ થઇશ. એમ નહિ થાય તો આ બધી મહેનતનું ફળ શું? એવું અભિમાની ભાષણ કરી તેણે સર્વ સેનાપતિઓને પડાવ ઉંચકી આગળ કુચ કરવાનો હુકમ કર્યો. તેના આ કાર્યમાં રણમસ્તખાને તેને ખુબ ચઢાવ્યો. રણમસ્તખાન રામ રાજાના કાર્યને સારૂં ગણતો હતો અને બીજાઓ તેને અયોગ્ય સાહસ કહેતા હતા તેથી તેણે રણમસ્તખાનને શાબાશી આપી તેની બહાદુરીના વખાણ કર્યાં અને બીજાઓની મશ્કરી કરી.

આ કાર્યથી સર્વ સેનાપતિઓના મન ખાટાં થયાં. તેમને ખરેખર એજ ઇષ્ટ લાગતું હતું કે મદદ આવી પહોંચે ત્યાંસુધી મુદગળની સુરક્ષિત જગ્યા છોડવી નહિ. પાછળ મુદગળના કિલ્લાનો બચાવ હોવાથી ખૂણામાંથી શત્રુપર હુમલો કરવામાં તથા બચાવ કરવામાં સરળતા થશે. શત્રુ આગળ ધસી શકશે નહિ. અને જો લશ્કરને આગળ લઇ જઇશું તો ત્યાં શત્રુનું જોર વધી જશે અને તેઓ તેમને ચારે બાજુએ ઘેરી લેશે તો પોતાનું કાંઈ ચાલશે નહિ એવી અનુભવી સેનાનીઓની માન્યતા હતી. તેમનું રામરાજાની હઠ આગળ કાંઇ ચાલ્યું નહિ. તેણે પડાવ ઉંચકયો. તે પોતે એકલો આગળ જશે એવી ધમકી આપી તે આગળ થયો એટલે આખું લશ્કર કુચ કરવા તૈયાર થયું. આ બાજુથી રામરાજાનું લશ્કર અને સામી બાજુથી મુસલમાનોનું સૈન્ય એકમેક પર હલ્લો કરવા માટે કુચ કરી જતું હતું.

રામરાજાનું લશ્કર બાયાપુરમાં આવ્યું અને મુસલમાનોનું સૈન્ય પણ સામેથી આવ્યું. બન્ને બાજુએ બે પ્રચંડ હાથી એકમેકપર તૂટી પડવા માટે જોસથી એકમેકના ગંડ સ્થળો એકમેક સાથે પછાડે તેમ બન્ને સેનાઓ એક મેકપર તૂટી પડી. અને ઘોર સંગ્રામ શરૂ થયો. કમનસીબે આ લડાઇનું જે વર્ણન મળી આવે છે તે ફક્ત એક પક્ષી એટલે મુસલમીન પક્ષ તરફથી મળેલું છે. ફેરીસ્તાએ પોતાના ઇતિહાસમાં જૂદે જૂદે સ્થળે રામરાજાના સૈન્યની જૂદી જૂદી સંખ્યા આપેલી છે. એક ઠેકાણે તે કહે છે કે, રામરાજાના લશ્કરમાં ૯,૦૦,૦૦૦ પાયદળ, ૪૫,૦૦૦ ઘોડેસ્વાર અને ૨૦૦૦ હાથી સિવાય ૧૫૦૦૦ નું બીજું લશ્કર હતું. તેણે આપેલી આ સંખ્યા બરાબર હોય એમ કહી શકાતું નથી. પરંતુ એકંદરે રામરાજાનું સૈન્ય અતિ પ્રચંડ હતું તે વિષે તો કાંઇ શક છેજ નહિ.

તેજ પ્રમાણે મુસલમાન પાદશાહનું એકત્ર લશ્કર પણ ઘણું પ્રચંડ હોવું જોઇએ તે પણ નિઃસંશય છે

ઉપર કહેવા પ્રમાણે બાયાપુર આગળ બન્ને લશ્કર વચ્ચે યુદ્ધની શરૂઆત થઇ. મુસલમાનોનું સૈન્ય ત્રણ ભાગમાં વહેંચાયલું હતું. હિંદુ સૈન્યની ડાબી પાંખપર હુમલો કરનાર અલિ આદિલ-શાહનું સૈન્ય હતું. હુસેન નિજામ શાહે વચમાંનું કેન્દ્ર સ્થાન પકડયું હતું અને અલિ બરીદ તથા ઇબ્રાહીમ કુતુબે પોત પોતાના સૈન્યો હિંદુઓની જમણી પાંખપર રાખ્યાં હતાં. ત્રણેએ પોતાના તોપ-ખાનાં બરાબર મધ્યમાં રાખી તેની આગળ પોતાના સઘળા તિરંદા-જોને ઉભા રાખ્યા હતાં. પ્રત્યેક પથકે પોતાના બારા ઇમામની ધ્વજા આગળ ધરી હતી. નિજામશાહનું તોપખાનુ ઘણું સારૂં હતું. તેમાં નાની મોટી મળી ૬૦૦ તોપો હતી. તે ત્રણે બાજુએ વહેંચી નાખવામાં આવી હતી. ડાબા, જમણા અને મધ્ય ભાગમાં તેને ગોઠવી દેવામાં આવી હતી. વળી મોટી તોપો આગળ અને નાની તોપો પાછળ ગોઠવવામાં આવી હતી. તોપોની આવી વ્યવસ્થા શત્રુની જાણમાં ન આવે તે માટે તિરંદાજોની બે હજાર માણસોની ટુકડી એવી રીતે આગળ ગોઠવી હતી કે તેમની પાછળ શું થાય છે તેની શત્રુને ખબર પડે નહિ. સામેથી શત્રુનો મારો આવતાંજ તિરંદાજોએ સપાટાબંધ તીરો છોડવા માંડયા. પોતાના તિરંદાજોને હિંદુઓ દાદ આપશે એમ મુસલમાન પાદશાહોને લાગ્યું નહિ. શત્રુ પોતાના પર ધસ્યો આવે અને પોતે અણીને વખતે દૂર જઇ પોતાની પાછળ છૂપાવેલી તોપોના મારાથી શત્રુનો ઘાણ કાઢી નાખવો એવી તક મેળવવાની આશાથી તિરંદાજોએ તીરોનો મારો ચલાવ્યો હતો તેમનો તે હેતુ ઘણી સહેલાઇથી સફળ થયો. પોતાના સપાટા આગળ આ તિરંદાજોનું શું વળવાનું છે ? તેમનો કચ્ચર

ઘાણુ વાળી નાખીશ એવી ખાત્રી રાખી રામરાજા પોતાના સૈન્ય સહ તેમનાપર તૂટી પડયો શત્રુએ જે યુક્તિ કરી હતી તે પાર પડી. શત્રુ પોતાનો પડાવ છોડી આગળ આવ્યો. હવે પોતાના તિરંદાજો દૂર થઇ જાય તો હરકત નથી, એવું જોઇ તેમને મુસલમાનોએ તેવો હુકમ કર્યો અને તેઓ જાણે હાર્યા હોય તેવો દેખાવ કરી ખસવા લાગ્યા. તેઓ નાસે છે એવું જોતાંજ રામરાજાના લશ્કરને ખૂબ હિમ્મત આવી. તેમનામાં નવું સ્ફુરણુ આવ્યું અને તેમણે અતિ જોરથી આક્રમણો કરવા માંડયા. પણ તેમના તે હલ્લાનું પરિણામ એ આવ્યું કે શૂરવીર યોદ્ધાઓ તોપના પ્રચંડ મારામાં સપડાઇ ગયા. રામરાજાનું સૈન્ય બ્હીધું નહિ. રામરાજાનું તોપખાનું પાછળ હતું. તે તેણે આગળ લાવી શત્રુપર તરત તોપનો મારો શરૂ કર્યો. બન્ને દળોએ એક મેકનો ભયંકર સંહાર કરવા માંડયો. એટલામાં રામરાજાના બન્ને ભાઇઓ તેમને શત્રુની યુક્તિની ખબર બીજા જાસુસ દ્વારા મળવાથી આવી પહોંચ્યા. અને તેમણે બન્ને બાજુથી શત્રુની ડાબી જમણી પાંખપર જબરજસ્ત હુમલા કર્યા. વચ્ચમાં રામરાજા હાથીપર બેસી પોતાના સૈન્યને ઉત્સાહિત કરતો હતો. તેના અપાર ધૈર્યનો આ વેળાએ તેણે સમ્પૂર્ણ ઉપયોગ કર્યો. તેના સૈનિકોને અત્યંત શૂર ચઢયું. શત્રુની તોપો ચૂપ થઇ. તેની બન્ને બાજુએ તેના તથા તેના શત્રુના લશ્કર વચ્ચે હાથો હાથની ભયંકર લડાઇ થતી હતી. હવે પોતાને જરૂર વિજય મળશે એવી રામરાજાને ખાત્રી લાગવા માંડી. એટલામાં તેનો હાથી જખમી થવાથી તે તરત નીચે બેસી ગયો. પણ રામરાજા હિમ્મત હાર્યો નહિ. તે તરત અંબાડીમાંથી નીચે ઉતર્યો અને પોતાને માટે સિંહાસન લાવવાનો હુકમ કર્યો. શત્રુના તોપખાનામાં હવે કાંઇ દમ રહ્યો નથી એવું તેના મનને ખાત્રી પૂર્વક લાગ્યું હતુ. તેણે હાથીપરની અંબાડી નીચે ઉતરાવી સિંહાસનની બાજુમાં મુકાવી. પોતાના લશ્કરીઓને

ઉત્સાહીત કરવા માટે તેણે લાખો રૂપિયાનું જવાહીર અંબાડીમાં ભરી લીધું હતું. જે આજના ભયંકર પ્રસંગે વિજય મેળવશે તેને ગમે તેવી મોટી બક્ષીસો આપવામાં આવશે એમ તેણે જાહેર કરી દીધું હતું. અને તેથી તેના સૈનિકો જીવપર આવીને લડતા પણ હતા. એટલામાં શત્રુના કેટલાક હુશિયાર ગોલંદાજોએ ચાલાકીથી તાંબાના પૈસા તોપમાં ભરી તોપ ફોડવી શરૂ કરી. તેનુ પરિણામ એ થયુ કે રામરાજાના માણસો અચાનક જખમી થવા લાગ્યા. રામરાજાની પાસેના માણસોએ રામરાજાને પુનઃ ઘોડાપર આરૂઢ થઈ પાછા જવાની સૂચના કરી. પણ રામરાજાએ ઘણીવાર સુધી તે સૂચના ગણકારી નહિ. પોતે જો પાછા જશે તો આ સમયે તેના માણસો નિરાશ થઇ નાસી જશે, એવી તેને ભીતિ લાગતી હતી. હવે તેણે મરવા સુધી શત્રુને પીઠ નહિ બતાવવાનો નિશ્ચય કર્યો. પણ તેનો નિશ્ચય વધુવાર ટકયો નહિ. શત્રુએ તાંબાના પૈસા તોપમાં ભરીને તોપો ફોડવાની શરૂઆત કરવાથી હિંદુ લશ્કર થોડુંક પાછા હઠયું. તેમનો હલ્લો સામો આવતાં હિંદુઓ વધુ હઠવા લાગ્યા. એટલામાં નિજામ શાહના સૈન્યને એવી ખબર મળી કે રામરાજાનો હાથી ભયંકર જખમી થઇ પડવાથી તે સૈન્યના મધ્ય ભાગમાં અંબાડી ઉતારી બેઠો છે. આ તક સુંદર છે એમ લાગવાથી નિજામ શાહે એકદમ પોતાના લશ્કરમાં એમ જાહેર કરાવ્યું કે ગમે તેમ કરી જે કોઇ રામરાજાને જીવતો પકડી લાવે અથવા તેનું ડોકું કાપી લાવે તો તેને મોટી જાગીર ઇનામમાં આપવામાં આવશે અને જે આ કામમાં સહાય કરી મરદાનગી બતાવશે તેને પણ ઉદારતાથી નવા જવામાં આવશે. આવું જાહેર કર્યા પછી તથા રામરાજા પોતાના સૈન્યમાં અંબાડી ઉતારીને બેઠા છે એવી ખબર મળવા પછી બીજું શું જોઇએ ?

પ્રકરણ ૨૮ મું.

મુસલમાનોમાં અગર હિંદુમાં—ગમે તે લશ્કરમાં સેનાપતિ પડયો એટલે બાકીના લશ્કરના પાણી મરી જાય છે. તેઓ ગમે ત્યાં નાસવા માંડે છે—દશે દિશાએ સિપાઇઓ ભાગવા માંડે છે. તેમ ન થાય તે માટે પાછળ રહેલા ગમે તેવો પ્રયત્ન કરે તો પણ તેમાં સફળતા મળતી નથી. એ બાના ધ્યાનમાં રાખી નિઝામ શાહે તરત એવો વિચાર કર્યો કે રામરાજા પોતાના સપાટામાં સપડાઈ જાય તો સપડાવી લેવા. તેને જે વળા આ વિચાર આવ્યો તેજ વેગા તે જે હાથી પર બેઠો હતો તે વીફર્યો અને જોસથી નાસવા લાગ્યો. તે એટલે સુધી કે રામરાજા જ્યાં અંબાડી નાખી બેઠો હતો તે તરફજ તે ધસવા લાગ્યો. હિંદુના સૈન્યમાં નિઝામશાહનો હાથી દાખલ થયો તથા તેમાં નિઝામશાહ છે તે જોતાંજ તેને નીચે પાડવાનો કેટલાએ વિચાર કર્યો અને તેમજ તેના હાથીપર હુમલો કર્યો. પણ તેથી હાથી વધુ વીફર્યો અને દુદૈવે રામરાજા જ્યાં બેઠો હતો તેની ઘણે નજીક જઇ પહોંચ્યો.

હાથી નજીક આવતાંજ રામરાજાના માણસોએ તેને એકદમ ઉંચકી લઇ પાલખીમાં બેસાડયો અને ઝડપથી પાલખી પાછળ લઇ જવામાં આવી હાથી તેની પાછળ દોડતોજ હતો.



# પ્રકરણ ૨૯ મુ.

## રામરાજાનો અંત.

હાથી પોતાના માલીકની પાલખી તરફ ધસ્યો જાય છે એવું જોઇ રામરાજાના માણસોએ તેને પાલખીમાથી ઉતારી તેને એક રથમાં બેસાડી રથને પાછલી બાજુ તરફ જોરથી હાંકવા માંડયો. રામરાજા પાછા હઠે છે એવું જોતાંજ તેના સૈનિકોમાં ગભરાટ ફેલાયો અને તેઓ પણ પાછા હઠવા માંડયા. તેનું આખું લશ્કર પાછું ફરયું અને શત્રુને હઠી જતો જોઈ મુસલમાની લશ્કરે તેમના પર હલ્લો કરવાનો આરંભ કરી દીધો. એકાએક આમ કેમ બન્યું તેની બધાને અજાયબી લાગવા લાગી પણ આશ્ચર્યને બાજુએ કાઢી નાખવા સિવાય કોઇને બીજું કશુ સુઝયું નહિ. સુમારે કલાક દોઢ કલાક સુધી રામરાજાનું લશ્કર પાછળ હઠયું એવામાં એક નવી આફત આવી. પાછળથી પણ કોઇ હુમલો લાવે છે એવા ખબર પડતાં લશ્કર બન્ને બાજુથી ઘેરાઇ ગયેલું જણાયું. આ ઘોટાળો શાથી થયો તે કોઇના ધ્યાનમાં આવ્યું નહિ ખરી વાત એ હતી કે રણમસ્તખાનના તાબા નીચે જે અરબ અને પઠાણ લશ્કર હતું તેણે રામરાજાના લશ્કર પરજ પાછળથી હલ્લા કરવાનું શરૂ કરી દીધુ હતું. એક બાજુથી તેમનીજ અરબ પઠાણ ટુકડીઓનો અને બીજી બાજુથી શત્રુના સૈન્યનો મારો શરૂ થયો. પછી બાકી શુ રહ્યું ! રામરાજાનું લશ્કર દશે દિશાએ જ્યાં ફાવ્યું

ત્યાં નાસવા લાગ્યું. પહેલવહેલા તો શત્રુનું લશ્કર પાછળ આવ્યું ક્યાંથી તેજ તે સમજયો નહિ. પોતાનાજ લશ્કરમાંના માણસો વિશ્વાસ ઘાતક થઇ પોતાના ૫૨ હુમલો કરતો હશે એવું સ્વપ્ન પણ રામ રાજાના માણસોને—ખાસ કરી રામરાજાને ન્હોતું. પણ રણમસ્તખાને આજ સુધીમાં જે જાળ પાથરી હતી તેનો આજે તેણે બરાબર ઉપયોગ કર્યો. પ્રથમથીજ તેણે એવી કપટ રચના કરી રાખી હતી કે વખત આવવે મુસલમાન સૈન્ય આગળથી રામરાજાના સૈન્ય પર હલ્લા કરવા માંડે ત્યારે પોતાના તાબા નીચેના માણસો સાથે પાછળથી હિંદુ સૈન્યપર તૂટી પડવું અને રામરાજાના સૈન્યને હતાશ કરી તેમની ભયંકર કતલ ચલાવવી એવી સંધિ મળતાં વારજ તેણે તેનો સારી રીતે ઉપયોગ કરી લીધો. તેના તાબામાં કેટલીક તોપો અને બંદુકો હતી તેનો પણ તેણે લાભ લીધો; અને રામરાજાના સૈન્યને ચુંથી નાખવા માંડયું આવી રીતે બન્ને બાજુએ ભડકા થયા અને વચમાં હિંદુ સૈન્ય સપડાઇ જવાથી ત્રાહિ ત્રાહિ પોકારે તેમાં નવાઇ જેવું શું છે? હજારો ઘોડા હાથીઓ અને માણસોની કતલ થઇ ગઇ અને કાંઇપણ કારણ ન હોવા છતાં એક આકસ્મિક કારણને લીધે રામ રાજાને પાછા હટવું પડયું. એજ કારણને લીધે પાછળ હઠતા સૈન્યને વચમાંને વચમાં અટકાવવાનું કામ ફીતુરી લશ્કરે કર્યું. એક આકસ્મિક બનાવ અને ભયંકર વિશ્વાસ ઘાતકતા-એ બેજ કારણોને લીધે આવા મોટા પ્રચંડ લશ્કરનું સત્યાનાશ વળી ગયું.

હિંદુ લશ્કર આગલી બાજુએ લડી પણ શકયું નહિ અને પાછળ પણ હટી શકયું નહિ. સુડી વચ્ચેના સોપારી જેવી તેની હાલત થઇ. મુસલમાનોએ આગળથી અને ફીતુરીઓએ પાછળથી હલ્લા કરી ભયંકર કતલ કરવા માંડી જ્યાં ત્યાં મુરદાનાં ઢગલા થઈ ગયા. આવી અણીને વખતે પોતાના માલીકને બચાવવાનો નિશ્ચય કરી

કેટલાક વફાદાર અને શુરવીર સૈનિકો રામરાજાની આસપાસ ઘેરો ઘાલી ઉભા અને રથને મુદગળ તરફ વાળ્યો. સુમારે ત્રણસોથી ચારસો માણસો રામરાજાના રક્ષણ માટે પોતાના પ્રાણની કુરબાની કરવાને આ પ્રસગે બહાર પડયા હતા.

પણ જે લલાટમાં લખાયું હોય તેજ થાય છે. તે પ્રમાણે રણમસ્તખાનની નજર રામરાજાને રથમાં બેસાડી મુદગળ તરફ લઇ જનારા માણસો તરફ ગઇ. જો આ તકનો લોભ લેવાશે તોજ આજ સુધીના તેના પ્રપંચનો મૂળ હેતુ પાર પડશે એવો વિચાર કરી તેણે તેઓની પૂઠ પકડી. આગળ રામરાજાનો રથ અને તેના મરણીયા સંરક્ષકો અને પાછળ રણમસ્તખાન અને તેના દોઢસો સૈનિકો ! આ સૈનિકો હથિયાર બંધ હતા. તેમણે રામરાજાના માણસો પર જોસથી હલ્લા કરવા માંડયા. રામરાજાને મુદગળના કિલ્લામાં સુરક્ષિત પહોંચાડવા માટે તૈયાર થયલા બહાદુરો પણ સ્વામી માટે પ્રાણની પરવા કરતા ન્હોતા. તેમણે પોતાની પૂઠ પકડનારને ફાવવા ન દેવાનો નિશ્ચય કર્યો. પોતાનામાંથી એક પણ માણસ જીવંત રહે ત્યાં સુધી રામરાજાનો વાંકો વાળ પણ ન થવા દેવાનો તેમણે ઠરાવ કર્યો હતો અને તે નિશ્ચય અનુસાર પાછળના માણસોને જેમ બને તેમ દૂર રાખવાના ઇરાદાથી તેઓ ચાલાકીથી કુચ કરતા હતા. તેમના સેનાપતિઓએ એવો નિશ્ચય કર્યો હતો કે જો પાછળના શત્રુઓ પોતાની છેક નજીક આવી પહોંચે તો પોતાના માણસોમાંથી સો દોઢસો માણસોએ શત્રુ સામે ટક્કર ઝીલવી અને બાકીનાઓને રથ લઇ આગળ ચાલી જવાની સંધી કરી આપવી. તેઓ શત્રુ નજીક ન આવી પહોંચે તે માટે જેટલા ઉપાય લેવાય તેટલા લેતા લેતા આગળ જતા હોવાથી ઘણીવાર સુધી રણમસ્તખાનનું લશ્કર તેમનો સામનો કરી શક્યું નહિ પણ રણમસ્તખાને પણ એવી પ્રતિજ્ઞા લીધી હતી કે તેમને

તુંગભદ્રાનો નજીક જવા દેવા પહેલા પકડી પાડી મુદગળના કિલ્લાની ખાઇની આ બાજુ ગમે ત્યાં ફસાવી તેમને ફના કરી નાખી રામ રાજાનું મસ્તક ધડપરથી ઉડાવી દેવું આવી ઘોર પ્રતિજ્ઞા તેણે લીધેલી હોવાથી તે પણ જીવપર આવી પોતાના શત્રુની પાછળ પડયો હતો. રણુમસ્તખાનના સૈનીકોએ રામરાજાના સૈનિકોને પકડી પાડયા અને રામરાજાના સિપાઇઓમાંના સો દોઢસોએ શત્રુને અટકાવવાનો તથા બાકીનાઓએ હવે મુદગળના કિલ્લાના રસ્તા તરફ ન જતાં તુંગભદ્રાના નજીકના ઉતારામાંથી રથ લઇ જવો એવો નિશ્ચય કર્યો. હવે નિશ્ચય કરવાનો અને તે પ્રમાણે વર્ત્તવાનો અવકાશજ રહયો ન હતો. રામરાજાના સુમારે બસો સ્વામિનિષ્ટ માણુસો જીવપર આવી સામા થયા–તેમણે રણુમસ્તખાનથી પલટણુપર ભયંકર હુમલો કર્યો. બાકીના સો સવાસો માણુસોએ તુંગભદ્રાના નજીકના ઉતારા તરફ રથ ચલાવવા માંડયો. રણુમસ્તખાન તેમની એ યુક્તિ સમજી ગયો અને પોતાના માણુસો લડવા માટે રાખી બાકીનાને સાથે લઇ તે પણ અડગ છાતીએ આગળ ધરયો તરતજ તેણે રામરાજાના રથ સાથે જનારા માણુસો પર હલ્લો કર્યો. ભવિતવ્યતા રામરાજાને અનુકૂલ ન્હોતી. રણુમસ્તખાનના હલ્લામાં રામરાજાના રથનો એક અશ્વ માર્યો. રથ અટકી પડયો અને હાથો હાથની લડાઇનો વખત આવી પહોચ્યો. રામરાજાના માણુસો હતાશ થયા અને ચારે બાજુએ નાસી ગયા. હવે રથ લગભગ એકલો પડયો રણુમસ્તખાને વીસેક માણુસને લઇ રથને ઘેરો ઘાલ્યો. રામ રાજા પણ હતાશ થયો હતો છતાં તેણે પોતાનું શૌર્ય બતાવવામાં આ સમયે કમાલ કરી રણુમસ્તખાને તેનો એક હાથ જખમી કર્યો.

રામરાજા તેના સપાટામાં સપડાતા તેણે પહેલ વહેલો પ્રશ્ન પૂછયો:

"નૂરજહાન કયાં છે?"

રામરાજાએ જવાબ આપ્યો:

"બચ્ચા! તું મારી સાથે બેઇમાન થયો. તું મારે.....?"

રણુમસ્તખાન વચમાં બોલી ઉઠયો:

"મને બીજી ત્રીજી વાત નથી જોઇતી. નૂરજહાનને તેં ક્યાં રાખી છે તે બોલ–નહિ તો તારો શિરચ્છેદ કરી નાખીશ—"

"તું ? તું મારૂં માથું કાપી નાખશે ? અરે ! તું મારો—"

"હા. હા. હું કાપી નાખીશ. પણ પહેલાં નૂરજહાન ક્યાં છે તે બોલ—"

"નૂરજહાન ? નૂરજહાન કુંજવનમાં છે."

"કુંજવનમા ! વાહવાહ ! તે યોગ્ય ઠેકાણેજ છે. હવે તારૂં આ દુનિયામાં કાંઇ કામ નથી. તેને મેળવવા માટે તને આજ સજા કરવી ઉચિત છે–' એમ કહી રણમસ્તખાને એકદમ તેના મસ્તક-પરથી પાઘડી ઉરાડી મુકી અને તેની શિખા પકડી "આજસુધી મેં જે કપટ કર્યું હતું તે આટલા માટે" એટલા શબ્દો કાઢી રામરાજાનું ડોકું ધડથી જૂદું કરી નાખ્યું. રામરાજાના મુખમાંથી અંતમ પળે "અરે છોકરા ! તું મારો..." એવા કાંઇક અસ્પષ્ટ ઉચ્ચારો નીકળ્યા !

રણમસ્તખાને આ ભયંકર કૃત્ય કર્યું તે માટે તેના માણસોએ તેની વાહવા પુકારી. પણ રણમસ્તખાનને તેથી કંઇ અસર થઇ નાહ. તેણે એવો વિચાર કર્યો કે "આ માથું લઇને હું આમને આમજ કુંજવનમાં જઇશ અને નૂરજહાન સમક્ષ આ પાપીનું મસ્તક ધરીશ—"

તેને તુંગભદ્રાના ઉતારની બરાબર ખબર હતી અને તેની સાથેના માણસો તેના આજ્ઞાંકિત હતા. તેમને તેણે પોતાની સાથે આવવાનું કહ્યું.

અતિ સહેલો ઉતાર જોઇ તેઓએ નદિમાં ઘોડા ઉતાર્યા. રામરાજાના મસ્તકમાંથી લોહીની ધારા પડતી હતી. તુંગભદ્રાના પવિત્ર પાણીમાં તેનું રક્ત મળી જતું હતું. જોત જોતામાં રણમ-સ્તખાન કુંજવન પાસે આવી પહોંચ્યો. તેનો ઘોડો અતિશય થાકી ગયો હતો. નદિમાં તરવાથી તેને વધુ થાક લાગ્યો હતો. પણ રણમસ્તખાનને તેનું ભાનજ ન્હોતું. તે તો ક્યારે કુંજવનમાં જઇ નૂરજહાનને તેના દુશ્મનના મસ્તકની ભેટ કરૂં એવાજ વિચારમાં લીન થઇ ગયો હતો.

## પ્રકરણ ૩૦ મું.

### કુંજવનમાં.

ત્રીજા પહોરનો સમય હતો. સૂર્યાસ્ત થવાને હજુ કલાક દોઢ કલાકનો અવકાશ હતો કુંજવનમાં મેહેરજાન અને નૂરજહાન વચ્ચેનો અભાવ નષ્ટ થઇ ગયો હતો અને હમણાં ઉભય કુંજવનમાંની પુષ્કરિણિના તટપર બેસી સુખ દુ:ખની વાત કરતી હતી રણમસ્તખાને બાદશાહ સાથે બેવફાઇ કરી રામરાજાની નોકરી સ્વીકારી તે માટે બન્નેને ખેદ થતો હતો. આજે મેહેરજાનના મનમાં ગમે તે કારણસર એવી ઇચ્છા થઇ હતી કે પોતાની આત્મપ્રીતિ નૂરજહાનને કહેવી અને તે વાત કરવાનું અતિશય ઉત્તમ સ્થળ પુષ્કરિણિનો કિનારો હોવાથી તે તેને ત્યાં લઇ આવી હતી. શિતળ પવનની લહરીઓ પુષ્કરિણિના જળમાં તરંગ ઉડાવતી હતી. તેમાંની માછલીઓ જેના તાપને લીધે પોતે ઉંચું મ્હો કરી શકતી ન્હોતી તે સૂર્ય દેવ ગયા કે નહિ તે જાણવાને માટે પાણીપર આવતી જણાતી હતી. નાનાં મોટાં વૃક્ષ પણ પોતાને પ્રચંડ તાપથી સેકી નાખનાર સૂર્યને ચાલી જતો જોઇને જાણે આનંદથી ડોલતાં હોયની તેવાં લાગતાં હતાં. સંધ્યાકાળે ખીલતાં ફુલો હવે ખીલીને પોતાની સુવાસથી વાતાવરણને ભરી નાખવા લાગ્યાં હતાં. પણ એ સુંદર દેખાવ તરફ મેહેરજાન અને નૂરજહાનમાંથી કોઇનું પણ લક્ષ ન્હોતું. મેહે-

રૂજાન આત્મવીતિ ક્યાંથી કેમ શરૂ કરવી તેના વિચારમાં હતી અને નૂરજહાન શું કરવા નીકળી અને ક્યાં આવી પડી, એવો વિચાર કરી ખેદ પામતી હતી. લડાઇની તૈયારીની ખબર મળી ગઇ હતી અને લડાઇ શરૂ થઇ હશે અથવા થશે એમ તે ધારતી હતી. લડાઇની તૈયારી સંબંધીના જેટલી માહિતી તેને હતી તે તેણે મેહેરજાનને કહી દીધી હતી- પણ હવે એ લડાઇમાં મુસલમાનોને અથવા હિંદુને વિજય મળે તેથી ઉભયને ખાસ આનંદ થાય તેવું ન્હોતું. રણમસ્તખાન રામરાજાને જઈ મળ્યો, તેણે તેની નોકરી સ્વિકારી તે માટેના ખેદથી તેનું મન વ્યાકુળ થયું હતું. ભર દરબારમાં તેની ઇજ્જત પર હાથ નાખનાર પર વેર લેવાની જેણે પ્રતિજ્ઞા કરી હતી તે તેનોજ નોકર થાય એનો અર્થ શો? આ ગુંચવણું નૂરજહાન હજુ ઉકેલી શકી ન્હોતી. પોતાને લાભ થતો નથી, તેથી ખરેખરજ તેણે નિરાશ થઇને રામરાજાની નોકરી તો નથી લીધીને? એવો પ્રશ્ન તે વારંવાર પોતાના મનને પૂછતી હતી.

આ બાજુ મેહેરજાન પોતાના આખા જીવનનું પર્યાવલોચન કરવામાં ગુંથાયલી હતી. તે નુરજહાનને પોતાની કર્મકથા કહેવા માગતી હતી પણ તે ક્યાંથ, કેવા રૂપે, કેવી રીતે શરૂ કરવી તેજ તે સમજી શકતી ન્હોતી.

આવી મનઃ સ્થિતિમાં બન્ને ત્યાં બેસીને શૂન્ય દૃષ્ટિએ ત્યાંનાં દેખાવ તરફ જોઈ રહી હતી. એટલામાં નૂરજહાને મેહેરજાનને કહ્યું:

" આ સાહેબ! આપણે બન્ને આ સ્થળે ક્યાં સુધી રહીશું? અહિંથી છુટવાનો કાંઇ ઇલાજ નથી કે? પેલા કાળમુખાનું મન વાળીને છુટવાનું તો અશક્ય છે. પણ તેની નજર ચૂકવીને નાસી જવાની કાંઇ યુક્તિ તમને નથી સુઝતી?"

મેહેરજાન તે સાંભળી એકદમ જાગૃત થઇ હોય તેમ બોલીઃ

"છે. તેની નજર ચૂકવીને આપણો અહિંથી છુટકારો કરી લેવાનો ફક્ત એકજ રસ્તો છે. તેણે આપણને પુષ્કરિણિ સૂધી ફરવા આવવાની અને અહિં બેસવાની પરવાનગી આપી એટલું બસ છે. હવે તો એકમેકને ભેટીને આપણે આ પુષ્કરિણિમાં પડતું મેલીએ તોજ આપણો છૂટકો થશે. પણ એ પણ શક્ય છે. કે કેમ તે પ્રભુ જાણે! તે દુષ્ટ ગમે ત્યાં છૂપાઇને આપણી તપાસ રાખતો હશે! આપણે પાણીમાં પડશું તો તે આપણને તરત બહાર કાઢશે."

"છટ છટ! આપઘાત કરવામાં છૂટકારો શાનો?" નૂરજહાન બોલીઃ

"અહિંથી જીવતાં છૂટી બાદશાહનો જય થયલો જોઇ, દુષ્ટ હિંદુ રાજાને કેદ કરી તેને દુઃખી થતો જોવો, એવું જોવાનું મને મળશે તોજ હું છૂટી એમ માનીશ. તેવો છૂટકારો આપણને જરૂર મળશે એવી મને આશા છે. આપણા બાદશાહની ફતેહ થશે એવી મારી પુર્ણ ખાત્રી છે. તમે નિરાશ ન થાઓ રણમસ્તખાન બાદશાહનો ફીતુરી થયો તેમાં પણ તેમનો કાંઇ હેતુ કેમ ન હોય એવો વિચાર મારા મનમાં કોઇ કોઇવાર આવે છે. તેણે આ હિંદુ રાજાપર વેર લેવાની જે પ્રતિજ્ઞા કરી હતી તે થોડા એકાદ નજીવા કારણસર તે બાદશાહ પ્રત્યે બે ઇમાની કરે તે મને કોઇવાર શક્યજ લાગતું નથી. તેમનું નૂર તેવી જાતનું નથી...."

મેહેરજાન તે સાંભળીને અધિક ખિન્ન થઇ. તેને તેમ લાગતું ન્હોતું. તેને છોડીને તેનો પુત્ર રામરાજાના પક્ષમાં એવા કોઇ હેતુથી ગયો હોય તે તેને સંભવિતજ લાગતું ન્હોતું. વળી તે રામરાજાના પક્ષમાં જઇ આનંદમાં દિવસ કહાડે છે, રામરાજાની તેના પર સંપૂર્ણ મહેરબાની છે, તેને એક પછી એક અધિકાધિક માનવંત પદવીઓ

આવે છે, રામરાજાની ખુદ ત્હેનાતમાં તેની નીમણુક થઈ છે, રામ રાજા તેની સલાહ લીધા વિના પાણી પણ પીતો નથી, એવી એવી વાતો તેના કાનપર આવી હતી તેથી તે તેનાપર ઉપકાર કરનાર વિજાપુરના બાદશાહને સદંતર ભૂલી ગયો એમજ તેના મનને લાગતું હતું. શું નૂરજહાનનું અનુમાન ખરૂં હશે ? તે તે વિષે કાંઇજ બોલી નહિ. તેણે ફક્ત એક નિસાસો નાખ્યો.

આજ સમયે રણમસ્તખાન કુંજવન પાસે આવી પહોંચ્યો તેણે ભાલાની અણીપર રામરાજાનું મસ્તક લટકાવ્યું હતું. તે પર તેણે એક રૂમાલ નાંખ્યો અને દરવાજાના દ્વાર બંધ હતાં તે ખોલવા માટે તે બુમ મારવા લાગ્યો. રણમસ્તખાનનો અવાજ સાંભળી દ્વારપરનો રક્ષક ચમક્યો. પણ તેને અટકાવવાનું કોઇ પ્રયોજન નથી એમ ધારી તેણે તેને તેના માણસો સાથે અંદર દાખલ થવા દીધો. તે અંદર જતાં સીધો બંગલા તરફ ગયો. ત્યાં તેને માર્જિના જણાઇ. તેને તેણે બોલાવી. માર્જિના તે રણમસ્તખાનજ છે એમ ધારી તેના તરફ જોવા લાગી એટલે તે બોલ્યોઃ

" માર્જિના ! તું અહિં ક્યાંથી ? મા સાહેબ અહિંજ છે કે ? નૂરજહાન–મારૂં બુલબુલ–ક્યાં છે ? આટલા દહાડા કપટ કરી મેં જે યશ મેળવ્યો છે તેના ખુશાલીમાં હું તેને નજરાણું આપવા માગું છું. જા. એક ચાંદીનો થાળ લઇ આવ. તેમાં મૂકીને હું તેને નજરાણું આપવા માગું છું."

તે સાંભળી માર્જિના ઘણી મુઝાઇ. તે તેના બોલવાનો કાંઇપણ અર્થ કાઢી શકી નહિ. ચકિત નેત્રોએ તે બાવરી જેવી તેના તરફ જોઇ રહી.

રણમસ્તખાને તેને કહ્યું :

" જા, જા. આમ મારા તરફ જોતી શું ઉભી છે ? મારી ભેટ તારી સમક્ષ મુકીને પણ હું તને વંદન કરીશ, પણ પ્રથમ મારે તે બુલબુલને આપવી જોઇએ મા સાહેબ અહિં હોય તો બહું સારૂં થાય. જા, એક રૂપાનો થાળ લઇ આવ. મારા બુલબુલને તેની ભેટ આપવાને હુ બહુ અધીરો થઇ રહ્યો છું."

માર્જિનાને જેમ તેમ વાચા આવી:

" પણ તું આમ લોહીથી નાહ્યો હોય તેવો ક્યાંથી આવ્યો ? આ છે શુ ?"

" તે તારે જલદી જાણવું હોય તો મારી બુલબુલ ક્યાં છે તે મને કહે. મને તેના પાસે લઇ જા. થાળની જરૂર નથી, નહિ હશે તો પણ ચાલશે. પણ નૂરજહાન ક્યાં છે ? મા સાહેબ ક્યાં છે ?"

" તે બન્ને પુષ્કરિણિપર જઇને બેઠી છે."

" એમકે ? બઉ એકજ જગ્યાએ છે કે ? ત્યારે તો બહુજ સારૂં-હું ત્યાંજ જાઉં છું"

એમ કહી તે ઘોડા પરથી નીચે ઉતર્યો. ભાલામાંથી મસ્તક કાઢી તે હાથમા લઇ રૂમાલથી ઢાંકયું અને ત્વરાથી પુષ્કરિણિ તરફ ચાલ્યો.

આ બાજુ મેહેરજાન નૂરજહાનને આત્મવિતી કહેવાને બદલે રહ્મતખાનના ફીતુરનોજ વાત કહેવા મંડી ગઇ હતી.

નૂરજહાને તેને કહ્યું:

" મારી આબરૂ લેનારનું રાજ્ય ઉથલાવી પાડવા માટેજ તેણે બાદશાહની નોકરી છોડી તે દુષ્ટના પક્ષમાં જવાનો હેતુ કેમ ન રાખ્યો હોય ?"

મેહેરજાને તેને કહ્યું:

"પણ એમ કરવાથી તેની પ્રતિજ્ઞા શી રીતે પાર પડી શકે ?"

નૂરજહાન તેનો જવાબ આપે તે પહેલાંજ રણમસ્તખાન ત્યાં આવી પહોંચ્યો અને તેણે છેલ્લા શબ્દો સાંભળેલા હોવાથી એકદમ બોલ્યો:

"આ આવી રીતે પાર પાડી. એ પ્રતિજ્ઞાનું પાલન કરવાની આ નિશાની. આ તમને બન્નેને ભેટ! બુલબુલ! જેણે તારી ભર દરબારમાં આબરૂ લીધી હતી તેનું આ મસ્તક હું મારે હાથે કાપી લાવ્યો છુ."

એમ કહી તેણે તે બન્નેની વચમાં તે મસ્તક નાખ્યું. તે એવી રીતે જમીનપર પડ્યું કે અસ્ત થતા સુર્યનાં કિરણો તેના પર પડવા લાગ્યાં. મહેરજાને તે મસ્તક તરતજ ઓળખ્યું. તે અત્યંત દુઃખ પામી બોલી:

"બેટા! તે-તેં આનું માથું તારે હાથે કાપ્યું!"

"હા. હા. એ પાપી કે જેનો દ્વેષ કરવાનું તમે મને નાનપણથી શીખવ્યું હતું, તેનું શીર તેના ધડ પરથી મેં મારા આ હાથે ઉડાવી દીધું છે."

"દીકરા! રણમસ્ત! બેટા! એ...એતો...તારા...બાપ...પણ હવે શું? જે થનાર તે થયું..."

આ શબ્દોની રણમસ્તખાન પર જે અસર થઇ વર્ણવી શકાય તેવી નથી. તે ગંભીર થઇ ગયો, પણ એવામાં મેહેરજાને રામરાજાનું મસ્તક હાથમાં લઇ તે તરફ એકવાર જોયું અને તે શું કરવાની છે તે કોઇપણ કલ્પી શકે તે પુર્વે તે એકદમ પુષ્કરિણી તરફ દોડી ગઇ અને રામરાજાનું શીર હાથમાં રાખી તેણે પાણીમાં ઝંપલાવ્યું!

---

## પ્રકરણ ૩૧ મું.

### પ્રેમસમાધિ.

રણુમસ્તખાન મેહેરજાનના શબ્દો સાંભળી અત્યંત ચકિત થઇ એકાદ કાષ્ટના પૂતળા પેઠે સ્તબ્ધ થઇ ગયો અત્યાર સુધી તેના મુખપર આનંદ, સંતોષ, વિજય, કૃત કૃત્યતા તથા તેવાજ બીજા જે જે વિકારોની છટા જણાતી હતી તે સર્વનો મેહેરજાનના શબ્દોએ તથા તેના આપઘાતે નાશ કર્યો. બીજે કોઈ પ્રસંગે જો તેની માતાએ પાણીમાં તો શું પણ મોટી ભયંકર ટેકરી પરથી પડતું મેલ્યું હોત તો પણ તે તેને બચાવવા દોડયો હોત; પણ આ પ્રસંગે તે અત્યંત નિર્જીવ નિશ્ચલ, નિર્વિકારી અને નિર્વિચારી થઇ ગયો હતો તે પાષાણુ બની ગયો. તેની આંખો વિસ્ફારિત પણ શૂન્ય હતી. તેણે પોતાનો એક હાથ જરા ઉંચો કર્યો હતો તે પણ તેવોજ રહ્યો હતો. તેનો એક પગ મલ્લની પેઠે જરા આગળ હતો તે પણ તેમજ રહ્યો અને બોલવા માટે અરધું ઉઘાડેલું મ્હો પણ તેવુંજ રહ્યું હતું. તેનો શ્વાસોચ્છ્વાસ પણ તે વેળા ચાલતો હશે કે કેમ તેની જોનારને શંકા ઉપજે તેમ હતું. નૂરજહાનની પણ લગભગ તેવીજ દશા હતી. રામરાજા રણુમસ્તખાનનો બાપ એ કલ્પનાથી જ તેને કંઇનું કંઇ થતું હતું. અને તે બાપનો ઘાત–તેનો શિરચ્છેદ આ શૂરવીરને હાથે થયો એ બીના તો તેને અત્યંત ચમત્કારિક લાગતી હતી. પોતાને માટે આ શૂરવીરે રણાંગણમાં શૌર્ય બતાવા પોતાની આબરૂ લેનારા શત્રુનું મસ્તક કાપી નાખી, તે મસ્તક તેને બતાવવા માટે તે લઇ આવ્યો તે જોઈ આનંદ, અભિમાન અને સાદર પ્રીતિ, એવા ત્રણુ વિકારોથી તેનું મન ભરાઇ ગયું અને તે તેના તરફ સ્થિર આંખોએ જોતી ઉભી રહી

મેહેરજાને રામરાજાનું મસ્તક લઇ પુષ્કરિણિમાં પડતું મેલ્યું. તે એક બીજી વ્યક્તિએ પણ જોયુ હતું. તે વ્યક્તિ આ બે જણ પેઠે સ્તબ્ધ ઉભી રહી નહિ. તે કોઇ જ નહિ પણ ધનમલ્લ હતો. નૂરજહાન સાથે વાત કરતી વખતે મેહેરજાનને કહેવા પ્રમાણે તે ખરેખરજ થોડાક અંતરપર તેમનાપર નજર રાખતો બેઠો હતો. રણમસ્તખાને એકા એક આવીને બેઉની વચ્ચે રામરાજાનું મસ્તક નાખ્યું તે પણ તેણે જોયું હતું. તે જોઇને તેને કેવો ભાવ થયો તે તે જાણે. પણ તે પળે તે છૂપાવાના જગ્યામાંથી બહાર આવી આગળ આવતા હતો એવામાં તો મેહેરજાને પાણીમાં પડતું મેલ્યું, તે તેણે જોયું. તે સાથે બીજો ત્રીજો કાંઈ પણ વિચાર કર્યા વિના તેણે પણ પાછળ પડતું મેલ્યું. પણ પાણીમાં ડૂબેલા બન્નેનો પત્તો લાગ્યો નહિ. ફક્ત એક ઠેકાણે પાણી જોસથી ઉછાળા મારતું હતું ત્યારે રણમસ્તખાન અને નૂરજહાનનું લક્ષ તે તરફ ગયું. પુશ્કરિણીમાંના કમળના ડુંખળામાં અથવા બીજી કોઇ વેલીઓમાં ધનમલ્લ ભેરવાઇ ગયા હતો અને તેમાંથી છૂટવાના ફાંફાં મારતો હતો. તેનો હેતુ [illegible] થયો નહિ અને તે બિચારો નવી આફતમાં ફસાયો. તેને જોઇ રણમસ્તખાનને પોતાની માતાનું સ્મરણ થયું અને તેને પાણીમાં પડી તેને કાઢવાની ઇચ્છા થઇ. પણ ધનમલ્લ જેવાને તડ ફડિયા મારતો જોઈ અંદર પડવાની તેની છાતી ચાલી નહિ. ધનમલ્લે વેલીઓના પાશમાંથી છુટવાને ભયંકર પ્રયત્ન કર્યો પણ તે છૂટી શકયો નહિ. વળી તરવાનું પણ તેને માટે અશકય થઇ પડયું એટલે ધીમે ધીમે તે પણ પુષ્કરિણિના અગાધ જળમાં ચીરકાલિન મૌનને સ્વાધિન થયો.

નુરજહાન થોડીકવારમાં ભાનમાં આવી અને તેણે રણમસ્તખાનને કહ્યું:

"મા સાહેબને કાઢવાનો પ્રયત્ન થયો નહિ તે ઠીક થયું નહિ. હવે તો—"

એટલામાં બહાર મોટા અવાજ થતો સંભળાયો અને તે અવાજ પળે પળે વધતોજ ગયો. તે સાંભળી રણમસ્તખાન બોલ્યો:

"આ તો આપણા માણસો વિજય મેળવી વિજયનગર લુટવા જતાં હોવા જોઇએ. બુલબુલ! હવે તું અહિં શું કરે છે? તારી પાસે કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે મેં કર્યું, તેં લીધેલું વ્રત મેં પાળ્યું, હું જીત્યો...હવે..."

એમ કહી તેનો હાથ પકડવા તે આગળ વધ્યો. નુરજહાન તે જોઇ એકદમ પાછળ હઠી અને બોલી:

"શું પોતાના પિતાનો શિરચ્છેદ કરનાર હત્યારાના હાથમાં હું મારો હાથ આપીશ? અને...અને...આવી પ્રેમાળ માતા તે શીર લઇ ડૂબી ગઇ તે ભૂલી આજ ક્ષણે આવી વાત કરનાર સાથે?..."

તે આમ બોલતી હતી એવામાં કુંજવનમાં સો બસો માણસો દાખલ થયા અને તેમનો ઘોંઘાટ નજીક આવતો ગયો. તેથી તે બન્નેને ત્યાંથી જવું પડયું. નુરજહાનને તો એમ લાગ્યું કે હવે આ માણસથી જેટલા દૂર જવાય તેટલું સારૂં. એવામાં એક બે માણસો તેના તરફ આવતા જણાયા. રણમસ્તખાન તેમના તરફ જોવા લાગ્યો એટલે નુરજહાન તેની નજર ચૂકવી બંગલા તરફ ચાલી ગઇ. આ વખતે કુંજવનમાં આવેલા માણસો રણમસ્તખાનના અરબ અને પઠાણ સીપાઇઓ હતા.

રણમસ્તખાને તેમને ઓળખ્યા અને નુરજહાનને કાંઇ કહેવા માટે મ્હો ફેરવ્યું તો તે ત્યાંથી ચાલી ગયલી જણાઇ. તેથી તે પણ બંગલા તરફ ગયો. લોહીના ડાઘવાળા વિચિત્ર વેષમાં ઉતાવળથી આવનાર અને તેટલીજ ઉતાવળથી પોતાની માતા પાસે પુષ્કરિણિના તટપર જનાર રણમસ્તખાનને જોઇને માર્જિના એટલી બધી બે બાકળી બની ગઇ હતી કે કેટલીકવાર સુધી તો તે હાલ્યા ચાલ્યા

વિના ત્યાંની ત્યાંજ ઉભી રહી. શું કરવું તેજ તેને સુઝયું નહિ. કેટલીય વાર સુધી તે ત્યાં સ્તબ્ધ ઉભી રહી. પછી તે રણમસ્તની પાછળ જવા નીકળી.

એવામાં કેટલાક નવીન માણુસો દરવાન સાથે મારામારી કરતાં અંદર ઘૂસ્યા. આ વળી નવું તૂત શું છે? લોહીના ડાઘવાળા માણુસો કોઇ બાજુથી આવ્યા છે એવું જોઇ તે અત્યંત ગભરાઇ ગઇ. એટલી ગભરાઇ કે આગળ જવાની તેની છાતી ચાલી નહિ. તે પુનઃ બંગલાના પગથિયા ચઢી જઇ ઉપર બેઠી. પણ ત્યાં તે સ્વસ્થ કેવી રીતે બેસી રહી શકે? કેટલીકવાર રાહ જોઇ ફરીથી તે શું છે તે જોવાને માટે પગથિયાં ઉતરવા લાગી એવામાં રણમસ્તખાનની નજર તેનાપર ગઇ અને તેજ પળે તેના મનમાં કાંઇ આવવાથી તે દોડતો દોડતો પગથિયા ચઢી તેની પાસે આવી તેનો હાથ એકદમ પકડી તે બોલ્યોઃ

"માર્જિના! હવે હું તને કદિ પણ છોડવાનો નથી. પહેલાં મને મારી ખરી હકીકત કહે."

તેનું તે વેળાનું સ્વરૂપ જોઇને માર્જિના અત્યંત ગભરાઇ ગઈ અને તેના હાથમાંથી પોતાનો હાથ છોડાવવા માટે ફાંફાં મારવા લાગી.

"પહેલાં મા સાહેબ ક્યાં છે અને આ બધી ગડબડ શાની છે તે મને જોવા દે–પછી..."

"પછી બછી કાંઇ નહિ. હમણાં આ પળેજ મને મારી પૂર્વ કથા કહી દે; નહિ તો આ આ લોહીભીના હાથોએ તારૂં ગળું અહિંયાજ દાબી દઇશ."

એમ કહી તે તેને પગથિયાપરથી બંગલાના બારણા તરફ ફેરવી લઇ ગયો. એવામાં નુરજહાનની નજર દૂરથી તેમનાપર પડતાં તે એકદમ દોડતી ત્યાં આવી પહોંચી અને જરાક ક્રોધથી બોલીઃ

" આ શું છે ? બિચારી બુઢ્ઢી બાઇને કેમ સતાવો છો ?" તેને જોઇ માર્જિના તેના તરફ વળીને બોલી:

" સતાવવા દે. સતાવવા દે. પણ મા સાહેબ ક્યાં છે ? આ બાગમાં ગડબડ શાની છે ? આ બધું છે શું ?"

શું જવાબ આપવો તે નુરજહાનને સુઝયું નહિ. મા સાહેબે પુષ્કરિણિમાં પડતું મેલ્યું, તે ઉપર આવીજ નહિ અને તેને કાઢવાનો પ્રયત્ન પણ કોઇએ કર્યો નહિ એ વાત તે કહી શકી નહિ. અને કાંઇ જવાબ ન આપતાં મૌન રહેવું પણ પરવડશે નહિ તે પણ તે સમજી ગઇ. અલ્પકાળ પર્યંત વિચાર કરીને તે બોલી:

"મા સાહેબે ટુંકામાં બધું કહીજ દીધું છે. હવે તું વિગતવાર કહે તો બહુ સારૂં "

નૂરજહાન પોતે પણ તે શું બોલી તેનો અર્થ સમજી હશે કે કેમ તે તે જાણે ! રણમસ્તખાન તેટલામાં માર્જિનાને લઇ ઉપર ગયો. ક્ષણેક્ષણે કુંજવનમાં નવા સૈનિકોની સંખ્યા વધતી જતી હતી. માર્જિના પાસેથી બધી હકીકત કઢાવવા માટે રણમસ્તખાને તેને એક ઓરડીમાં લઇ જઈ બેસાડી. તે તેને પ્રશ્ન પૂછવાની શરૂઆત કરતો હતો તેવામાં બહાર એક મોટી પલટણ આવી પહોંચી હોય એવું મોટા મોટા અવાજ પરથી જણાયું. તેઓ બંગલાના પગથિયા ચઢી ઉપર આવે છે , એમ પણ તેને લાગ્યું. આ લોકોને નાકલી દીધા સિવાય તેને શાંતિ મળવાની નથી એવો વિચાર કરી તે બહાર આવ્યો. કુંજવનમાં આવેલા માણસો તેનાજ તાબાના સૈનિકો હતા. તેણે તેમાંના મુખ્ય સરદારોને બોલાવીને કહ્યું.

" તમે હવે વિજયનગરમાં ઘૂસી બીન દેહશતે લૂંટફાટ ચલાવો. હું તમારી પાછળ આવું છું. તમારામાંથી ચાર જણને મારા રક્ષણ માટે અને દસ વીસ જણને દરવાજા આગળ પહેરો ભરવા રાખો જાવ

અને બીજા માણસો આવતા જાય તેમ તેમને પણ વિજયનગર લૂંટવા જવાનું કહેવાની દરવાનને સૂચના કરો. ”

વિજયનગર જઇ લૂંટ ફાટ કરવા માંડો એની એકવાર આજ્ઞા મળી ગઇ પછી જોઇએજ શું ? ત્યાં રહેવાની એક જણને પણ ઇચ્છા રહી નહિ ‘ હાજી. હાજી. ’ કહી બધા ત્યાંથી ચાલતા થયા. વિજય નગર જેવું ધનાઢ્ય શહેર લૂંટવાની તક છોડી પહેરેગીરી કરવા રહે કોણ ? રણમસ્તખાને જેને હુકમ કર્યો હતો તેઓ સુધ્ધાં રહ્યા નહિ. પોતાની આજ્ઞા પ્રમાણે થોડાક માણસો અહિં રહે છે કે નહિ તે જોવાની પણ રણમસ્તખાનને નવરાશ ન્હોતી. તેનું સઘળું લક્ષ માર્જિના પાસેથી સઘળી વાત સાંભળવામાં લાગ્યું હતું. ઉપર કહેવા પ્રમાણે હુકમ કરી તે પુનઃ બંગલામાં ગયો.

કુંજવનમાં આવેલા માણસોને બહાર કાઢવા માટે રણમસ્તખાન બહાર ગયો ત્યારે નુરજહાનના મનમાં એવું આવ્યું કે માર્જિના પાસેથી ખરી હકીકત કઢવી લેવી. મેહેરજાનના છેવટના ઉચ્ચારો તથા રામ રાજાનું શિર લઈ તેણે પાણીમાં પડી આપઘાત કરવાથી નુર જહાને એક તર્ક તો કર્યો હતો; પણ તે ખરોજ છે એવી ખાત્રી કરી લેવા માટે તેણે માર્જિનાને પૂછ્યું:

“ માર્જિના ! નવાબ સાહેબ હિંદુ રાજાના પુત્ર છે એ વાત ખરી છે ને ? મા સાહેબે હમણાંજ તેમ કહ્યું. તે આજે બધી વાત મને કહેવાનાં હતાં એવામાં નવાબસાહેબ ત્યાં આવ્યા. હવે મારાથી કંઇ છૂપાવવાનું કારણ નથી. જે ખરૂં હોય તે મને કહે–”

તે સાંભળી માર્જિના એકદમ ચમકી ને બોલીઃ “ પણ મા સાહેબ ક્યાં છે ? ”

“ તે હું તને પછી કહીશ, પણ પહેલાં મેં પૂછ્યું તેનો જવાબ આપ. તેમણે મને કહી દીધુંજ છે, પણ મારે ખાત્રી કરી લેવી છે;

કારણ કે એ વાત પર ઘણી વાતનો આધાર રહેલો છે. બોલ બોલ" નુરજહાન બોલી.

" હા. હા. " માર્જિનાએ કહ્યું:

" તેણે કહ્યું તે ખરૂંજ છે. નવાબ સાહેબ તે હિંદુ રાજાનોજ પુત્ર છે. વિશ્વાસઘાતી રામ રાજાએ મારી મેહેરજાનને ફસાવી દગો દઇ તેનો વિશ્વાસઘાત કર્યો. ત્યારે અમે બન્ને ક્રોધ પામી તેને તજી ગમે ત્યાં ચાલી ગઇ અને ગમે તેવાં કષ્ટો ભોગવી રણમસ્તને નાનેથી મોટો કર્યો. પછી અમે વિજાપુર આવ્યાં ત્યારે બાદશાહે અમારૂં ઘણું સારૂં સ્વાગત કર્યું...પણ મા સાહેબ ક્યાં છે ? "

તે વૃધ્ધાનું ચિત્ત અસ્વસ્થ થયું હતું. નુરજહાનને મેહેરજાને પોતાની ગુપ્ત હકીકત કહી દીધી, પરંતુ તે પોતે હજુ અહિં આવતી નથી તેનું શું કારણ ? એ વિચાર માર્જિનાના મનમાંથી ખસ્યોજ નહિ. તે બાવરી બની દીન સ્વરે બોલી:

" મા સાહેબ ક્યાં છે ? "

માર્જિનાના શબ્દોથી પોતાની શંકા નષ્ટ થઇ જવાથી નુરજહાનની વૃત્તિમાં પણ ચમત્કારિક પરિવર્ત્તન થઇ ગયું અને તે એકદમ સ્તબ્ધ બેસી રહી. એવામાં રણમસ્તખાન બધાને પાછા મોકલી અંદર આવ્યો. તેણે અગાઉની પેઠે બધી હકીકત ટુંકામાં કહી દેવાનો માર્જિનાને જોરથી આગ્રહ કર્યો

અંતે માર્જિનાએ બધી વાત ખુલાસાવાર કહેવાનો વિચાર કર્યો અને તેણે મેહેરજાન તથા રામરાજાનો મેળાપ ક્યાં થયો, કેવી રીતે થયો, તે કુંજવનમાં કેવી રીતે આવી વિગેરે વાત કહ્યા બાદ આજસુધીની હકીકત પણ કહી દીધી. રણમસ્તખાન રામરાજાનોજ છોકરો છે એ વિષે હવે કોઇને સંશય રહ્યો નહિ. તે હકીકત સાંભળતી વેળા રણમસ્તખાન તથા નૂરજહાનની ચિત્તવૃત્તિ કેવી થઇ હશે તે શબ્દોમાં વર્ણવવું લગભગ અશક્ય જેવુંજ છે. રણમસ્તખાન તદ્દન સ્તંભિત થઇ ગયો

તેના મનમાં આજસુધીમાં રામરાજા સાથે તેને આવો કોઈ જાતનો સંબંધ હશે એવી શંકા પણ આવી ન્હોતી. હવે તેના દીલમાં ખરો પ્રકાશ પડયો. " તું મારો છોકરોજ છે ' એમ કહી રામરાજા તેની સાથે વારંવાર પ્રેમાળ વર્ત્તન ચલાવતો તેનું રહસ્ય હવે તેને સમજાયું. પણ તેને તેને માટે દ્વેષ કેમ ઉપજ્યો ? તેની સાથે તેણે આટલું કપટ કેમ કર્યું ? એ બીના મનમાં આવતાં તેને કંઇનું કંઇ થઇ ગયું. પોતે પિતૃઘાતી છે–તેના પોતાના હાથે તેણે પોતાના પિતાનો શિરચ્છેદ કર્યો આ કેવું ભયંકર પાતક ! એવું મનમાં આવતાં તે બાવરો બની ગયો તેના આંખો ફાટી ગઇ તે જે તરફ જોતો હતો ત્યાં તેનું ધ્યાન હોય એમ ન્હોતું લાગતું, દિવાનાની આંખો જેવી હોય તેવી તેની આંખો થઇ ગઇ તથા તે જે જગાએ બેઠો હતો ત્યાં સ્વસ્થજ બેસી રહ્યો. ફક્ત તેનું મન અને આંખો તે સ્થળે ન્હોતી એમ તેને જોનારને તરતજ તેની વૃત્તિપરથી લાગ્યું હોત.

નૂરજહાનની સ્થિતિ પણ હવે અતિ વિલક્ષણ થઈ. રણમસ્ત ખાન માટે તેના મનમાં અત્યારસુધીનો પ્રેમ અને માનની લાગણી હતી તે હવે સંપૂર્ણ ક્ષય પામી. અત્યાર સુધી રણમસ્તખાન એક સત્યપ્રતિજ્ઞ રણધીર વીર હતો. તે પુષ્કરિણીના કિનારા પર તેને અને મેહેરજાનને બક્ષીસ આપવા માટે રામરાજાનું મસ્તક લઇને આવ્યો ત્યારે તે તેના પર વારી ગઇ હતી. તે પળથી તે તેને પોતાનો ભાવી પતિ માની બેઠી હતી. પણ એ બધી ભાવના ચૂર થઈ ગઇ. હવે તે એક વ્યભિચારથી જન્મેલો–હિંદુરાજાનો પિતૃઘાતી પુત્ર છે, એટલુંજ તેને જણાવા લાગ્યું. તેના પડછાયામાં ઉભા રહેવામાં પણ પાપ છે એમ હવે તેના મનને લાગવા માંડયું. તે હવે તેના તરફ જોતી સુદ્ધાં નહિ. તેની સામે બેસવું નહિ, ત્યાંથી ઉઠી જવું એમજ તેના મનને લાગતું હતું, અને હવે શું કરવું, અહિંથી કેમ ચાલી જવું, તેના માણસો કયાં મળશે, તેની વિવંચના કરવા લાગી.

આ બાજુએ રશુમસ્તખાન ક્ષણેક્ષણે અધિકાધિક બાવરો બનતો ગયો. તેના મનમાં કેવા વિચાર ચાલતા હતા, તેની કલ્પના કરવી અતિ કઠીન છે. તે જ્યાં બેઠો હતો ત્યાંથી એકદમ ઉભો થયો અને તે શું કરશે તેની કોઇ કલ્પના કરી શકે તે પહેલાંજ નૂરજહાનનો હાથ જોસથી પકડીને બોલ્યો:

"તારે માટે, નૂરજહાન ! મારા બુલ બુલ ! તારે માટે મે એ બધું કર્યું. એનું ખુન પણ તારે માટેજ કર્યું. જો ! કોના રક્તથી મારા આ હાથ રંગાયલા છે ? જેણે ભર દરબારમાં તારી આબરૂ લીધી હતી તેનાજ. તો પછી હવે વાર શામાટે કરેછે ! આપણે હવે પરણી જઇએ. તું મારી પત્ની બન. વ્હાલી ! ચાલ, હવે વાર કરવામાં શો સાર ? તારો દુશ્મન—તારૂં અપમાન કરનાર ગયો. મેં તેને મારા હાથે મારી નાંખ્યો. આપણાં લગ્ન કરવાને કોઇ કાજી કે મુલ્લાંની જરૂર નથી. આપણે બેજ હોઇએ તો બસ છે. ચાલ, આપણા લગ્નની મંગલભૂમિ ત્યાં જ છે તે મંગલભૂમિપર જઇ આપણે લગ્ન સંસ્કાર આટોપી લઇએ. ચાલ, ચાલ. તારે હાથે તથા મારે હાથે બીજાં કોઇ પાતક ન થાય તે માટે પછી આપણે એકમેકને ગાઢ આલિંગન દઇ પુષ્કરિણીમાં ચીરકાળ સુધી સાથે રહીશું. આ લોહી—આ રક્ત તેં મારા હાથોપર લગાડાવ્યું તો હવે મને મારૂં ઇનામ આપ. ચાલ, ચાલ, હવે હું તને કેમ છોડું ? તું પણ મને શી રીતે છોડી શકીશ ? આપણે હવે એક બીજા વિના નહિ જીવી શકીએ. તે જો—ત્યાં—ત્યાં. મારી મા અને પેલો—રામરાજા જેણે મારી માને ફસાવી હતી તે—મારો બાપ તેનું માથું—મેં કાપ્યું—તે જો—જો ! આપણા લગ્ન પ્રસંગે આપણને આશિર્વાદ દેવાને બન્ને પુષ્કરિણીની સપાટીપર આવ્યાં છે. જો ! જો ! હું ખોટું નથી કહેતો. તેઓ આપણને બોલાવે છે, તે સાંભળ. રામરાજાએ મારી માતા પાસે પાપ કરાવ્યું એટલે તે તેને લઇ

પુષ્કરિણીમાં ગઇ. તેં મારે હાથે પાપ કરાવ્યું. હવે હું તને ત્યાંજ લઇ જઇશ. ચાલ. ચાલ. ચાલ........અમે બન્ને આવીએ છીએ. હવે અહિં—આ પાપી દુનિયામાં નહિ રહીએ. જો ! જો ! મારી મા કેવી આપણને જુએ છે, તે જો અને તે–તે–પેલાનું મસ્તક જો તો ખરી ! બન્ને આપણને બોલાવે છે. ચાલ, આપણે આપણા વિવાહની મંગલ વિધિ પૂરી કરીએ. વ્હાલી ! મને ગાઢ આલિંગન આપ, મારી સાથે ચાલ—આ લોકને છોડી સ્વર્ગ અથવા નર્કમાં ચાલ...! ચાલ, ચાલ, પ્રિયે લગ્ન કરવા ચાલ. મને ગાઢ આલિંગન આપ. મારી પ્રતિજ્ઞા પાલનનું મને ઇનામ આપ—" આ શબ્દો દિવાના જેવી હાલતમાં ઘોઘરા અવાજે બોલતો બોલતો રણમસ્તખાન નૂરજહાનનો હાથ પકડી રાખી તેને પુષ્કરિણી તરફ લઇ ગયો. તેણે નુરજહાનનો હાથ આ વેળાએ એવા જોસથી પકડ્યો હતો કે તેથીજ તે અર્ધી મરી જેવી ગઇ હતી. એક તો રણમસ્તખાનનું શારિરિક બળ જબરજસ્ત હતું તેમાં ઉન્માદાવસ્થાથી વધારો થયો હતો એટલે પછી પૂછવુંજ શું ? તેણે તેને ઘસડવા માંડી તે તડફડવા લાગી. એટલે તેને તેણે ઉંચકી લીધી. એકાદ નાના બાળકને ઉપાડી લે, તેમ તેણે નુરજહાનને ઉપાડી લીધી. હજુ પણ નૂરજહાન તડફડી રહી હતી. બૂમ પાડવાનો પ્રયત્ન કરવા લાગી. પણ રણમસ્તખાનનું ભાન ઉડી ગયું હતું, તે દિવાનો થઇ ગયો હતો. તેણે નુરજહાનને જોસથી પોતાના હાથમાં પકડી રાખી હતી અને એકાદ વાઘ જેમ શિકારને પકડી ટેકરી પરથી ગુફા તરફ દોડયો જાય તેવી રીતે તે તેને લઇ બંગલાનાં પગથિયાં ઉતરી પુષ્કરિણી તરફ ચાલ્યો.

"વ્હાલી ગભરાયછે શા માટે ? આપણે લગ્ન કરવા જઇએ છીએ. પછી એકમેકને ભેટીને ચીરકાલ સુધી પુષ્કરિણીની ગોદમાં આપણે સાથે રહેવાનાં છીએ. વ્હાલી ! ચાલ, લગ્ન કરવા ચાલ. મારાં માબાપને મળવા આ દુષ્ટ જગતને તજી દઇ સ્વર્ગ અથવા

નર્કમાં ચાલ. મારાં માબાપ આપણને આશિર્વચન દેવાને બોલાવે છે. ચાલ, ચાલ, જલદી ચાલ."

નુરજહાનને ઉંચકીને પુષ્કરિણિ તરફ દોડવાથી રણમસ્તખાનને દમ ચઢી આવ્યો હતો. પણ તેનો આવેશ કમી થયો ન્હોતો. છેવટે તે પુષ્કરિણીપર આવી પહોંચ્યો. જે રથજે મેહેરજાન તથા નુરજહાન પ્રથમ બેઠી હતી–જ્યાં તેણે રામરાજાનું મસ્તક બન્નેને નઝર કર્યું હતું–તે જગ્યાએ જઇને ઉભો રહ્યો અને પુનઃ તે બોલ્યોઃ

"મા ! મા ! આવીએ છીએ. અમે બન્ને પતિપત્ની તમારી પાસે આવીએ છીએ. તમે આગળ જાઓ. અમે પાછળ આવીએ છીએ."

આ શબ્દો મોટા મોટા સ્વરે બોલી તેના હાથમાં પડેલી બેભાન નુરજહાનની સાથેજ તેણે પુષ્કરિણિમાં પડતું મેલ્યું. તેમના ચમત્કારિક લગ્નની મંગળવિધી જોવાને આસપાસની વૃક્ષલતાઓ તથા આકાશમાંના નક્ષત્રો સિવાય બીજું કોઈ ન્હોતું. તેણે પાણીમાં પડતું મેલતાંજ તેના શબ્દોનો પ્રતિધ્વનિ વાતાવરણમાં ગુંજી રહ્યો.

"તમે આગળ જાઓ. અમે બન્ને તમારી પાછળ આવીએ છીએ."

પરંતુ તે પાણીમાં પડવાથી થયલા અવાજમાં તેના અવાજનો પ્રતિધ્વનિ મળી ગયો. પાણીમાં બન્નેનાં શરીરો પડવાથી મોટો ધમાકો થયો. કેટલાક બુદબુદ ઉડયા. તરંગો–વર્તુળો ઉત્પન્ન થયા અને પછી થોડીજ વારમાં સઘળું શાંત થઇ ગયું.



# પ્રકરણ ૩૨ મું.

## ઉપસંહાર.

લડાઇમાં હિંદુઓ પરાજિત થયા પછી વિશેષતઃ રામરાજાનું મસ્તક તેના રથમાં જઇ કોઇ કાપી લઇ ગયું, એવી બાતમી હિન્દુ લશ્કરમાં પસરવાથી હિન્દુ લોકોમાં હાહાકાર વર્તી ગયો. મુસલમીન સેનાનીઓને સ્વચ્છંદે મહાલવાનો પ્રસંગ મળશે એવું તેમને સ્વપ્ન આવ્યું ન્હોતું, તેમ હિંદુઓને પોતાનો આવો સખત પરાભવ થશે એમ પણ લાગ્યું ન્હોતું. હવે આપણે મલેચ્છો તથા દુશ્મનોને પૃથ્વી પરથી નાબુદ કરી નાખીશું એવા મનોરાજ્ય ઘડનારા હિંદુઓ પર આ પરાભવથી વજ્રાઘાત થયા જેવું થયું.

અત્યંત વિશ્વસ્ત સ્થિતિમાં સુખનિદ્રામાં પડેલી વ્યક્તિ સુખ સ્વપ્ન જોતી હોય તેવામાં એકાએક આકાશમાંથી તેના પર એકાદ તીવ્ર શસ્ત્ર આવી પડે તો તેની જેવી સ્થિતિ થાય તેવી સ્થતિ આ વેળાએ વિજય નગરની પ્રજાની થઇ. પોતાના સૈન્યનો પરાભવ થશે, તેને પાછળ હઠવું પડશે. તેને છિન્નભિન્ન કરી નાંખવામાં આવશે, રામરાજાનો આવો અતિ ભયંકર અંત આવશે એવી લોકોને કલ્પના સુદ્ધાં ન્હોતી. મુસલમાનોનો પરાભવ થશે અને અલ્પ કાળમાં ચારે મુસલમાની રાજ્યો પોતાના માંડલિક થશે એટલે

વિજયનગરનું સામ્રાજ્ય કૃષ્ણા નદીની પેલી પાર સુધી નહિ પણ ઉત્તર હિંદુસ્થાન સુધી ફેલાઇ મોગલો પર પણ સમાનત્વ મેળવશે એવી સુખદ કલ્પનામાં વિજયનગરની પ્રજાનાં મગજ ઘુમી ગયા હતાં. પરંતુ એકાએક તેમના પર વજ્રપ્રહાર થયો. એ આઘાતનું પરિણામ અતિ ભયંકર આવ્યું.

અગાઉ કોઇવાર વિજયનગર સુધી કોઇ શત્રુ આવ્યો ન્હોતો એમ ન્હોતું, પણ આ પ્રસંગે તેમ થયું નહિ. સમરાંગણમાંથી હતાશ થઇ આવેલા સૈનિકોએ દીન વાણીથી પોતાના પક્ષની હારની વાત નગરજનોને કહેતાં સર્વત્ર હાહાકાર વર્ત્તાવ્યો. રાજકુટુંબના જે પુરૂષો રજવાડામાં હતા તેઓ જેટલો મળ્યો તેટલો અવેજ લઇ નગર છોડી જવા લાગ્યા. તેમના આવા કામથી લોકોનાં દીલ તુટી ગયાં. તેમાં પણ રણાંગણમાંથી નાસી આવેલા તિરૂમલ્લરાયે પોતાના નિવાસમાં આવીને કેદ કરેલા સદાશિવરાયને લઇ શહેરમાંથી પ્રયાણ કર્યું અને સાથે અખુટ સંપતિ પણ તે લઇ ગયો. ખુદ સેનાપતિ આમ વર્તે તો પછી બીજા શું કરે? જેને જે હાથમાં આવ્યું તે લ' નગર બહાર ચાલતા થયા. નગરમાંના શેઠ શાહુકારો તથા બીજાં લોકો માટે કોઇ સ્થળે જવું મુશ્કેલ થઇ પડયું. દ્રવ્ય લઇ જવા માટે બળદ, ઘોડા ઉંટ અને ખચ્ચર તથા હાથી આદિ સાધનો લડાઇમાં ગયાં હતાં, તે પાછાં આવ્યાં ન્હોતાં એટલે પોતપોતાનું દ્રવ્ય સતાડી દીધા સિવાય બીજો રસ્તો નહોતો. તેમણે તેમ કર્યું તથા નગરમાંના સબળા તરૂણો શસ્ત્ર ધારણ કરી પોતાના સંરક્ષણ માટે સજ્જ થવા લાગ્યા.

પણ આ સમયે કેટલાક અંતસ્થ શત્રુઓ ઉભા થયા. ચોરી અને લુંટનો ધંધો કરતા વંજારી, લંબારી, કુરૂબ, વેદુ વિગેરે લોકોએ શેઠશાહુકારોના ઘર લુંટવા માડયાં. તેમના ટોળાના ટોળા

શહેરમાં દાખલ થયા. દુકાનો લુંટાઇ, ભંડારો અને કોઠારોની હાલ હવાલી થઇ. આવી ટોળીઓએ એક દિવસમાં આખું નગર લુંટયું

એક દિવસ વિજયનગરની આવી અંતસ્થિતિ થઇ. અને બીજા ત્રણ ચાર દિવસ પછી શત્રુઓએ શહેરમાં દાખલ થઇ તેથી પણ વધુ પાયમાલી કરી. ફક્ત શહેર લૂંટી સંપતિ લઇ જવાનોજ મુસલમાનોનો હેતુ ન્હોતો. આખા શહેરનો વિધ્વંસ કરવાની તેમણે પ્રતિજ્ઞા લીધી હોય એમ જણાયું. તેમણે નિર્દયતાથી કતલ કરવા માંડી. રજવાડાપર તોપનો મારો ચલાવ્યો. દેવળો તોડી નાખ્યાં. સેંકડો મૂર્તિઓ ભાંગી નાખી એટલુંજ નહિ પણ નૃસિંહની પ્રચંડ મૂર્તિના ટુકડેટુકડા કરી નાંખ્યા. મોટા મોટા સભામંડપો, જેમાં હજારો ઉત્સવો થયા હતા—જ્યાં રાજાઓએ લાખો મહોરો દાન કર્યાં હતા—તે સભામંડપોના ચૂરે ચુરા કરી નાંખ્યા તેનના સપાટામાંથી કાંઇપણ બચ્યું નહિ. જે કારિગિરિ પાછળ લાખો નહિ પણ કરોડો મહોરોનો ખર્ચ થયો હતો તે કારિગિરિ—તે નકશીકામ—નો નાશ કરતાં મુસલમાનોને પૂરા આઠ દિવસ પણ લાગ્યા નહિ.

જે અરબ—પડાણોએ વિજય નગરનું અન્ન ખાધુ હતું તેમણે રણમસ્તખાનના વિશ્વાસઘાતથી તથા તેણે રામરાજાનું મસ્તક કાપવાથી ધીટ થઇ પ્રથમ કુંજવનમાં પ્રવેશ કર્યો અને ત્યાંથી એક-દમ વિજયનગર જઇ ઉપર કહ્યા પ્રમાણે તેનો નાશ કરવાની શરુઆત કરી. આ સમયે બાદશાહી લશ્કર પાછળ જ વિસામો લેતું પડેલું હતું. રણાંગણમાં પોતે વિજયી થયા છે, પણ નગરમાં જતાં કોણ જાણે શું થશે, એમ ધારી તેઓ પડી રહ્યા હતા પણ અરબ અને પઠાણ લોકોએ શહેરમાં જઇ લૂંટ કરી લોકોને તદ્દન ચૂપ કરી દીધા છે એવી ખબર મળતાં તેમને પણ શુર છૂટયું.

વિજયનગરની સ્થિતિ નિરાધાર થઇ પડી છે એવી ખબર મુસલમાન સૈન્યને મળી પછી શું પૂછવું ? એક પછી એક ટૂકડી આરામ લઇ, તાજી થઇ દુર્દૈવે નિરાધાર થયલા વિજયનગરમાં ઘૂસી હાલહવાલી કરવા લાગી. લોકોને કોઇનો આશરો રહ્યો નહિ. આટલાં વર્ષ જે દેવતાએ તેમનું સંરક્ષણ કર્યું હતુ તે તેમને દૈત્યને સોંપી પોતે ગમે ત્યાં ચાલી ગયા હોય એમ જણાયું. દેવતાની કૃપા દૃષ્ટિ તે હતભાગી શહેરપર જરા પણ રહી હોય એમ પ્રજાને લાગ્યું નહિ.

જેને જ્યાં લાગ ફાવ્યો ત્યાં તેણે લૂંટ ચલાવી. કેટલાંય વર્ષોથી વેપારીઓએ એકઠી કરેલી સંપત્તિ સમૂળી લૂટી જવાનો નિશ્ચય કરીને જ મુસલમાની સેના આખા શહેરમાં લૂંટ ચલાવી રહી હતી.

આ ઐશ્વર્યયુક્ત નગરમાં કેટલી સંપત્તિ હતી તેની આ લૂંટ થઇ ત્યાં સુધી કોઇને કલ્પના પણ ન્હોતી. ફૂટો નામનો એક ઇતિહાસકાર લખી ગયો છે “ આ લૂંટમાં અલોટ લક્ષ્મી લૂંટાઇ ગઇ. તેમાં એક હીરો મરઘીના ઈંડા જેવડો મોટો હતો, આ હીરો રામરાજાએ પોતાના ઘોડાના શિરપેંચપર રાખ્યો હતો. તે પાછળથી આદિલશાહના હાથમાં ગયો. જે રાજ્યમાં ઘોડાના શીરપેંચ પર મરઘીના ઈંડા જેવડા હીરા હોય તેના રાજ્ય કુટુંબમાં અને શેઠ શાહુકારોના ઘરમાં કેટલી સંપતિ હશે તેની કલ્પના કરવી પણ ઘણી દુસ્તર છે !”

આ બીનાનો જે ઇતિહાસ મળે છે, તે મુખ્યતઃ મુસલમાની અને પોર્ટુગીઝ લોકોએ લખેલોછે. એટલે તેમાં સાચું શું અને ખોટું કેટલું તે સમજાતું નથી. તે શહેરની એક દિવસમાં જે દુર્દશા થઇ તે પર દુર્લક્ષ કરાય તેમ નથી. ઇતિહાસકારોની અતિશયોક્તિ બાદ કરતા પણ આ સામ્રાજ્યમાં એકવાર દ્રવ્યની રેલમ છેલ હતી તે વિષે તો શંકા

છેજ નહિ. આ નગરની આવી દુર્દશા દૈવની અવકૃપાથી થઇ એમ કહી શકાય નહિ. એક પુરુષની દુષ્ટતા સાથે દૈવની અવકૃપાના મેળાપથી એક વેલાનું ઉન્નત હિન્દુ સામ્રાજ્ય જોતજોતામાં ધુળમાં મળી ગયું હતું, તે કહીએ તેજ ન્યાયસંગત લાગે છે.

વિજયનગર પર આ ભયંકર વજ્રપ્રહાર થયો તેથી તેની કેટલી દુર્દશા થઇ, મુસલમાનોએ તેની કેવી પાયમાલી કરી, તિરૂમલ્લ વ્યંકટાદ્રિ અને સદાશિવરાયનું પાછળથી શું થયું તે વાંચનારે ઇતિહાસમાંથી વાંચી લેવું. માર્જિના ત્યારપછી ચાર દિવસ પણ જીવી નહિ. કુંજવનમાંજ તેનો દેહ પડયો બીજા પાત્રો વિશેષ મહત્વના ન હોવાથી તેમને વિષે ખાસ ખુલાસો કરવાની કાંઇ જરૂર નથી.

પ્રિય વાંચનાર ! અમારી નવલકથા કુંજવનમાં જ શરૂ થઇ હતી અને કુંજવનમાંજ પૂરી થાય છે. જે પ્રેમે કુંજવનને નંદનવન સમું બનાવ્યું હતું તે પ્રેમનો કરૂણ અંત આખરે “ કુંજવનમાંજ ” આવ્યો અને રામરાજા, મેહેરજાન અને રણમસ્તખાન તથા નુરજહાંન પુષ્કરિણીમાં પ્રેમસમાધિમાં લીન થઇ ગયા.

સમાપ્ત